# અહેવાલે એડન.

## સંસ્થાનનું વર્ણન.

પડોશના દેશોના ટુંક ઇન્તેખાબ સાથે.

રચનાર:

સોરાબજી ખરશેદજી ગાંધી (મામા)

L. M. E., M. I. Mar. E.,
M. I. Mech. E., M. I. Naval Archt.

મુંબઇ:

"સાંજ વર્તમાન" છાપખાનામાં છપાવી પ્રગટ કીધી છે.

૧૯૦૭.

# દીબાચો.

**એડન** શેહરના વૃતાંતને લગતું ગુજરાતી ભાષામાં આ પુસ્તક પહેલુંજ બહાર પડે છે. તેમાં **યમન દેશને** લગતી સઘલી જાણવાજોગ ઇતિહાસરૂપી બાબદો, ત્યાંના વસતા લોકની રીતભાત તથા રાહરસમને લગતું બયાન, વેપારીઓ અને જાહેર પુરૂષોને ઉપયોગી બાબદો, જેવી કે વેપાર, ધંધો રોજગાર, હુન્નર ઉદયોગ, અને જાહેર ખાતાંઓ વગેરેની જાણવાજોગ વીગતોનો સંપુર્ણ સમાવેશ કરવામાં આવ્યો છે. વલી ખાનગી સહાસથી હસ્તીમાં આવેલી જુદી જુદી કોમોની પેહડીઓને લગતી ટુંક અગત્યની જાણવાજોગ વીગતો મેહનત લઇ દાખલ કરી છે.

આગલ થઇ ગયલા તથા હાલ વસતા એડનના જાણીતા અને લોકપ્રીય રહીશોની કારકીર્દીનું ટુંક જીવનચરિત્ર આપ્યું છે. અમારા મરહુમ મીત્ર અને ખૈરઅંદેશ ભાઇ શેઠ રતનજી દોરાબજી દીનશાહ એડનવાલાના આગ્રહથી એલફીનસ્ટન કોલેજમાં ચાલતા અભ્યાસ દરમ્યાન મળતી કાંઇક ફુરસદને વખતે ઇ૦ સને ૧૮૮૭ માં આ પુસ્તક રચવાની શરૂઆત અમોએ કીધી હતી. જયારબાદ આજ લાંબે વખતે ઉપલો રમુજ સાથ જ્ઞાન આપનારો અહેવાલ જાણીતા પુરૂષો પાસેથી તથા કેતાબોમાંથી સંગ્રહ કરી એક પુસ્તકના આકારમાં બહાર પાડવાની સઘળી ગોઠવણ ઇશ્વર કૃપાથી સંપુર્ણ થઇ છે.

અમારા લાંબા વખતના ધારેલા આ સહાસને ફતેહમંદ બનાવવાને જે સાહેબોએ કીમતી વીગત પુરી પાડી છે તેઓનો તેમજ જે સાહેબોએ આગલથી ઘરાક થઇ આ પુસ્તક ખરીદવાની ખુશી બતાવી છે તેમનો આ તકે આભાર માનીએ છીએ.

આ પુસ્તકને તેની સંપુર્ણ હાલતમાં બહાર પાડવાને જે સંખ્યાબંધ ચોપડીઓ ચોપાન્યાં તથા રસાલાઓનો બહોળો ઉપયોગ કરવો પડયો છે તેના કર્તાઓનો મોટો ઉપકાર માનીએ છીએ.

ખંબાલા હીલ, મુંબઇ,

**સો. ખ. ગાંધી**
**( મામા )**

તા૦ ૩ જી નવેમબર ૧૯૦૭.

અહેવાલે એડન—રચનાર શો. ખ. ગાંધી ( મામા. )



મરહુમ શેઠ કાવશાજી દીનશાહ એડનવાલા.

# અર્પણ પત્રિકા.

આ પુસ્તક

**મરહુમ શેઠ કાવશજી દીનશાહ,**

સી. આઇ. ઈ.,

**એડનની દેશી કોમના વડા અકાબરની**

**અશો યાદમાં**

પ્યાર અને આભારની અદના ઇધાણી દાખલ

અર્પણ કર્યું છે.

# શેઠ કાવસજી દીનશાહ એડનવાળા, સી૦ આઇ૦ ઇ૦

———:૦:———

**શેઠ કાવસજી દીનશાહ એડનવાળા** રોજ ૧૭ મો સરોશ, માહ ૧૨ મો અસપંદારમદ સને ૧૧૯૬ યઝદેજરદી, તા૦ ૧૪ મી સપટેમબર ઇસવી સને ૧૮૨૭ માં જનમ્યા હતા. તેવણના પીતા શેઠ દીનશાજી દીસા ગામના રહીશ હતા. શેઠ દીનશાજીએ શરૂઆતમાં દીસાથી મુંબઇ આવીને કેટલોક વખત શરાફી ધંધો ચલાવ્યો હતા, અને તે પછી તેવણ તે વખતના જાણીતા વેપારી શેઠ મંચેરજી એદલજી સોપારીવાળાને ત્યાં નોકરી રહયા હતા તથા પાછળથી પોતાના એ શેઠ તરફથી લશકરી કમીસરીયેટ ખાતાં જોડે અફગાન લડાઇમાં ગયા હતા. શેઠ દીનશાહજીએ કેટલોક વખત સુધી પોતાના શેઠની વફાદારીથી નોકરી બજાવી તેવણનું દીલ જીતી લીધું હતું, જેથી શેઠ મંચેરજી સોપારીવાળાએ પાછળથી શેઠ દીનશાજીને એડન ખાતેની પોતાની પેહેડીના મેનેજર નેમયા હતા. એ પેહેડીનો વહીવટ મરહુમ શેઠ દીનશાજીએ પોતાનાં મરણ સુધી ચલાવ્યો હતો. મરહુમ શેઠ કાવસજીએ મુંબઇની સોસાયટી સ્કુલમાં ટુંક કેળવણી લીધી હતી. શેઠ કાવસજીને ૧૬ વરસની અતી જવાન વયે સ્કુલ છોડવી પડી હતી. શરૂઆતમાં તેવણ મુંબઇના એક છાપાખાનામાં વગર પગારે શીખાઉ તરીકે રહયા હતા અને ત્યાં કેટલાક માસ સુધી નોકરી કરયા પછી તેવણનો માસીક પગાર રૂ. ૩ નો ઠરાવવામાં આવ્યો હતો. દોઢ વરસ સુધી એટલા નાના પગારે નોકરી કરયા પછી સને ૧૮૪૫ ના એપ્રીલ માસમાં ગુડ ફ્રાઇડેને દીને મરહુમ શેઠ કાવસજી પહેલ વહેલાં એડન ખાતે ગયા હતા, અને ત્યાંની મેશરસ સોપારીવાળાની પેહેડી ઉપર એક મદદનીશ તરીકે રહયા હતા. એડન ગયા પછી પાંચ વરસે તેવણે પોતાની એક જુદી પહેડી ત્યાં ઉઘાડી હતી અને સ્ટીમર પોઇંટ ઉપર પોતાનો ધંધો શરૂ કરયો હતો. રફતે રફતે તેવણને સરકારી કંત્રાકટો મળવાથી તેવણનો ધંધો વધુ ધીકવા લાગો હતો. તેવણે નામદાર સરકારની બજાવેલી કીમતી સેવાની પીછાન તરીકે તે વખતના એડનના પોલીટીકલ રેસીડંટ કેપટન હેનસે એવણને એક મોટું ઘડીઆળ ભેટ આપયું હતું, જે

તેવણુની પેહેડી ઉપર હજી સુધી જાળવી રાખવામાં આવ્યું છે. એડનને એક ઉપયોગી બારૂં બનાવવામાં મરહુમ શેઠ કાવસજીએ મોટો હીસો આપયો હતો. એડન ખાતે મીઠું પાણી પુરતા જથ્થામાં મળી શકતું ન હોવાથી, ખારાં પાણીને મીઠું બનાવવાના સાંચાઓ શેઠ કાવસજીએ એડનમાં ઉઘાડયા છે. એ ઉપરાંત બરફ બનાવવાનું કારખાનું, શરાફી પહેડીઓ, તાર આફીસો તથા બીજાં કેટલાંક ઉપયોગી ખાતાંઓ તેવણે એડનમાં ઉઘાડયાં છે. તેવણે યુરોપની એક ડજનથી વધુ પેહેડીઓની આડતો મેળવી હતી, જે સઘળી આડતોનું કામ હજી પણ તેવણુની પેહેડી હસ્તક ચાલે છે. ઇંગલંડ તથા યુરોપની અરધી ડજન સ્ટીમર કંપનીઓની આડત પણ શેઠ કાવસજીની પેહેડીને મળેલી છે, અને પોરટુગલના કાનસલ તરીકેનું કામ પણ એવણુનીજ પેહેડી ચલાવે છે. એબીસીનીયા (૧૮૬૭) તથા સુઆકીમ (૧૮૮૨)ની લડાઇ વખતે મરહુમ શેઠ કાવસજીએ બ્રીટીશ લશકરી ખાતાંને કરેલી કીમતી મદદ માટે તેવણુને સરકાર તરફથી ખાસ શાબાસી મળી હતી. એ રીતે મરહુમ શેઠ કાવસજી થોડાંક વરસમાં એડન ખાતે એક જાહેર શેહેરી અને મોટા વેપારી થઇ પડયા હતા. જયારે તેવણ પહેલવહેલા એડન ગયા ત્યારે તેવણુને ખયાલ પણ ન હતો કે થોડાંક વરસમાં તેવણ એ બારાંના આગેવાન વેપારી થઇ પડશે. તેવણે એડનમાં ધંધો શરૂ કરતી વખતે એક નાનું ઝાવલું ત્યાં નાંખયું હતું, પણ તેવણુનો વેપાર ધંધો વધવા પછી એ ઝાવલાંની જગાએ એક મોટી મહેલ જેવી ઇમારત તેવણે બાંધી હતી, જયાં હાલ તેવણુની પહેડીનો વહીવટ ચાલે છે. પોતાના ધંધાની શરૂઆતમાં શેઠ કાવસજી સઘળું કામકાજ પોતાના હાથે કરતા હતા અને કલાકો સુધી ઘોડા ઉપર સ્વાર થઇને પોતે જાતે બધે ફરતા હતા, પણ આજે તો તેવણુની પહેડી ઉપર લગભગ ૧૫૦ પારસી મદદનીશો નોકરી બજાવે છે. સને ૧૮૭૩ માં મરહુમ શેઠ કાવસજીએ પોતાના વધતા જતા વેપારને અરથે "સર બારટલ ફ્રીઅર" નામની સ્ટીમર રૂ. ૩૭૫૦૦ ની કીમતે વેચાતી લીધી હતી.

મરહુમ શેઠ કાવશજીના ધીકતા વેપારની ઝડપ જોઇને તથા તેમના કામકાજથી ખુશી થઇને **જંગબારના નામદાર સુલતાન** તેમજ કેટલાક મોટા સરકારી ઓધેદારોએ સુચના કરવાથી શેઠ કાવશજીએ

જંગબાર ખાતે સને ૧૮૮૪ માં પોતાની એક પેઢી સ્થાપી હતી, જેનો વહીવટ હાલ સુધી ચાલુજ છે.

મુંબઇના જાણીતા શેહેરી અને એડનના "શાહ સોદાગર" શેઠ કાવસજી દીનશાહ એડનવાળા ૭૩ વરસની બુઝરગ વયે રોજ ૧૨ મો માહા ૧૦ મો શેહેનશાહી સને ૧૨૬૯ યઝદેજરદી અને શનીવાર તા૦ ૨૩ મી જુન ૧૯૦૦ ને દીને મુંબઇમાં તારદેવ ખાતેના પોતાના બંગલામાં બેહેસ્તનશીન થયા હતા. શેઠ કાવસજી પોતાનાં મરણની કેટલાક દીવસ અગાઉ લાનોલી ખાતેના પોતાના બંગલામાં રહેલા હતા, જયાં તેવણને કમનસીબે કાલેરાનો રોગ લાગુ પડવાથી તેવણને તુરતજ મુંબઇ લાવવામાં આવ્યા હતા, જ્યાં આખરે બેહેસ્તનશીન થયા હતા. તેવણના મરણની ખબર બાહેર પડતાંજ મુંબઇની પારસી કોમમાં ભારે દલગીરી ફેલાઇ હતી.

———:o:———

આ પુસ્તકને તેની હાલની સંપુર્ણ હાલતમાં બહાર પાડવાને નીચલા સંખ્યાબંધ ચોપડી, ચોપાન્યાં તથા રસાલાઓનો બોહલો ઉપયોગ કરવો પડયો છે, જે માટે તેના કર્ત્તાઓનો ભારે આભાર માનીએ છીએ.

*Capt. R. L. Playfair's "History of Arabia Felix or Yemen."*

*Capt. F. M. Hunter's "Account of Aden."*

**શમસુલ ઓલમા એ૦ જીવનજી જ. મોદીનું "નોશેરવાન અદલ" ઉપર ભાષણ.**

**મા૦ અરદેશર ડોસાભાઇ મુનશીની રચેલી "પુરાતન પારસીઓની તવારીખ."**

**મી૦ પાલનજી બરજોરજી દેસાઇએ રચેલી "તારીખે શાહાને ઇરાન."**

**મરહુમ મી૦ બ. પા. દેસાઇનું "સાસાની શાહનામું."**

**ખા૦ બા૦ બહ્મનજી બે. પટેલે રચેલી "પારસી ધર્મ સ્થળો" તથા "પારસી પ્રકાશ."**

*"Aden," a Short Account of the Settlement, by Lieut. A. H. E. Moose.*

*"Three Hours in Aden."*

**Crichton**.—History of Arabia and its People. London 1852.

**Mas-coo-di**.—Kitab Merooj el Dthahab: The Historical Encyclopædia, entitled The Meadows of Gold and Mines of Gems; translated from the Arabic of El-Mas-oo-di, by Aloys Sprenger, M.D., and published for the Oriental Translation Fund.—London 1841.

**Mod. Univ. Hist.**—Modern Universal History. London, 1759.

MS. No. 6930.—MS. No. 6930 of the Additional Manuscripts in the British Museum entitled "Excerpta de Historia Arabum," Arabic Text and English Translation—Anon without date.

**Percival.**—Ess-as sur l'Histoiredes Arbase avant l'Islamisme, pendant l'epoque de Mohommed et jusqu'a la Reduction de toutes les Tribus sous la loi Musslemane; par A. P. Caussin de Perceval. Paris. 1847. Also translation of the Portions of the above work in the Bombay Quarterly Magazine and Review, 1851 to 1853, vols. ii. iii.

**Peacock.**—Specimen Historiæ Arabum; auctore Edvards Pococki: accessit Historiæ Veterum Arabum, ex Abool. Feda; Cura Antonii Sylvestre de Sacy; edidit Josephus White.—Oxonii, MDCCCVI.

**Wright.**—Early Christianity in Arabia: an Historical Essay, by Thomas Wright, M.A., F. S. A., &c. London, 1855.

# સાંકળ્યું.

## પ્રકરણ ૧ લું.

ભુગોલ—શમશમની ટાંચ—ઠંડીની મોસમ—ગરમીની મોસમ—લાંબો વસવાત—થરમોમીટર પારો—રાતનો દેખાવ—સુરજનું અસ્ત પામવું—રૂતુ—અસુખાકારી માસ—સુખાકારી—દુઃખદરદ—ચેપી રોગ—પ્લેગ મરકી—ઉતારૂઓને સુચના—શીતલ ટેકરી—લાઇટ રેલવે—ડી ધાલા.

## પ્રકરણ ૨ જું.

કીનારો—કીનારો લાઇટ શીપ—બારૂં—બારાં નજદીકના ટાપુઓ—નવા ધક્કા બાંધવાની યોજના—બારૂં—એડનની અગત્યતા—બારૂં—કોલસો—બારૂં—મુખ્ય બતીઓ—કવોરનટીન—શાહજાદાની મુલાકાત—માહરાણીનું બાવલું—ઉતારૂઓ—પરોણા—હોજફ—માઅલા—ઉતરાણ—ક્રેતર—બુગદો—તુરંગ જેલ—તુરંગ—દયાની બેહેનો—મારકીટ—ગામ—તીજોરી—શમશમ—આરબ હુમલો—તનલ—સીરા બારૂં—શેખ ઉસ્માન—બેંડ સ્ટેન્ડ—ગોલ્ડ મોહર વેલી.

## પ્રકરણ ૩ જું.

ઉદયોગ—ફ્રી પોર્ટ—કોરી—પીછાં—હોદેદા—રેલવે—માઅલલા—એડનના હુન્નર ઉદયોગ—સોમાલી ઘર બાંધવાનું—મીઠું બનાવવાનું—દારૂ ગાળવાનો હુન્નર—વહાણ બાંધવાનું કામ—યુરોપ્યન હુન્નર—છાપવાનો અને ચોપડી બાંધવાનો હુન્નર—વહાણ બાંધવાનું કામ—યુરોપ્યન હુન્નર—છાપવાનો અને ચોપડી બાંધવાનો હુન્નર—એડનને ૧૮૫૦ માં ફ્રી પોર્ટ જાહેર કરવામાં આવ્યું—કોલસો—કોરી—ગુલી—પીછાં—શાહમુર્ગ પકડવાની રીત.

## પ્રકરણ ૪ થું.

### એડનનો ઇતિહાસ.

ભાગ ૧ લો—ઇ૦ સ૦ પુર્વ ૩૦ થી ઇ૦ સ૦ ૫૭૨ સુધી.
ભાગ ૨ જો—ઇ૦ સ૦ ૫૭૩ થી ઇ૦ સ૦ ૬૩૨ સુધી.
ભાગ ૩ જો—પેગમબર મહમદનો જનમ.
ભાગ ૪ થો—નોશેરવાને એદલની પારકાં રાજ્ય સાથની રાજ્યનિતી.
ભાગ ૫ મો—પારસીઓને મળેલા ફરમાનો—આરબની ફરીયાદ—અમીરની ફરીઆદ—બહેરાગોર—નોશીરવાન.

## ભાગ ૬ ઠ્ઠો.

### યમનમાં રાજ્ય ઇ૦ સ૦ ૬૨૨ હીજરી સનેની શરૂઆતથી ૧૯૦૫ સુધી.

પેગમ્બર મહમદના સરદાર અલી—એ હરીફ પેગમ્બરો—યમનમાં સ્વતંત્ર રાજ્ય—ઇમામ—એડનની પાણીની નેહેર—પોરટુગીસ લોકની એડનમાં મુલાકાત—આલફાન્સો આલબુર્ક—ઇજીપ્ટનો હલ્લો—તરકીનો હલ્લો—કેપટન શાર્કી—ઇસ્ટ ઇંડીયા કું૦—ડચ ઇસ્ટ ઇનડીયા કું૦—સર થોમસ રો—કેપટન શીલીંગ મોખામાં—લાહજના સુલતાન—મી૦ સૉલ્ટ—કેપટન હેન્સ—કોલસાનું મથક—એડન ઇંગ્રેજ સરકારના હાથમાં—મહારાણી **વીકટોરીયાના રાજ્યમાં** આવેલું **પેહેલું સંસ્થાન**—સુલતાનને પહેલો પગાર—શેખ ઉસમાનની જીત—લીટલ એડન—યમનમાં તુર્કીઓ.

સૂએઝ કેનાલ ખોલી—લીટલ એડનની ખરીદી—શેખ ઉસમાનની ખરીદી—સોમાલીલેન્ડમાં અંગ્રેજો—બાઉનડરી કમીશન—મેડ મુલ્લાં—યમનમાં દુકાળ.

---

## પ્રકરણ ૫ થી ૮

### વસ્તી.

### સોમાલી—આરબ—યાહુદી.

એડનમાં વસ્તા લોકોની રીતભાત, રાહરસમ, ખોરાક, પોશાક, તથા જન્મ, સુન્નત, લગન અને મરણની ક્રીયાઓનું બ્યાન.

એડનની કુલ્લે વસ્તી—આગલાં વરસોની વસ્તીની ગણત્રી—મરકીને લીધે વસ્તીમાં ઘટાડો—વસ્તીની છેલ્લી ગણત્રી—વસ્તી બે ભાગમાં વેંહચાયલી—મુખ્ય વસ્તી આરબ, સોમાલી—**અંગ્રેજો—અંગ્રેજી વધુ પેહડીની ગેરહાજરી—સોમાલી**—સોમાલી સ્ત્રીઓ—સોમાલી ઓલાદ—સોમાલી સીપાઇ, શીકારી, દીઆ—સોમાલી જાતોની ઉત્પતિ—તજી દીધેલી સોમાલી ઓરતો તથા છોકરાંઓ—સોમાલી ખોરાક, પોશાક—સોમાલી કુમારીકા—સોમાલીમાં સુન્નત, લગન, મરણ ક્રીયા—

**આરબો**—આરબ પોશાક—આરબ ઓરતોનો પોશાક—આરબોનો ખોરાક—આરબોમાં સુન્નત, લગન, જન્મ, મરણ ક્રીયા-કાટ—**યાહુદીઓ**—યાહુદીઓનો પોશાક— યાહુદી ઓરતોના પોશાક—યાહુદીઓમાં જન્મ, લગન, સુન્નત, મરણ ક્રીયા—સોમાલીઓનો ખોરાક—યાહુદીઓનો ખોરાક—હીંદીઓનો ખોરાક.

એડનમાં ધર્મ—લોકોનું ધર્મ ઉપર ચુસ્ત યકીન—યાહુદી શનીવાર— ૧૮૭૩ નું ધર્મ સંબંધી હુલ્લડ.

---

## પ્રકરણ ૯ મું.

## એડનમાં પારસીઓ.

પારસી વસ્તી સને ૧૮૭૨-૧૮૮૧-૧૮૯૧-૧૯૦૧ માં જુદે જુદે ઠેકાણે એડનમાં પારસી વસ્તી-પારસી સ્ત્રી પુરૂષો, કુમારા, પરણેલા, રંડાયલા-આગલી પારસી તવારીખ-અંગ્રેજો સાથ આવેલા પેહેલા પારસીઓ-પેહેલા પારસી વેપારી, દુકાનદાર, કન્ટ્રાકટર-કમીસરીએટ ખાતાંમાં પારસીઓ-પેહેલું પારસી કુટુંબ-પારસી સ્ત્રીઓ બુરખામાં-મેહરવાન બાગ-પહેલા પારસી મોબેદ-પારસી મતફેરના લગાદ તરીકે "મોબેદ બાદશાહ"-પેહલું દોખમું-શેઠ મે. સો. ખ. નાં દોખમાની તાણો પુરવાની તથા પરથવાની ક્રીયા-જુના દોખમાની તખ્તી ઉપરનો લેખ-શેઠ મે. સો. ખરેઘાટ-૧૮૪૯ માં એક પારસીનું ખુન-પારસી આતશકદેહ-શેઠ કા. દી. જુની અગ્યારી-વધુ મોબેદની જરૂર-બેહદીન ક્રીયા કામ કરનારની બીન સ્વાથી મદદ-તેની યાદગારીનું ફંડ-પહાડ ઉપરનું અનજુમનનું નવું દોખમું-જુનું દોખમું બંધ કરવાનું સરકાર તરફનું ફરમાન-નવું દોખમું બંધાયા અગાઉ મરણ પામેલાંની લાસો ભુમીદા કરવાની ફરજ-"હવદ" બાંધી ભુમીદા કરેલી લાશો પાછી નવાં દોખમાંમાં ચઢાવી-તે લાશો તદન સારી હાલતમાં મળી આવી-સઘડી ઉપરની તખ્તીનો લેખ-"મોબેદ બાદશાહ" ની કીમતી મદદ-શેઠ એદલજી માણેકજીએ બંધાવી આપેલો પહાડ ઉપર જવાનો પાકો રસ્તો-અનજુમનનો મોટો બંગલો-એડનના નામીચા પારસી નર નારીની ટાંગેલી સબીઓ-દરેમેહેરના મોબેદને ખાન સાહેબનો સરકારે બક્ષેલો ખેતાબ-મીઠાં પાણીનો કુવો; તે ઉપર લેખ.

---

## પ્રકરણ ૧૦ મું.

### વરસાદ-પાણી પીવાનું-ટાંકાંઓ-કનડેનસરો.

આગળાં વરસોમાં પડેલો વરસાદ-પાણી-આઇસ-પાણી પીવાનું મેળવવાની ૪ રીતો. (૧) કુવાઓ, (૨) નેહરો, (૩) ટાંકાંઓ, (૪) કન્ડેનસરો-ટાંકાંઓની તવારીખ-એડનની જોવા લાયક જગ્યાઓમાં મુખ્ય ટાંકાંઓ-આગલા પારસી પાદશાહોના વખતમાં બાંધેલાં ટાંકાં-વીચીત્ર બાંધકામ-પાણી એકઠું કરી લેવાની યુકતી-ટાંકાંઓ પાછલ થયલો ખરચ-વેચાતાં પાણીની કીમત-સરકારી તથા ખાનગી કનડેનસરો-આગલા સરકારી નોકરોને મલતું પાણીનું લવાજમ.

---

## પ્રકરણ ૧૧ મું.

વજન અને ભરતનો કોઠો-લંબાઇનો કોઠો, ખોરાકી-દારૂકામ-પારસી યુરોપ શૉપો-અનાજ, ભાજીપાલો, ફ્રુટ વનસ્પતી, પ્રાણીઓ-પક્ષીઓ-જીવ જંતુ-માછલી: શાક, કાળુ માછલી, મરમેન-મરમેડ, દરીઆઇ ગાય, કોરા-સેલ્સ, મોતી-પાળેલાં જાનવરો-સોમાલી ટટુઓ-અરબી ઘોડા, ગાડી, ઘોડા, પોલો પોની, વેચાણ-ભાડુતી ગાડી, ઘેરની ગાડી-ઓટો-ઉંટ, ઉંટની જાત, કીમત, ઓજ્ને-ગધેડાની જાત, કીમત-દુધાલી ગાય, ગાય, બળદ, દુધની ડેરી-મેંઢા-બકરાં-આટો-મારકેટ-મરઘાં બટકાં-નોકરો-ઘરો-વર્તમાનપત્ર-છાપખાના.

---

## પ્રકરણ ૧૨ મું.

### જાહેર ખાતાંઓ.

કેથલીક મીશન-સ્કૉચ મીશન-કોનવેન્ટ-મેસોનીક લૉજ-યુરોપ્યન ઇસ્પીતાલ-દેશી ઇસ્પીતાલ-પ્રીન્સ ઓફ વેલ્સ તથા જરબાઇ ડીસ્પેનસરી-પ્રીન્સ ઓફ વેલ્સ ડીસપેનસરીની સ્થાપના-ડૉકટરો-જરબાઇ ચેરીટેબલ ડીસ્પેનસરીની સ્થાપના-ડૉકટરો.

---

## પ્રકરણ ૧૩ મું.

### એડનની આજુબાજુના મુલકો, તથા આરબ જાતો.

યમન–મોખા કાઝી–સનાઅ–બીર અહમદ–સૈયદ–પીરમ–હોદેદા–બાઉન્ડરી કમીશન–સોમાલી લૅન્ડ–મેડ મુલ્લાં–બરબરા–બુલહાર–ઝેલા–ફ્રેંચ સોમાલીલેન્ડ–જબુતી–ઝેલા–ઇટાલ્યન સોમાલીલેન્ડ–ઇરીત્રીઆ–મોસાવા–આસમારા–આરબ જાતો–અબદલી–સુલતાન લાહજનો–ફડથલી–અકરબી–બીજી આરબ જાતો–હોશાબી, અમીરી–ડીંધાલાનો અમીર.

---

## પ્રકરણ ૧૪ મું.

કારભાર—લશ્કર—એલચીખાતાં—બેંકો—આડતો—શીપ કુાં૦—કોસ્ટીંગ આગબોટો—દર—વેપારી પેહડીઓના મકાનોની વીગત—રીડીંગ રૂમ—બજાર ભાવ—ભાડાંનો દર—ગધેડાંનો દર—બોટ ભાડું—સીકકાનું ચલણ—માલનો દર–તારના સંદેશાનો દર–ઇસ્પીટાલમાં દવાદારૂ–રહેવાનો દર.

---

## પ્રકરણ ૧૫ મું.

### એડનના હિંદુ રહીશો.

છેલ્લી હીંદુઓની ગણત્રી–જુદી જુદી જાતો–"બન્યન"–આડની–મુળ વાણીઆઓ—પોરબંદર—"બખા" મોખાના હીંદુઓ—લાંબો વસવાટ—મુખ્ય વેપાર—"બખાઇ"—બખામાં વાણીઆઓની પેહડીનો વીચીત્ર વહીવટ કરવાની રીત—પેહેલાં રસોઇઓ—વધતાં વધતાં શેઠ થાય—૨૦૦) વરસની જુની પેહડીનાં પડતીનાં કારણો—વીરચંદ અમીરચંદ—ધનરાજ હેમરાજ—અરબસ્તાનના બીજા ભાગોમાં વાણીઆની પેહડીઓ—મોટી પેહડીઓ—ફુલચંદ કેશવજી—મહાજનના શેઠીયા—મેઘજી પરમાનંદ—મુલજી રાઘવજી—હરખચંદ કરમચંદ—હરીદાસ ચાંપશી—કાપડના વેપારીઓ—તંબાકુના વેપારીઓ—સુરતના વેપારીઓ—દલાલો–દેપાલા—કેળવણી—શાળા—ભાટીયા હીંદુઓના ધર્માલયો–પાંજરાપોલ–શ્રી હીંગળાજ માતાનું દેહરૂં—તપાગચ્છનું દેરાસર—હવેલી—અપાસરો.

---

## પ્રકરણ ૧૬ મું.

### જાણીતા પારસીઓના જન્મચરીત્ર.

---

## પ્રકરણ ૧૭ મું.

### દેશી વેપારી, દલાલો વગેરેનું લીસ્ટ.

# "અહેવાલે એડન."

## પ્રકરણ ૧ લું.

ભુગોલ.—શમશમની ટોંચ.—ઠંડીની મોસમ.—ગરમીની મોસમ.—લાંબો વસવાત.—થરમો-મીટર પારો—રાતનો દેખાવ.—સુરજનું અસ્ત પામવું.— રૂતુ—અસુખાકારી માસ.—સુખાકારી.—દુઃખદરદ.—એપી રોગ.—પ્લેગ મરકી.—ઉતારૂઓને સુચના.—શીતલ ટેકરી.—લાઇટ રેલવે.—ડી ધાલા.—

### ભુગોલ.

ભુગોલ.

**એડનનું સંસ્થાન** એ નાના ખડકવાલા દ્વીપકલ્પોનું બન્યું છે, જેમાં પુર્વ તરફ "એડન" અને પશ્ચિમ તરફ "લીટલ એડન," નાનું એડન આવેલું છે. તેઓ વચ્ચે એક અખાત આવ્યો છે, જેનું બારૂં બન્યું છે; તથા અર્બસ્તાનના કોસ્ટાનો એક ટુકડો ૬ મૈલ લાંબો અને ૩ મેલ પહોળો તેઓ વચ્ચે આવ્યો છે. એડનનો સામટો વીસ્તાર ૭૫ ચોરસ મૈલ છે.

Latitude 12°-47″ N.

Longitude 45°-0″ E.

એડન અરેબ્યા ફેલીકસમાં આવેલા યમનના પ્રગણાને દક્ષીણ કીનારે આવ્યું છે.

વસ્તીવાળો તથા કીલ્લેબંધી કીધેલો ભાગ પુર્વ તરફ છે, જેને એડન "ગામ" કરી કહે છે. ત્યાં ઉંચી ખડકવાલી ઘણું કરી એક ટાપુ જેવી ટોંચ આવી છે, જેને Gibralter of the East એટલે પુર્વ તરફનું "જીબ્રાલ્તર" કહે છે તે ભાગ અર્બસ્તાનની મુખ્ય જમી-નથી ૨ મેલ દુર આવ્યો છે, જેની સાથે તે એક સાંકડી નીચી સપાટ રેતીવાલી સંયોગીભુમીથી જોડાયો છે.

"શમશમ" ની ટોંચ.

આ ઉંચી ટેકરી લંબાઇમાં ૫ મેલ અને પહોળાઇમાં ૩ મેલ છે અને તે સુકા ભુરા રંગના ખડકોથી બની છે. ત્યાં એક જગ્યાએ "શમશમ"નો પહાડ આવ્યો છે, જે **૧૭૬૦) ફીટની** ઉંચી ટોંચ ધરાવે છે, અને તે આગલા બલતા પહાડની ગવાહી આપે છે.

# એડન.

ઋતુ—

એડનની આબોહવા ઉત્તર–પુર્વ વરસાદની મોસમમાં એટલે અકટોબરથી એપ્રીલ મહીના સુધી ઠંડક આપનારી હોય છે, તથા નવેમ્બર ડીસેમ્બર અને જાનેવારી માસમાં **ખુશનુમા** અને **મનપસંદ** રહેછે.

ઠંડીની મોસમ

વરસના બાકીના માસમાં ગામમાં "શમાલ" નામનો ઉત્તર તરફથી ફુંકતો ગરમ રેતીવાલો પવન ફુંકેછે. તોપણ "તવાહ" અથવા સ્ટીમર પોઇન્ત આગલ પશ્ચિમ તરફનો સીધો દરીઆ આગલથી આવતો પવન મધ્યમ ઠંડક આપનાર હોય છે, જેથી તે તરફ યુરોપીયનો તેમજ પારસીઓ રહેવાનું વધુ પસંદ કરેછે.

મે મહીનો તથા અકટોબર મહીનો ખસુસ કરી અસુખાકારીભર્યો હોયછે કેમ જે તે વખતે વરસાદની મોસમમાં ફેરફાર થાયછે. પવન એકદમ બંધ થઇ જાયછે અને હવા **બંધયાર** તથા ત્રાસ આપનારી હોયછે. ખસુસ કરીને રાતના પેહલા ભાગમાં પુષકલ ગરમી પડેછે અને સવાર પડતાં એક ઠંડા તાજગી આપનારો જમીન તરફનો પવન ફુંકવા માંડેછે.

ગરમીની મોસમ.

એડનને ડાકતરો હમેશાં કાંઇ અસુખારીભરેલું મથક ગણતા નથી, પણ આ તો જાણીતી વાતછે કે લાંબા વસવાટથી યુરોપીયનોની મગજ શકતી કમતી થતી જાએછે તથા તેઓની દેહ લથડતી જાયે છે તેમજ વલી હીંદુસ્તાનના દેશીઓને પણ એડનના લાંબા વખતના લાગટ વસવાતથી ખમવું પડેછે. તે છતાં એડનની આબોહવા જેમ કેટલાક દેશીઓ ધારેછે તેવી ખરાબ નથી.

બીજા ગરમ દેશો સાથે સરખાવતાં તે ઘણી ઠીક છે. ખરી વાત છે કે વરસમાં મોટો ભાગ થરમોમાટર ઉપર રહેછે. તો પણ તે અરસામાં વરસાદના પવનો જે મક્રમ પણે અને ઘણા જારથી ફુંકે છે તેથી ગરમામાં ઘટાડો થાય છે અને આબોહવામાં ફેરફાર થાયછે.

લાંબો વસવાત.

વરસમાં સરાસરી રાસ ઘેરમાં પારો ૮૫° ફે. રહે છે. માસીક રાસ જાનેવારીમાં ૭૮° થી જુનમાં ૯૮° રહેછે, જે વેલા ગરમામાં ૧૦૨° ઉપર જાય છે; અને ઠંડીમાં ૭૨° સુધી ઉતરી પડેછે. અકટોબરથી એપ્રીલ સુધી અર્બસ્થાન

થરમોમીટર પરો.

ના જંગલોમાંથી સુકકો ઠંડો પવન આવે છે, તેથી રાતના ૭૫° થી દીવસના ઘેરમાં ૮૫° સુધી પારો ચઢેછે. આકાશ સ્વચ્છ અને ચળકતું રહેછે, અને હવા તન્દુરસ્તી વધારનારી, ઠંડક આપનારી, તથા આનંદમય રહેછે.

રાતનો દેખાવ.

અરેબ્યન વાર્તાઓમાં વાંચવામાં આવતી રાતોના જેવી રાત રહે છે. બેશુમાર હીરાજડીત બેતરના જેવા તારાઓ પ્રકાશી રહેછે.

"મેલરોઝ એબે" અને હીંદુસથાનના "તાજ મેહલ"ની માફક એડનની રચના રાતના નીહાલવા લાયક છે. ખસુસ કરીને તાંકાંઓ તથા દરેમેહર આગલ જોતાં રાતનો દેખાવ કોઇપણ સારા ચીતારાની પીંછીને જેબ આપી શકે. દરીઆમાંથી નીકલી આવેલા જબરા ઉંચા ખડકો એ સ્થળમાં રહેલા એકાંતવાસ તેમજ અંધકારમાં અતીશય ઉમેરો કરેછે.

**સુરજનું અસ્ત પામવું—**

સુરજનું અસ્ત પામવું.

સ્ટીમર પોઇન્ત ઉપરથી બારાંમાં લીટલ એડન તરફ અસ્ત પામતા સુર્યનો દેખાવ ખચ્ચીતજ મોહ પમાડનાર છે. ઉનાલામાં પડતી પુષ્કળ ગરમીનું જોર (દક્ષીણ—પશ્ચીમની વરસાદની મોસમમાં જુનની આખેરીએ શરૂ થઇ આગસ્ટની આખેરી સુધી ચાલવાથી) કમી થતું જાએ છે. આ અરસામાં કુદરત પોતાનું કામ અજાએબ જેવી રીતે બજાવે છે. એક મક્રમ ભીનાશવાળો પવન ઇનડયન મહાસાગરમાંથી ફુંકતો આ સંસ્થાન ઉપરથી પસાર થાય છે જેથી સૂર્યનાં અતી ઘણા તપતાં કીરણોની ગરમી કમતી થતી જાયછે. જો આ પ્રમાણે સુર્યની ગરમી કમી નહી થતી હતે તો એડનના ખડક ઉપર યુરોપીઅનોને વસવું કેવલ અશકય થઇ પડતે.

રતુ—અસુખાકારી માસ.

સખત નુકસાનકારક મહીનાઓ મે, જુન અને સપ્ટેમ્બરનાં છે. વરસાદની મોસમોની વચ્ચેના એ અરસામાં પવન ફુંકતો નથી. ગરમી પુષ્કળ રહેછે. ઘેરમાં એ વખતમાં રાતના ગરમી ૯૦° અને દીવસમાં ૧૦૦° રહેછે, અને હવા ભીનાશથી ભરેલી રહેછે. તે વેળા હવા મંદ, ગરમ અને કંટાળા ભરેલી હોય છે. માથે ગરમી ચઢી જવાનો સંભવ રહેછે, પણ ઘણું કરીને એ સઘલું

જે માણસો પોતાની જીંદગી નિયમીત રીતે સંભાલથી નથી ગુજારતા તેઓનેજ લાગુ પડે છે.

## સુખાકારી—

સુખાકારી.

લશકરની છાવણી માટે પુર્વ તરફના લશકરી મથકોમાં એડન પણ **એક સુખાકારીભરેલું મથક** ગણાય છે. એડનમાં લશકર આવવા બાદ સીપાઇઓની માંદગીમાં પુષ્કળ ઘટાડો થતો રહેછે, અને ઘણા યુરોપીયનો એડનમાં ચાલુ વસવાટ છતાં ઘણા વરસો સુધી સારી તંદુરસતી ભોગવતા જણાયા છે. તે છતાં ઘણા લાંબા વખતના વસવાટથી એવું કહેવાય છે કે મગજ શકતી કમતી થતી જાએ છે.

દુઃખદરદ.

એડનમાં કશોએ **ચેપી રોગ નથી.** "એનતેરીક" તાવ જવલેજ આવે છે. પણ ગરમીની મોસમમાં કોઇને સખત તાવ આવે છે, જેને "રૅકફીવર" અથવા ખડકની તાવ કહે છે, જેના ઇલાજ એ છે જે તુરત દરિયામાં એક નાની સફર કરી આવવાથી તે તાવ તદન મટી જાએ છે.

ચેપી રોગ.

પ્લેગ મરકી.

એડનના દફતરોની નોંધ ઉપર ફકત બે Epidemic ચેપી રોગો નોંધાયા છે, જેમાં ઑગસ્ટ ૧૮૮૧ ની સાલમાં કોલેરાનો બુરો રોગ તથા ફેબરવારીથી જુલાઇ ૧૯૦૦ ના અને ૧૯૦૪–૦૫ ની સાલમાં **મરકીનો ઉપદ્રવ** થયો હતો, જે થોડાક વખતમાં નાબુદ થયો હતો.

પહેલું તો લીલોતરીની ગેરહાજરી, બીજું સુકી જમીન અને ત્રીજું સ્વચ્છ પીવાનું પાણી (સંચા વડે ખારૂં પાણી મીઠું કરી બનાવવામાં આવે છે.) તે ત્રણ સબબોને લીધે ગરમ દેશમાં સાધારણ ફાટી નીકળતા સંખ્યાબંધ **દુઃખદરદો સામે થવાને, આદમીઓ શકતીવાન** થાય છે. જખમને રૂજ આવતાં લાંબો વખત લાગે છે. ફેફસાંના દરદથી પીડાતા દરદીઓ માટે શીઆલાની મોસમ સૌથી ઉત્તમ છે. મેહુતન કરવા બાદ બદનની ઘણી સંભાળ લેવાની જરૂર છે, કેમ જે ઠંડો સુકકો ઉત્તર–પુર્વ તરફથી ફુંકતો પવન જરૂર સરદી કરે છે, જેથી "રૂમેટીઝમ" અથવા "ન્યુરેલજ્યા"થી પીડાતા દરદીઓને ઘણું ખમવું પડે છે. નીચલા દરદોથી સંભાળ લેવાની જરૂર છે:—

મેલેરીઅલ અને સૂરજનો તાવ, Scurvy, Ulcer, ગડગૂમડાં, મરડો, ન્યુરેલજ્યા, અને Heat stroke, રૂમેટીઝમ; **અજબ જેવું એ છે કે ઉપલાં દરદો,** ગરમીની મોસમ કરતાં ઠંડીની મોસમમાં વધારે ગલબો કરે છે, એનું કારણ એવું માલમ પડે છે જે સખત મેહનત કરવા બાદ બદન ખુલ્લું રાખવાથી તરત સરદી પેવસ થાય છે, જે નુકસાન કરે છે.

ઉતારૂઓને સુચના

એડનમાં તંદરોસ્તી જાળવવાની નીચલી યુકતી છે. સુરજના તાપમાં બહાર જતી વખતે સુરજની ટોપી અથવા **છત્રી વાપરવી.** રાતના કમરબંદ પેહરવો, તથા અંગ ગરમ હોય તે વેળા તુરત કપડાં બદલી નાંખવા અને **ઠંડો પવન** તે ઉપર **ખાવો નહી.**

બારાંમાં આગબોટ ઉપર ગમે એવું ઠંડક આપનારૂં ખુશનુમાં દીસે છતાં કીનારે ઉતરતા ઉતારૂઓએ જાણવું જોઇએ જે ત્યાં સુરજના કીરણો અતીશય તીક્ષણ તથા ગરમીવાલાં હોય છે.

નબળી આંખોવાળા ઉતારૂઓએ જમીન અને પાણી ઉપરથી પાછી ફેંકાતી સુરજની રોશની અટકાવવા માટે તડકાનાં **કાલા ચશમા** વાપડવા

**હવા ખાવા જવાનાં મથકો—**

શીતલ ટેકરી

એડનમાં વસતા શેહરીઓ માટે એક મુખ્ય ખામી એ છે કે ત્યાં હવા ખાવા માટે કાંઇ પણ ઉંચુ ટેકરીવાળું મથક વસાવ્યું નથી. સોમાલીલેંડમાં **"બરબરા"** શેહેર આગળ અતી સુંદર ટેકરીઓ હાજર છે અને નજદીકમાં યમનની ઉંચી ટેકરીઓ જે ૬૦૦૦ ફીટ ઉંચી છે તે ફકત ૭૦ મૈલ દુર છે, પણ તેનો ઉપયોગ કરવાને કશાંએ પગલાં લીધાં નથી.

લાઇટ રેલવે

એડનમાં એક **લાઇટ રેલવે** બાંધવાથી વેપાર વણજને ફાયદો થાય એટલુંજ નહી, પણ આ હવા ખાવા માટેની ટેકરીઓ ઉપર જવા આવવાનો માર્ગ પણ ખુલ્લો થઇ શકે તેમ છે. તોપણ સોમાલી કોસ્ટા ઉપર આવેલા "જબુતી" શેહર તરફથી ફ્રેંચ લોકોએ તેમજ ઇજીપશીઅન રેડ સી ઉપર આવેલાં "મોસાવા" શેહર તરફથી ઇટાલ્યન લોકોએ એબીસીન્યામાં આવેલાં "હરાર" શેહેર સુધી રેલવે સડક નાખી છે, જેથી **"હરાર"** અને **"આસમારા"ની** ૬૦૦૦ ફીટ ઉંચી ટેકરીઓ ઉપર સેહલગાહે જવું સેહેલ થઇ પડે છે.

"હીનતરલેન્ડ" ના મુલકોમાં, જંગલોમાં અને નીચે ટેકરીઓમાં મેલેરીઆની ઘણી સખત જાતની તાવ હસતી ભોગવે છે. પણ ઉંચાણવાળા દેશમાં જેવાં કે "ડીંઘાલા" ની ખીણ જેની ઉંચાઇ ૪૫૦૦ ફીટ અને તેથી પણ વધુ છે તે તરફની આબોહવા મધ્યમસર થંડક અને તંદરોસ્તી આપનારી છે.

ડીંઘાલા

જ્યારે "ડીંઘાલા" ને એડન વચ્ચે આગગાડીની સડક થશે ત્યારે લશકરી "સેનીતેરીયમ" માટે તે સર્વથી સરસ જગા તરીકે લેખાશે. હાલ તુરત પણ થોડેક દરજ્જે લશકરને હવા ફેરફાર કરવાના મથક તરીકે તે ઘણું લાભકારક થઇ પડયું છે.

હાલ ત્યાં અંગ્રેજોએ વસવાટ કરવાથી એડનના કેટલાક સાહસીક પારસી વેપારીઓએ પોતાની દુકાનો ખોલી છે.

**ભાષા:-**

એડનની મુખ્ય ભાષા આરબી છે. પણ સોમાલીઓ પોતપોતામાં સોમાલી ભાષા બોલેછે. અંગ્રેજો તેમજ હીંદુસ્થાનના દેશીઓ સાથ આરબ, સોમાલી, હીંદુસ્થાની ભાષા બોલેછે.



# પ્રકરણ ૨ જું.

કીનારો–કીનારો લાઈટ શીપ.–બારૂં.–બગાં નજદીકના ટાપુઓ.–નવા ધક્કા બાંધવાની યોજના.–બારૂં.–એડનની અગત્યતા.–બારૂં.–કેલસો.–બારૂં.–મુખ્ય બતીઓ.–કવોરનટીન.–શાહજાદાની મુલાકાત–મહારાણીનું બાવલું.–ઉતારૂઓ.–પરોણા.–હોજરૂ.–મામલા.–ઉતરાણ.–ફેનર.–બુગડો.–તુરંગ જેલ.–તુરંગ.–દયાની બેહેનો.–માર્કીટ.–ગામ.–તીજોરી.–શામ શામ.–આરબ હુમલો.–તનલ.–સીરા બારૂં.–શેખ ઉસ્માન.–બેંડ સ્ટેન્ડ.–ગોલ્ડ મોહર વેલી.

---

**એડનનો ભોમ્યો—**

**એડનમાં દાખલ થતાં કીનારાનો નજરે પડતો દેખાવ.**

કીનારો

આગબોટોમાં એડન ભણી આવતાં દુરથી સુકકા, કાલા પાહાડો નજરે પડે છે, જે અંધકાર અને વેરાન જમીન જેવા દેખાય છે. જેમ જેમ સ્ટીમર એડન નજદીક આવતી જાય છે તેમ તેમ ઉતારૂઓની નજરે **પેહેલો "શમશમ"** ડુંગર પડેછે. તેની ટોચ ૧૭૬૦ ફીટ દરીઆની સપાટીથી ઉંચેછે. એ ટોચ ઉપર એક **વાવટાકાઠી** છે, જે એડન આગલ આવતી જતી આગબોટોની સીગનલ આપે છે. પુર્વ દીશાએથી આવતાં વહાણો ઉપરથી બારાંમાં દાખલ થવા આગમજ નીચલા દેખાવો અનુક્રમે એક પછી એક નજરે પડે છે. પેહલાં **"મારશગ"** પોઇન્ત આવે છે, જ્યાં એક **દીવાદાંડી** છે, જે ઇનડયન મહાસાગર પસાર કરવા બાદ વહાણવટીઓને પેહેલી નજરે પડે છે. ત્યારબાદ "એલીફન્ટ પાસ," "ગોલડ મોહરવેલી," "રાસ (બુસીર) ઓરાડલી," જે ઉપર ઇસ્ટર્ન ટેલીગ્રાફ કું૦ના રહેવાના મકાનો તથા આરીસો છે અને "રાસ તારશીન" જે ઉપર રેસીડનસી આવી છે ત્યાંના મકાનો નજરે પડે છે.

બારાંમાં દાખલ થવાનો માર્ગ ૩⅞ મૈલ પોહલો છે, જે પુર્વે "રાસ તારશીન" અને પશ્ચિમે "રાસ સાહલીલ"ની વચ્ચે આવ્યો છે.

જેમ જેમ બારાંમાં દાખલ થઇએ છીએ તેમ તેમ ડાબા હાથ ઉપરની બાજુએ સપાટ અર્બસ્થાનના રણ શિવાય કશુંએ દીસતું નથી, પણ જમણી બાજુએ જેની નજદીકથી આગબોટ ચાલે છે, ત્યાં ટેકરી ટેકરાઓ નીકલી આવ્યા છે, તે ઉપર બરાખો, રહેવાનાં મકાનો વગેરે બાંધેલા દીસે છે.

"રાસ તારશીન" પસાર કીધા બાદ કોસતા ઉપરની લાઇનમાં "સેપરસ એ" નામનો એક નાનો ખાંચો આવે છે. ત્યારબાદ "રાસ મોરત" નામની બીજી ટેકરી આવે છે, જેની ઉપર પાઇલટોના ઘેરો તથા માન આપવાની ટોપોની બેટરી ગોઠવી છે. અંદરના બારામાં દાખલ થવાની નીશાનમાં એક

કીનારો.

લાઇટ શીપ.

"**લાઇટ શીપ**" અતરે લંગર કરી પડયું છે, એ વહાણ ઉપર એક **ચોમેર ફરતી લાઇટ** છે જે ૧૦ મૈલ દુરથી દીસે છે. તેની ઉપર તોપ ગોઠવી છે જે રાતના આવતી મેલ સ્તીમરો વખતે ફોડે છે. અંગ્રેજી મેલ માટે ૨ તોપો, અને ફ્રેંચ અને જરમન મેલ માટે એક એક તોપો ફોડે છે. "મોરબત"થી અરધો મૈલ સુધીના કીનારા ઉપર અને ટેકરી ઉપર આરીસો આવી છે.

"**બંદર તવાઇ**" અથવા એડનનો પશ્ચિમનો અખાત જે એડનના "એકબે" નામથી ઓલખાય છે તે પુર્વ ભણી "જબલ ઇશસાન" અને પશ્ચિમ ભણી "જબલ શમશમ" ના દ્વીપકલ્પથી બન્યું છે.

બારૂં

તે બારૂં પુર્વથી પશ્ચિમ સુધી ૮ મૈલ લાંબુ છે, અને ૪ મૈલ પોહોળું છે. પશ્ચિમે "રાસ સલીમ" અને પુર્વે "રાસ તારશીન" વચેનો દાખલ થવાનો દરવાજો પોહલાઇમાં ૩½ મૈલ છે.

**પાણીની** ઉંડાઇ પશ્ચિમ અખાતમાં ૩॥ થી ૪ ફેધમ છે, જે કીનારા આગલ આવતાં કમી થતી જાય છે.

દાખલ થતાં ઉંડાઇમાં ૫ ફેધમ પાણી છે, અને બહાર ૨ મૈલ દુર ૧૦ થી ૧૨ ફેધમ પાણી છે.

બારાંની અંદર અને બહાર તલીઆંમાં રેતી અને કાદવ છે.

અંદરના અખાતમાં કેટલાક ટાપુઓ આવ્યા છે, જેમાં પુર્વ તરફ મુખ્ય ટાપુનું નામ "જઝીરા સવાઇહ" છે જે ૩૦૦ ફીટ ઉંચો છે અને દરીઆમાં ઓટની વખતે મુખ્ય જમીન સાથે લગભગ જોડાયલો માલમ પડે છે. બીજાં ટાપુઓ "મારઝક કબીર," "કયસ અલહમાન" "કલફાતન" અને "ફરીંગી" નામના છે.

બારાં નજદીકના ટાપુઓ

બીજાં નાના ટાપુઓમાં "જમાહ અલીયાહ" અને "શેખ અહમદ" અથવા "ફલીન્ત રૉક" નામના છે.

ઍડનનાં બારાંના સુધારા માટે નવા ધક્કાઓ બાંધવાનો વીચાર ચલાવવા એક **કમીશન** નેમાયું હતું તેનો રીપોર્ટ નામદાર સરકારે મુંબઇની વેપારી ચેમ્બરના અભીપ્રાય માટે મોકલ્યો હતો, જેમાં ચેમ્બરની કમીટીના સરનશીન જણાવે છે કે, "એડનનાં બારાંના સુધારા માટે કમીશને ઘડી કહાડેલી યોજનાથી એ બારાંને કાંઇ લાભ થાય એવું કમીટી ધારતી નથી શિવાય કે શેહેનશાહી સરકાર તરફની તેને કાંઇ નાણાની મદદ મલે." વગેરે.

નવા ધક્કા બાંધવાની યોજના.

**દરીઆઇ સહેલ.**

મી૦ શાહપુર ન૦ ભેદવાર "મારી દરીયાઇ સહેલ"–"ઇમપરેતરની ત્રીએસ્ટ તરફ સફર" "જામે જમશેદ," કોરોનેશન અંક, સફે ૩૧ માં નીચે મુજબ જણાવે છેઃ–હર બાજુ ઉછળતા મોજાઓ, મધુર ઇશ્વરી ભજનના તરેહવાર સુરતાનમાં ચકચુર બની, રતનાગર સાગરનો સરોદ સુણાવતા હતા. નાળપરથી દુર દેખાતો એડનની ટેકરીનો ચુપ ગંભીર ઝાંખો દેખાવ અતી રમણ્ય લાગતો હતો. સાત દહાડા સુધી આઓ આસમાન જોયા પછી ધુમસમાંથી ખુલી દીસતો બારાંનો સુંદર દેખાવ, આંખને ખુશ અજાએબીમાં નાંખતો હતો. કીનારા નજદીક ક્ષીણ ક્ષીણ થઇ ઉછળાતા મોજાઓ, ખડકો સાથે અથડી કણકણ ખરતા સોનેરી સાજ લેતા હતા. આઠ ને પીસતાળીસ મીનીટે "ઇમપરેટરે" એડનનાં બારાંમાં લંગર નાખ્યું હતું. "બ્રીટીશ" શેહેનશાહતની મનવારો અમારેથી થોડે દુર પેહેલવાની તોરમાં ઉભેલી હતી. થોડેવારે–"ઓ હુ–ઓ હુ–ઓ હુ" "ત્રો અવે સર ત્રો અવે સર" (Throw away Sir) "હેબ એ ડાઇવ હેબ એ ડાઇવ" (Have a dive) પુકારતા, નાના નાના કોટીયાઓમાં સોમાલી ભુલકાંઓ અમારી તરફ આવ્યાં. અંદાએ બેઆની પાણીમાં ફેંકી કે ગુરૂપ દઇને ઉંધી મુડીએ ડુબકી મારી પગ ફફડાવતા આ ટેંગણો પાણીની અંદર ગરક ગયાં. પળવારમાં સઘળાં ઉપર આવતાં, એકે દાંતમાં પકડેલો પૈસો હાથમાં ધરયો કે "હેબ એ ડાઇવ–હેબ એ ડાઇવ"–"ત્રો અવે સર–ત્રો અવે સર"ની ઘુમરાણ પાછી ચાલુ થઇ. ખરેખર આ માણસ રૂપી માછલીઓ–આ નાનાં ટેંગણોની કેટલીકવાર ટુટકની ઉંચાઇએથી પાણીમાં કુદી, ડુબકી મારી ડુબતો પૈસો કાઢી લાવવાની ચપળતા ને ચાલાકી મનને હેરત કરતી હતી. મજબુત કીલ્લે-

બંધી સાથ એડન પુર્વેથી પશ્ચીમે લંબાયલું છે. કાંઇક માઇલ સુધી સ્થીર રોશનીનો ચમકારો બતાવતી દીવાદાંડી સાથની "મારશક" ખડકોની "રાસ"ની ભુશીર, (Cape) એડનનો છેડો છે. વાદળોનું ભીત્તર ફોડી આકાશની સમોસમ ઉભેલી "સમસમ"ની પહાડી ટોંચ, એડનમાં સર્વેથી ઉંચી છે. એડનમાં દાખલ થવા અગાઉ "લીટલ" એડનની ટેકરીને મારશકના ખડકો પોતીકાં દરશન પહેલાં આપે છે. "ઓસ્ત્રો હનગેરીયન લોઇડ" કંપનીના એડનના આડત્યા શેઠ કાવસજી દીનશાહ એડનવાળાના સાહેબજાદા શેઠ હોરમસજી સાડાનવને સુમારે પોતીકી "સ્ટીમબારજ"માં બેસી સ્ટીમર ઉપર આવ્યા હતા. દશને સુમારે આ પરોણાગની શેઠીયા મને પોતીકી સાથે કીનારે લઇ ગયા હતા. "સ્ટીમર પોઇંટ" ઉપર ઉતરી એવણુની દુકાનપરથી તૈયાર રખાવેલી ગાડીમાં બેસાડી પેહડી પરથી પોતીકા એક કારભારી સાથે આપી એ ભલા ભાઇએ એડનનું શેહેર દેખાડવા સેવકને રવાના કીધો હતો. હજફ બંદરના રસ્તા પરથી થઇ પોલીસ સ્ટેશન વટાવી આગળ ગયા કે માહલા બંદર નામનું અનાજનું વેપારી મથક આવ્યું. ત્યાંથી આગળ ચાલતાં ફ્રીમેસન હોલ છોડી "ચેડરેજીસ્કાર આરીસ" પરથી તોપખાનાના દરવાજામાં દાખલ થઇ બરાખો વટાવી આવજાવ સારૂ ખડકો ફોડી કોતરી કહાડેલા એક બુગડામાં દાખલ થયા. બીજે છેડે બહાર નીકળતાં ચહડાણ રસ્તો વટાવી આગળ વધ્યા કે એક બીજા બુગડામાં અમો પેઠા. આ બીજો બુગડો પહેલા કરતાં ઘણો મોટો હતો. અંદર રોશનીને સારૂ ફાનસો સળગાવેલાં ટાંગેલાં હતા. હયાંથી નીકળી કેમ્પમાં દાખલ થઇ જેલ વટાવી એડનની વખણાયલી ટાંકીઓ Tanks ઉપર આવ્યા. હયાં ગાડીમાંથી ઉતરી સરકારી બાગમાં ગયા હતા. અત્રે બાંધેલા તળાવોનો દેખાવ તેની ચઢ ઉતર નક્કર પથ્થરની સીડીઓ સાથે મનોરંજક હતો. જો કે આખી એડનની ટેકરીની હાર ઝાડપાન અને ઘાસની જરાક પણ હળીયારી વીના ઉજડ ગંભીરતામાં લંબાયલી નજરે પડતી હતી તોપણ તળાવ આગળના સરકારી બાગમાં ઝાડોની લીલા ઠીક હતી. બાગમાં ફરી તળાવો જોઇ, પાસેજ શેઠ કાવશજી દીનશાહ એડનવાળાની બંધાવેલી દરેહમેહેરમાં જઇ કુસ્તી પાદીઆબ કરી રોશન આતશ આગળ પાક દાદગરની દરગાએ શુક્ર ગુજારી ગાડીમાં બેસી દુકાન

ઉપર પાછા ફરયા હતા. પહેલે મજલે શેઠ કાવશજીના ભાઇ દોરાબજીના સાહેબજાદા મારા મીત્ર ભાઇ રતનજી સાથ બપોરના ખાણાં ઉપર બેઠા. ઘણે દાહડે સ્ટીમરપરનું ખાણું ખાધા પછી, ખીચડી, તીખો તમતમતો પાટયો ને પાપડ સાથનું આ પારસી પકવાન અતી લેહેઝતદાર લાગવે જરાક સારી રવેસે આપણે ચાંપ્યું હતું. ખાણાથી ફારેગ થઇ અઢીને સુમારે પાછા સ્ટીમર ઉપર આવ્યા હતા.

**એડનના બારાંનો દેખાવ:—**

એડનના બારાંનો દેખાવ અતી સુંદર છે. આગબોટ લંગર કરતાં સામી બાજુએ અરધા ગોલ આકારમાં મોટાં મકાનો નજદીકમાં નજરે પડે છે, જેને "તવાઇ" અથવા "**ક્રેસન્ત**" કહે છે. ત્યાં કૉન્સલેટ, હોટેલો અને પારસી વેપારીઓની પેહેડી તથા મોટી દુકાનો આવી છે, તથા કોલસાના ધક્કા, કારખાનાં, ગોદી વગેરે દુરથી નજરે પડે છે.

બારૂં.

દુરથી શેખ ઉસમાન આગલ આવેલા **મીઠાંના અગરોના** સફેદ બરફ જેવા ચકચકતા મીઠાના ડુંગરો અને પવનચક્કીઓ દીસે છે.

બારાંની ઉતરે ૨૫ મૈલ સુધી રેતીવાલી મુખ્ય જમીન આવી છે, જ્યાં અર્બસ્તાનના પાહાડોની પેહેલી હાર શરૂ થાય છે, તેમાં કેટલાક પહાડો એડનના જેવા સુક્કા, ખડકવાલા, પાણી વગરના ૬૦૦૦ ફીટ ઉંચા છે. એ દેશનો મોટો ભાગ આરબોની "અબદાલી" જાતના "**લાહજ**"ના સુલતાનનો છે. "લાહજ" શેહર એડનથી ૨૦ મૈલ દુર આવ્યું છે.

એડન પ્રાચીન કાળથી જે મોટી જાહોજલાલી ભોગવતું આવ્યું છે તે એના અતી સુંદર બારાંને લીધે છે. હાલ એડન જે અગત્યતા ભોગવે છે તે દેશ પરદેશ જતી આગબોટોને કોલસો, ખોરાકી, પાણી પુરૂં પાડવાને તથા પુર્વ અને પશ્ચિમ વચ્ચેના દેશોનો માલ અદલાબદલી (Tranship) કરવાને તે મધ્યબિંદુ જેવું મથક થઇ પડયું છે તેને લીધે છે.

એડનની અગત્યતા

એડનનાં બારાંને બે ભાગ છે. એક અંદરનું બારૂં અને બીજું બહારનું બારૂં. બહારનું "મોટું બારૂ" લીટલ એડન અને સ્ટીમર પૉઇન્ટ વચ્ચે છે. "અંદરનું બારૂ" ૫ મૈલ સુધી લંબાય છે, જેની બાજુએ જમીન આવી છે.

**પોર્ટ ટ્રસ્ટ.**

એડનના બારાંની અગત્યતા વધતી જતી હોવાથી ૧૮૯૯ના સાલમાં તેની દેખરેખ **"પોર્ટ ટ્રસ્ટ"**ના હાથમાં અપાઇ છે. જે પેહેલું કામ ટ્રસ્ટીઓને કરવું પડયું છે તે અંદરના બારાંની ઉંડાઇ વધારવાનું છે, જેથી સૌથી મોટી આગબોટો સહી સલામત બારાંમાં આવજાવ કરી શકે. એક મોટી **ચીકફલબોટ** ડ્રેજર મંગાવી ૧૮૯૦માં ડીસેમબર માસમાં દરીઆની તળેની જમીન સાફ કરવા માંડી. ૧૨ વરસના કામના પરીણામમાં ૧૫૦૦ વાર લાંબું ૫૦૦ વાર પોહળું "બેસીન" ૧૮ ફીટ ઉંડાઇથી ૨૬ ફીટની ઉંડાઇ, સુધી ખોદી કાઢયું, જેથી તેટલીજ ઉંડાઇની ચૅનલમાંથી આવતી આગબોટો દક્ષીણ–પશ્ચિમની સૌથી તોફાની રૂતુમાં પણ સહીસલામત **વગર ધાસ્તીએ ત્યાં લંગર** કરી પડી રહે છે. એ ઉંડાઇ ૩૦ ફીટ સુધી કરવાનો પકકો ઠરાવ થયો છે, તેમજ તેની લંબાઇ પોહળાઇમાં પણ વધારો કરવાનો છે. બારાંમાં બીજી જાણવા જોગ સગવડ આપી છે તે ત્યાં મુકેલાં **લાઇટવાળાં બોયાંઓ** છે, જેની મદદથી આગબોટ રાતના પણ દીવસ માફક સેહલાઇથી દાખલ થઇ શકે છે અને **લાઇટ શીપ** ઉપર ગોઠવેલા **ટેલીફોન** મારફતે જલદીથી આગબોટ ઉપરથી કીનારે સંદેશા રવાના થાય છે.

ઇન્સાફને ખાતર બરોબર કહેવું જોઇએ કે **કોલસો** ભરવાને તેમજ ખોરાક પાણી અને બીજી જોઇતી ચીજો પુરી પાડવાને એડનનું બારૂં પુર્વ તરફના દરીઆમાં **સૌથી સરસમાં એક સરસ બારૂં છે.**

આરબ લોકની મજુરી જેટલી જોઇએ એટલી મળતી હોવાથી કોલસો ભરવાનું કામ એડનમાં ઘણી ઝડપથી થાય છે.

આગવાલા અને ખલાસીઓ મલી શકે છે. તાજો ખોરાક અને આઇસ પુરતા જથામાં મલે છે. દરદી તથા જખમી થયલાં માણસો માટે દવા–દારૂ તથા ઇસપીતાલની પુરતી સગવડ છે. ભાંગી આવલી આગબોટોને જોઇએ એવું સમારકામ કરવાને મેશર્સ લુક થૅામસની કુાં૦ શકતીવાન છે. શેઠો કાવસજી દીનશાહ તથા ભાઇઓની માલેકીની ૧૮૯૩ માં બાંધેલી પોનતુંન **એક તરતી ગોદી** છે, જે ઉપર ૭૫૦ ટન સુધીની આગબોટો લેવાય છે, તેમજ ઉપલા શેઠોની

માલેકીની એક **સ્ટીમલૉન્ડરી તથા સ્ટીમ બેકરી** છે, જે પુરતી ઝડપે એકાદ બે કલાકમાં જોઇએ એટલાં કપડાં ધોઇ આપવાને સામર્થ્યવાન છે.

**મુખ્ય બતીઓ** એડન આવતાં રાતની વેલાએ દીસેછે. તેમાં "એડન કેપ લાઇટ" રાસ મારશગના ડુંગર ઉપર આવીછે, જે ૨૦ મૈલ દુરથી માલમ પડેછે, બીજી બતી સ્ટીમર પોઇન્ટ નજદીક આવેલાં "લાઇટશીપ" ઉપર છે જે ૧૦ મૈલ દુરથી માલમ પડેછે.

મુખ્ય બતીઓ.

**કવૉરનટીનઃ—**

૧૮૯૭ માં વેનીસ શેહેરમાં યુરોપીયન સત્તાવાલાઓના પ્રતીનીધીની મલેલી સુખશાંતી માટેની સભાએ કરેલા ઠેરાવ મુજબ મરકીના મુલકોથી આવતી આગબોટો બારાંમાં દાખલ થતાં **પીલો વાવટો** ઉડાડેછે. જે જોતાં બારાંનો નેમેલો ડૉકટર આગબોટ ઉપર ઉતારૂઓની શારીરીક તપાસ લે છે.

એડન પુર્વ અને પશ્ચિમ તરફના દેશોની લગભગ **અધવચ રસ્તે** આવેલું હોવાથી **સખત કવૉરેનટાઇન**નો જાપતો લાગુ પાડયોછે, પણ આગબોટોને કશીએ અડચણ અથવા ખોટી રહેવું પડતું નથી.

એ કામ માટે બારાંમાંના ઘણાક ટાપુઓ વપરાયછે. તવાઇ આગલના **"ફ્લીન્ત આઇલન્ડ"** ઉપર યુરોપીયન અને ઉંચા વર્ગના દેશીઓને **કવૉરેનટાઇનમાં** રાખેછે.

કવોરનટીન.

અંદરના બારાંમાં દુરથી આવેલાં "ટવીન આઇલન્ડ" ઉપર હાજીઓને રાખેછે. જેઓ મરકીથી પીડાતા હોય તેઓને આગબોટ ઉપરથી ઉતારી "એલયા આઇલન્ડ"ઉપર રાખેછે. માલ મુકવા માટે "સ્લેવ આઇલન્ડ" વપરાયછે.

ડીસઇન્ફેકટ કરી નહવાડવા માટે યંત્ર, એકાદ ટાપુ ઉપર ગોઠવ્યુંછે.

પી. અને ઓ. આગબોટો લાંબો વખત બારાંમાં રહેતી નથી માટે ઉતારૂઓએ બનતી ઝડપે કામ લેવું અને જો ત્રણ કલાકથી ઓછો વખત હોય તો ગામમાં જવાનું માંડી વાળવું, તથા સ્ટીમર પોઇન્તની મુલાકાતથીજ સંતોષ લેવો. ૧૦ મીનીટમાં સ્ટીમર ઉપરથી બંદર ઉપર જવાય છે.

એ બંદરને હાલના શેહનશાહ એડવર્ડ ૭માં એ નવેમબર ૧૮૭૬ ના સાલમાં એડનની મુલાકાત લીધી તે ઉપરથી "પ્રીન્સ ઓફ વેલસ પીયર" કરી નામ આપ્યું છે. ઉપલા બંદર ઉપર ઘણાક જાણીતા માણસો ઉતર્યાં હતા. હાલના રશીઆના ઝારે ૧૮૯૦ ના નવેમ્બરમાં, તથા શાહજાદા ડયુક ઓફ કોનોટે ૧૮૮૯ માં મુંબઇના લશકરના કમાનડર—ઇન—ચીફ તરીકે એક અઠવાડયું ગુજાર્યું હતું. ૧૮૯૧ માં મરહુમ શાહજાદા ડયુક ઓફ કલેરન્સ, તથા "દેનમાર્ક" ના શાહજાદા પ્રીનસ વેલદીમરે ૧૮૯૯ માં "ડેનીશ" મનવારના સરદાર તરીકે કેટલાક દીવસ ગુજાર્યા હતા. હાલના શાહજાદા પ્રીન્સ અને પ્રીન્સેસ ઓફ વેલ્સે ૧૯૦૧ ના સાલમાં એપ્રીલ માસમાં "ઓફીર" આગબોટમાં "ડયુક અને ડચેસ ઓફ કોર્નવાલ" તરીકે મુલાકાત લીધી હતી.

શાહજાદાની મુલાકાત.

બંદરની નજદીકમાં પોસ્ટ ઑફીસ, તાર ઓફીસ, કસ્ટમ ઑફીસ, પોલીસ ઓફીસ વગેરે આવ્યું છે, જ્યાં કાંઇ પણ ફરીયાદ લાગતા વળગતા અમલદારો સાંભળે છે.

ક્રેસન્તની સામે વચોવચમાં મરહુમ **મહારાણી વીકટોરીઆનું** એક બાવલું છે, જે ૧૯૦૬ ના વરસમાં શાહજાદા "ડયુક ઓફ કોનોટ" ને હાથે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. આગબોટને ડૉકટરે "પ્રેતીગ" આપવા બાદ ઉતારૂઓને કીનારે આવવાને કશી અડચણ નડતી નથી.

માહરાણીનું બાવલું.

જાણીતી સ્ટીમર કુ૦ની પોતાની **સ્તીમ લૅન્ચો** આવે છે, જેમાં કીનારે જવાય છે, અથવા તો સંખ્યાબંધ મછવાઓ માણસ દીઠ **રૂ. ૦। ને ભાડે** કીનારે લઇ જાય છે.

ઉતારૂઓ.

સોમાલી બોટવાલાઓ જોકે દેખાવમાં જંગલી જેવા લાગેછે છતાં પાણીમાં ભરોસેદાર હલેસાં મારનારા તરીકે જાણીતા છે. બારામાં આગ-બોટ રહે છે તે વેલા કોલસાની જંજાલ તથા માલની ગડબડ પુશકલ હોય છે, જેથી થોડાક **કલાક કીનારે ગયાથી ખુશી ઉપજે છે.**

આબરૂદાર ઉતારૂઓ આવવાની ખબર પોંહોંચતાં શેઠો **કાવશજી દીનશાહ તથા ભાઇઓ** તરફથી લૅન્ચ અથવા બોટ મોક-લવામાં આવે છે. કીનારે આવતાં એ શેઠોના કુશાદે મુકામમાં વીસામો તથા પારસી ખાનું લેવા બાદ તેઓના એકાદ મદદનીશ સાથ એડનની જોવા લાયક જગાઓ ઉપર ફેરવે છે. એ શેઠોની પેહેડી બ્રીટીશ

પરોણા

ઇન્ડીઆ, ઓસ્ટ્રીયન લોઇડ, મોગલ લાઇન વગેરે જાણીતી **આગબોટ કુંoના એજન્ટો** હોવાથી સઘલી આગબોટો ઉપડવાના વખતથી પુરતા વાકેફ હોય છે. સઘલા દેશી ઉતારૂઓની કશીએ ઓલખ અથવા ભલામણ વગર **એ પેહડી સારી આગતાસ્વાગતા** કરે છે. સોમાલી છોકરાઓ અઠંગ તરનારા હોય છે. આગબોટ ઉપરથી ફેંકેલી એ આની દરીઆમાં ડુબકી મારી આબાદ ઉપર લાવી બતાવી મોંમાં મારેછે. સને ૧૯૦૦ ના વરસમાં શાર્ક માછલીએ ઇજા કરવાથી સરકારે એ છોકરાઓને એમ ડુબતા અટકાવ્યા હતા.

**ક્રેસન્ત.**

આગલ ચાલતાં શેઠ દીનશાહ કાવસજી સોપારીવાલાની દુકાન, મેશર્સ લુક થૉમસની કુંo ની સુંદર રોનકદાર પથ્થરની ઇમારત, તેની પાસે શેઠો કાવસજી દીનશાહ તથા ભાઇઓની ગંજાવર ઇમારત ત્યારબાદ જરબાઇ ડીસ્પેનસરી, શેઠ ભીખાજી કાવસજી, શેઠ મનચેરજી એદલજી, શેઠ પાલનજી દીનશાહની દુકાનો, સ્ટોર્સ વગેરે છે. આગલ ચાલતાં હોટેલ-ડી-યુરોપ, તુરકીની દુકાન, એડન કોલ કુંo ની ઑફીસ, જરમન, ઑસ્ટ્રીયન, અને બીજા એલચી ખાતાં, ઇટાલ્યન કોન્સલેટ જનરલ, મેશર્સ લીવરેતોની મોટી સીગરેટની દુકાન અને શેઠ દીનશાહ હોo સોપારીવાલા હસ્તક ચાલતું હોટેલ ડી યુનીવર્સ છે.

ક્રેસન્તની પછવાડે આવેલાં **તવાઇ** ગામમાં ૬૪૫) ઘેરો આવેલાં છે, જેમાં ૪૫૬૭ માણસોની વસ્તી છે, જે વસ્તી ૧૯૦૦ ના વરસમાં ચાલેલી મરકીને લીધે છેલ્લી ગણત્રી કરતાં ૨૦૦૦ ની ઓછી છે.

ઘેરો સઘળા પથરાના બાંધેલા છે. રસ્તા પોહોલા છે. આરબોની દુકાનો જોવા લાયક નથી. ત્યાં એક સારી મારકીટ બાંધી છે જેનું નામ "કનીંગેમ માર્કેટ" આપ્યું છે, ત્યાં એક મસજીદ તથા સ્કુલો આવી છે. આરબ અને સોમાલીઓ કાવાખાનામાં મોટો ભાગ પોતાનો વખત કાઢે છે, અથવા રસ્તામાં ભટકેછે.

હોજફ. ક્રેસન્ત છોડયા બાદ કેટલાક કોલસાના ધક્કાઓ આવે છે. શેઠો કાo દીo બ્રધર્સનું કારખાનું, ગોદી, સ્તીમ લાનડરી, સ્તીમ બેકરી છોડી મેશર્સ લુક થૉમસનું પાણી તથા આઇસનું કારખાનું, ફેકટરી વગેરે છે, જ્યાં શેઠ કાo દીo બ્રધર્સની માલેકીનો એક મોટો માલલા ધવાનો ધકો તથા ગોડાઉનો છે. આ જગાને **હોજફ** કહે છે.

હોજફ ઉપર એક નાની "પાસ" ચઢવા બાદ દરીઆ કીનારા ઉપર એડન કોલ કું૦ નું આઇસ વગેરે બનાવવાનું કારખાનું છે. આગળ ચાલતાં લાંબી સપાટ જમીન આવેછે, જ્યાંથી મઆલલા તરફ જવાયછે. યુરોપીયનની દાટવાની જગા પછી કેટલીક ચહુલીઓ બાંધીછે.

ડાબા હાથ ઉપર ગામ જવાના રસ્તા ઉપર ચઢાણ ચઢતાં

માઅલા

**"માઅલલા"** ની કસ્ટમ ઑફીસ તથા મરહુમ શેઠ રસતમજી સોરાબજી ખરાસે આગલ બાંધેલી મોટી ઇમારત છે. આ જગાએ રસ્તાના બે ફાંટા થાયછે. એક ફાંટો "શેખ ઉસમાન" તરફ જવાનો રસ્તો છે ત્યાં ટેકરી ઉપર આવેલા કીલ્લાઓ બાંધેલાછે. બીજો ફાંટો ગામ તરફ જવાનો રસ્તો છે જયાં "મેસોનીક લાડજ" તથા યાહુદીઓનું જુનું કબ્રસ્તાન છે. (૧૮૮૮ ના વરસથી દેશીઓને "શેખ ઉસમાન" આગલ દાટવામાં આવેછે.) ત્યાર બાદ આડાઅવળા રસ્તે ટેકરી ચઢવી પડેછે જયાં ઉપર જતાં એક **મોટો દરવાજો** હતો, ત્યાં ૧૮૯૫ સુધી એક બેટરી હતી તથા દરવાજા આગલ પહેરેગીરો રહી આરબોના હુમલા સંભાલી લેતા. રાતની વખતે એ દરવાજો બંધ રહેતો હતો.

ખડકની દેવલમાં ઉંચે "પાસ" ને છેક મથાળે એક કુદરતી કોતર કામ છે જેને આરબ દંત કથા પ્રમાણે **"અબલ"ની ધાર** માનવામાં આવેછે. પાસ છોડવા બાદ ઉતરાણ આવે છે, જે ઘણીજ સીધી છે તથા બેઉ

ઉતરાણ

બાજુએ ખડકોની દીવાલ આવે છે. ત્યારબાદ એડનના 'ગામ" નો સુંદર દેખાવ નજરે પડે છે, જે દુરથી ખચ્ચીતજ રળીઆમણો દીસે છે.

આજુબાજુ આવેલી મોટી ગંભીર કાળી ટેકરીઓ સાથે સરખાવતાં

ક્રેતર

ધાભાંવાળા ચુનો દીધેલાં ઘેરોનો મુકાબલો કરવો રમણીય દીસે છે. **"ક્રેટર"નું તલીઉં દરીઆથી સ્હેજ ઉપર** રેતીવાલી સપાટ જમીનથી બન્યું છે, જેનો વીસ્તાર ૫ ચોરસ મૈલ છે, જેમાં ૨¾ મૈલ ગામથી રોકયું છે. ત્યાં ૨૪૧૦ ઘેરો અને ૧૭૫૨૪ આદમી રહેછે.

ઉતરાણ ઉપરથી આવતાં ડાબી બાજુએ "મસુરી" નામના પહાડ ઉપર

બુગદો

કીલ્લેબંધી કરી છે તથા પહાડ કોતરી એક (**ટનલ**) બુગડો બનાવી "શેખ ઉસમાન" જવાનો તેમજ "તવાઇ" આવવાનો એક રસ્તો કાઢયો છે. થોડુંક વધુ ઉતરતાં એક નાની મસજીદ તથા હીંદુ-ઓનું દેહેરું નજરે પડે છે, જેની નજદીક દેશી રીજમીટનું લશ્કર રહે છે.

જમણી બાજુએ વલતાં રસ્તો "ખસફ"ની ખીણ તરફ જાય છે જ્યાંથી "શમશમ"ના ડુંગરની ચઢાણ આવે છે, જેની નજદીકમાં આવેલાં મકાનમાં આગલા વખતમાં "રેસીડનસી" ઑફીસ હતી.

તુરંગ જેલ.

ત્યાર બાદ **તુરંગ** આવે છે જેની ચોમેર મોટી ઇંટની દીવાલો બાંધી લીધી છે. એડનમાં ઘણા ગુનેહગારો નથી. ફકત ૨૦૩) માણસોને ૧૯૦૧ ના વરસમાં નાના વાંકો માટે શીક્ષા થઇ હતી. હીંદુસ્થાનના કેદીઓની ફેરબદલી માટે આ જેલ કેટલીક વાર વપરાય છે.

જાણીતો બારવટીયો "બલવન્ત ભાડકે" જેણે ૧૮૭૯ના સાલમાં "ડકન"માં ફેસાદ કીધો હતો તેણે પોતાના સાથીઓ સાથે જીંદગીના છેલ્લા દીવસો આ કેદખાનામાં પસાર કીધા હતા.

તુરંગ

તુરંગમાં ચાલતા ઘણાક હુનરો એડન માટે ઉપયોગી થઇ પડ્યા છે, જેમાં મુખ્ય હુનર **છાપખાના તથા ચોપડી બાંધવાનો છે.** તુરંગની નજદીકમાં સરકારી બેકરી આવી છે અને આગલ ચાલતાં ટેકરી નજદીક રીજમીટના ઓફીસરોની મેસ, રોમન કૅથલીક દેવલ, સ્કુલ, કોનવેન્ટ, ડાબી બાજુએ આવે છે.

દયાની બહેનો.

"ગુડ શેપર્ડ"ની **દયાની બ્હેનોનું** મુખ્ય મથક ફ્રાંસમાં આવેલાં એન્ગસ નામના મુલકમાં છે. તેઓ એડનમાં ૧૮૬૮ માં પહેલાં આવ્યાં હતાં. તેઓ એક સ્કુલ ચલાવે છે. દેશી છોકરાંઓને ધનદાન આપે છે, તથા **ઇસ્પીતાલો ને નર્સો** પુરી પાડે છે, જેથી તેઓની હાજરીથી એડનને પુશકલ લાભ થાય છે. નજદીકમાં નાનું **સુંદર અંગ્રેજી દેવળ** આવ્યું છે, જે "મસુરી" ની ટેકરી ઉપર નાકેથી આવેલું હોવાથી ઘણું રળીઆમણું દેખાય છે. આગળ ચાલતાં રસ્તામાં એક **ખાડી** આવે છે જેની ઉપર પુલ બાંધ્યો છે. વરસાદનું મજબુત ઝાપટું પડવા પછી તાંકાંઓમાંથી બહાર આવતું પાણી ધોધબંધ એ ખાડીમાંથી દરીઆમાં પસાર થાય છે. તેની અડફટમાં જો કોઇ માણસ અથવા પ્રાણી આવી જાય છે તો તેને પણ ઘસડી જાય છે.

પુલ પસાર કરવા બાદ જમણા હાથ ઉપર ફરતાં તાંકાં તરફ જતાં જમણી બાજુએ એક **મારકેટ** આવી છે, જે મી૦ નવરોજી

મનચેરજી કાલાબેવાળાની માલેકીમાં હતી તે હાલ સરકારે વેચાતી લેવા ધાર્યું છે તથા ડાબી બાજુએ ઉંચી ટેકરી ઉપર **દેશીઓની ઇસપીતાલ** છે, જેમાં ૧૦૦) ઉપર દરદીઓને રાખી સારવાર થાય છે. તેમાંનો મોટો ભાગ અરબસ્તાનના અંદરના મુલકમાંથી વહાડકાપ માટે આવેછે. આગળ ચાલતાં શેઠ એદલજી કુંવરજી પટેલની દુકાન તથા પારસીઓની દરેમેહર આવે છે. તેની નજદીકમાં **જુનું દોખમું** અને ટેકરી ઉપર **નવું દોખમું** દીસે છે.

મારકીટ.

તવાઇની માફક "ગામ"માં પણ દરીઆ તરફની બાજુએ ઇમારતોની એક હાર લાગી છે જ્યાં પારસીઓની મુખ્ય **દુકાનો** અને ઘણીક મોટી અમેરીકન, ફ્રેંચ, ઇટાલીયન તથા **દેશી પેહડીઓ** આવીછે. તાર, ટેલીફોન અને ટપાલ ઑફીસો તેમજ ફ્રેંચ, રશીયન, અને સ્પેનીશ એલચી ખાતાં આવ્યાં છે, એની સામે ખુલ્લી જગાએ એક મોટી પથ્થરની ઇમારત છે.

ગામ.

જે **અદાલત અને તીજોરી ખાતું** છે તેની બાજુમાં એક નાશ પામેલી મસજીદનો મીનારો છે. તીજોરી છોડી આગલ ચાલતાં અંગ્રેજી રીજમીંટના અમલદારોની મેસ આવીછે. તેની પછવાડે આવેલા દરીઆમાં **"સીર"નો નાનો ટાપુ** આવ્યો છે. આરબોની દંતકથા મુજબ તે ટાપુ ઉપર **જાહાનમનો દરવાજો** આવ્યો છે. આગલ ચાલતાં પુલની નીચે થઇ "હોલકર" ના અખાતમાં જવાયછે. ત્યાંથી એ મૈલ દુર એક સુંદર રળીઆમણો દેખાવ જોતાં સડક ઉપરથી "**મારશાગ**"ની દીવાદાંડી ઉપર જવાય છે તે ઉપરથી ખચ્ચીતજ એક **અતી સુંદર દેખાવ** નજરે પડે છે.

તીજોરી.

જાહાનમનો દરવાજો.

## "શમશમ" પહાડ ઉપર ચઢવાનો રસ્તો:—

શમશમની ચઢણ ઉપર જવા અગાઉ જુની રેસીડન્સી ઑફીસ આગલ આવેલી ટેકરીઓના ખાડા આગલ જો અગાઉથી સાવચેતીના ઉપાય લઇ **ગધેડા** તૈયાર રાખવાનો હુકમ કીધો હોય તો એ મોટી ચઢાણ પગે ચઢવાને જે જેહમત તથા વખત જાય છે તેમાં પુષ્કળ ઉગારો થાયછે. ગધેડાં ઉપર સ્વારી કરી **"શમશમ" ની ટોંચની** નજદીક ૧૦૦ ફીટ સુધી જવાય છે. સાંજના ૪ વાગ્યા બાદ થંડા વખતમાં છાયામાં "ગામ"માંથી ઉપર જવાને દોઢ કલાક

શમશમ

લાગેછે. ૮૦૦ ફીટ જવા બાદ એક મોટી સપાટ જમીન આવેછે, જ્યાં વરસાદનું પાણી એકઠું થઇ તાંકાઓમાં ભરાયછે. આ સપાટ જમીન પસાર કરી "શમશમ" ના ડુંગરની તલેટીએ આવીએ છીએ. ત્યાંથી નાની સીડીઓ બાંધીછે જે ઉપરથી ઠેઠ મથાળે સુધી જવાય છે. જ્યારે દીવસ ખુલ્લો હોય છે ત્યારે ટોંચ ઉપર બાંધેલી વાવટા કાઠી ઉપરથી દરીઆ અને જમીન ઉપરનો **દેખાવ મનોહર લાગે છે.** એડનની આ **સર્વથી ઉંચી ટોંચ ૧૭૬૦ ફીટ** ઉપરથી આવતી જતી આગબોટોને વાવટાથી સીગનલો આપેછે. ત્યાંથી દુરબીન મારફતે દુર આવેલા "લાહજ" ગામના સુલતાનનો મેહેલ સાફ દીસેછે. થંડીની મોસમમાં "શમશમ" ની ઉજાણીએ જવું ઘણું ખુશનુમાં લાગેછે. ટોંચની ઉપર જતાં પવન થંડો ફુંકેછે અને ચઢાણ ચઢતાં આંગ ગરમ થયલું હોવાથી એ થંડો પવન લાગી સરદી લાગેછે જેથી આંગ ઉપર હલકું કપડું વીંટાલવાની સાવચેતી રાખવી જરૂરની થઇ પડેછે.

**આરબોનો હુમલો—**

**લેડી બરટન પોતાની હીંદુસ્તાનની મુસાફરીની** કેતાબમા આરબોના હુમલા માટે નીચલું રમુજી બ્યાન આપે છે:—

"**૧૮૪૦ માં** આપણા આ લશ્કરી મથકોની તુરકી દીવાલો ઉપર એક વીચીત્ર હલ્લો જોયો હતો જે મારા ધારવા પ્રમાણે આગળ કોઇએ પણ દરશાવ્યો નથી. એક ચોકસ ફકીર સૈયદ જેણે "અલ–મહાદી–અલ–મનતઝર"નો એલકાબ ધારણ કીધો હતો તેણે "સના"ના ઇમામને ગાદી ઉપરથી ઉઠાડી મેલવા આગમજ **એડનના** કાફરોને લુટી લેવાનો ઇરાદો કીધો. તેણે પેહેલું પગલું એ ભર્યું કે તેના સાથીઓ (લાહજના સુલતાન અબદાલીએ આપેલાં હજારેક માણસો)ને કાફરની તલવાર અને બંદુકના જખમોમાંથી મુક્તી બખશવાનુ વચન આપ્યું. એક સુંદર સવારના હુમલો કરનારાઓ વગર હથીયારે સફેદ કટકો બાંધી "અલ્લા–બીન અકબર"ની બાંગ પોકારતા તુરકી દીવાલો ભણી ધસ્યા. દીવાલનું રક્ષણ કરનારાઓ છેલ્લી ઘડી સુધી થોભ્યા પણ જ્યારે માલમ પડયું કે વધુ તોફાન કરવામાં આવશે ત્યારે તેઓએ અરધો ડજન બંદુકના છરા ફોડયા જેથી નાસભાગ થઇ રહી, અને ઘાયલ થયા. બાકી રહે-

આરબ હુમલો.

લાઓ નાઉમેદીમાં ફકીર સૈયદ ઉપર પડયા અને ધમકી આપવા લાગ્યા. તે લુચ્ચા દીવાનાએ આ પ્રમાણે બોલી તેઓનું મોહોડું બંધ કર્યું "સાચું છે. મેં તમોને કહ્યું હતું કે 'મશરીટ' (ઘણા ખોદાને માનનારા) લોકોની તોપો સાચાગાઝી (સચાઇને માટે લડનારા) લોકો ઉપર કાંઇ પણ અસર કરી શકે નહી. પણ તમો કુતરાઓ, જેમ તમારા હાલ ચેહરાઓ કાલા છે તેમ તમારાં હઇડાં પણ મેલાં હતાં. તમો ઇમાન સુધારવાને ગયા નહી પણ તમો કાફર લોકોની સ્ત્રીઓ તેમજ માલ મીલકત લુટવાને ગયા." આ વખત, તે પોતાની હુશીઆરીથી બચ્યો પણ ડીસેમ્બર માસમાં તેને ઇમામે મારી નાંખ્યો.

**"ગામ"માંથી તવાઇ જવાના બે રસ્તા છે.** એક આગલ દરશાવ્યા પ્રમાણે, અને બીજો "મચુરી"ની ટેકરીઓ મારફતે

તનલ.

ટનલ **બુગડામાંથી પાસ થઇને.** એક નકર ખડકમાંથી. આ બુગડો ૦। મૈલ લાંબો ખોદી કાઢયો છે. તેમાંથી ગાડી, ગાડાં પસાર થાય છે. સંયોગી ભુમીનું રક્ષણ કરવાને એક ઉંચકી લઇ શકાય એવો **પુલ** છે તથા બુગડાવાલી ટેકરીઓ ઉપર મજબુત કીલ્લેબંધી કીધી છે. ત્યાં એક **ખાડી** બનાવી છે તથા મજબુત દીવાલો બાંધી છે. એડન **અંગ્રેજોના હાથમાં પેહેલાં આવ્યું** તે વખતે જંગલી લડાયક આરબ જાતો **કેવો હલ્લો કરતા હતા** તે આ માહાભારત કીલ્લેબંધીથી પુરતો **ખ્યાલ** આપે છે. તે વેળા સઘળાં લશ્કરને ગામમાં જમા કરવામાં આવતું હતું.

સીરાબારૂં.

સઘળાં નાના વહાણો તે વખતે **"સીરા"ના ટાપુ** આગળના એક અખાતને **બારૂં કરી લંગર નાંખી પડી** રહેતાં. સ્તીમર પોઇન્ત **"તવાઇ"** જે હમણાં મુખ્ય બારૂં છે તે તે વખતે વસાયલું **નહી હતું** બલ્કે તેના બચાવ માટે પણ કશુંએ કર્યું નહી હતું. "ઇસ્થમસ" સંયોગીભુમી ઉપર આગલ અંગ્રેજી લશ્કર રાખ્યું હતું પણ ૧૮૯૧ ના ભારે વરસાદ પછી ત્યાં તાપનો ઉપદ્રવ થવા માંડયો જેથી તે મથક છોડી દીધું.

ડેરી.

અહીંયાં એક સરકારી "ડેરી" દુધ દહી માખણ બનાવવાનું કારખાનું કાઢયું છે.

નજદીકમાં એક એકાંત ટેકરી આવી છે જેનું મથાળું સપાટ છે. તેની આસપાસ દીવાલ આવેલી છે. તે ઉપર એક લાંબી પગથીયાંવાલી સીડી ઉપર થઇ જવાય છે. તે જગ્યાને Last Retreat કરી કહે છે. એડન અંગ્રેજોના હાથમાં પેહેલું આવ્યું તે વેલા ન ધારેલા દુસ્મનોના હુમલાથી બચવાને **ભરાઇ બેસવાની રક્ષણની છેલ્લી જગા તરીકે** આ સ્થળ લેખાતું હતું.

Last Retreat.

**ખોર મકસર.**

સંયોગીભુમીથી ૩ મૈલ દુર "ખોર મકસર" આવ્યું છે. અહીંઆં ઘોડેસ્વાર લશકર માટેની છાવણી તથા **પોલો** રમવાની જગા આવે છે. એક મૈલ દુર જતાં **"મીઠાના અગરો"** આવે છે જે દુરથી મોટા સફેદ **તંબુઓ** જેવા માલમ પડે છે. અને ત્યાંથી એક મૈલ દુર જતાં "શેખ ઉસમાન"નું ગામ આવે છે.

**શેખ ઉસમાનનું** ગામ ૧૮૮૨માં વસાવ્યું હતું. એડનમાં વસ્તી વધતી જતી હોવાથી ગલીચી અટકાવવા માટે લોકોને "શેખ ઉસમાન" મોકલયાં હતાં. ત્યાં ૨૯૬૩ ઘેરો તથા ૬૯૪૮ માણસાની વસ્તી છે, જે વસ્તી ૧૦ વરસની આગળની વસ્તી કરતાં ૮૧૮ માણસની ઓછી છે. તે ઘણી રીતે એક નમુનેદાર ગામ છે. તેની દેખરેખ ઠીક રખાય છે, પણ રેલવેની ગેરહાજરીમાં તે આગળ વધતાં અટકી પડયું છે. ત્યાં ઘણા સુંદર ઝાડપાનવાળા બગીચાઓ છે, જેમાં સરકારી મકાન, શેઠો કાવશજી દીનશાહ તથા ભાઇઓ અને મી૦ હસન અલીના **બગીચા** જાણીતા છે. ટુંક વખત વાપરવાને ખુશી સાથ તેઓ પરવાનગી આપે છે. એડનના સુક્કા ઝાડપાન વગરના પાહડો રાતદીન નીહાળવા બાદ **કાંઇક લીલોતરી** જોઇ આંખોને ટાઢક પડવા માટે "શેખ ઉસમાન" આશીરવાદ સમાન થઇ પડયું છે.

શેખ ઉસમાન.

ઑનરેબલ ઍફ્કીથ ફ્રાકનેરે શેખ ઉસમાનમાં આરગો વાસ્તે ૧૮૮૫માં એક મીશન સ્થાપ્યું છે. ત્યાં પાદરીની એક સ્કુલ, ઇસ્પીટાલ તથા **દવાખાનું** છે, જ્યાં બે અંગ્રેજ પાદરીઓ રહે છે.

નજદીકમાં જમીન **ફળદરૂપ** છે, **પાણી** મળે છે. તેનો લાભ લઇ કેપટન વાર્ડ હેરીસને ત્યાં વનસ્પતી અને લીલોતરી ઉગાડવા માટે એક **ફાર્મ** સ્થાપ્યું છે, જે ફતેહની આશા આપે છે.

**ગોલ્ડ મોહર વેલીનો રસ્તો.**

બેંડ સ્ટેન્ડ.

સ્ટીમર પોઇન્ટ ઉપરથી બંદર ઉપર ઉતરવાની જગાએથી જમણા હાથ ઉપર વળતાં "ક્રૅાપ ગારડન્સ" આવે છે. ત્યાં લશકરી એન્ડ દર શનીવારે સાંજના ૬ થી ૮ વાગા સુધી સુંદર સરોદો વગાડે છે.

મીનારો.

ટેકરી ઉપર ડાબા હાથ ઉપર પેહેલા તથા બીજા મદદનીશ રેસીડંટોના બંગલા અને **"હૅાગ ટાવર"** આવ્યો છે. પાણીમાં બાંધેલી પથ્થરની ઇમારત એડનની અંગ્રેજોની "યુનીયન કલબ" છે. તેની સામે રોમન કેથલીકનું દેવલ, કોનવેન્ટ અને સ્કુલ છે. પાસે પ્રેસબીટીરીયન દેવલ, પોર્ટ ઇજનેરની ઑફીસ, **પોસ્ટ ઑફીસ** તથા મેલ ઉતારવાનો ધક્કો, તેની સામે રમવાની જગા, લશકરી વર્કસ ઑફીસ તથા ટેકરી ઉપર યુરોપીયન જનરલ ઇસ્પીટાલ છે, જ્યાં દેશીઓ માટે પણ એક વાર્ડ રી લઇ રાખ્યો છે. આગળ ચાલતાં અંગ્રેજી દેવલ, સોલજર અને સેલર ઇન્સ્ટીટયુટ વગેરે આવે છે.

હવે **રસ્તો બે શાખામાં વેંહચાય છે.** એક રસ્તો સીધો, પોર્ટ-ટ્રસ્ટ અને પી૦ અને ઓ૦ ડોક યાર્ડથી "રાસમોરબત" જાય છે, જેની ઉપર કીલ્લાઓ, પાઇલટોના મકાનો અને સલામતી આપનારી તોપોની બેટરી છે.

બીજી શાખા વાવટા કાઠીની ટેકરીથી પોર્ટ સરજન, પોર્ટ આફીસર, પી૦ અને ઓ૦ તથા મેસેજરીના એજન્ટો, અંગ્રેજોની બેરેકો, લશકરી નાટકશાળા અને ઉંચે ટેકરી ઉપર સુંદર લસ્કરી ઇસ્પીટાલ તરફ જાય છે. વાવટા કાઠી આગળ એક ખુલ્લું મેદાન છે, જ્યાં અંગ્રેજોની રમત ગમતની જગા, ફુટબોલ, ગોલ્ફ, લીન્કસ, **ક્રીકેટ,** ટેનીસ, હૅાકી વગેરે રમાય છે.

"રાસ તારશીન" ટેકડીનો એક છેડો દરીઆમાં લંબાયછે તેની ઉપર રેસીડન્સી તેમજ રૅાયલ આરટીલરી તથા રૅાયલ ઇજનેરોના અમલદારો રહેછે.

ગોલ્ડ મોહર વેલી.

સેપર્સ બેમાં **તરવાનો બાથ** બાંધ્યોછે. ત્યાંથી રસ્તો "રાસબોરાડલી" જાય છે તે ટેકરી ઉપર ઇસ્ટર્ન **તાર ખાતાંની ઓફીસો** આવી છે. **સઘલા તારના સંદેશાઓ એડનમાંથી પાછા** થાયછે, જેથી ત્યાં ૩૦ યુરોપ્યન તારવાલાઓ હમેશાં રહેછે. "રાસબોરાડલી" થી દરીએ કીનારે થઇ **ગોલ્ડ મોહર વેલીમાં** જવાય છે જ્યાંથી સુંદર દેખાવ નજરે પડે છે.

# પ્રકરણ ૩ જું.

ઉદયોગ.—ફ્રી પોર્ટ.—કોફી.—પીછાં.—હોદેદા.—રેલવે.—માબલલા.—એડનના હુંન્નર ઉદયોગ-સોમાલી ઘર બાંધવાનું.—મીઠું બનાવવાનું.—દારૂ ગાળવાનો હુન્નર.—વહાણ બાંધવાનું કામ.—યુરોપ્યન હુંન્નર.—છાપવાનો અને ચોપડી બાંધવાનો હુંન્નર.—વહાણ બાંધવાનું કામ.—યુરોપ્યન હુંન્નર.—છાપવાનો અને ચોપડી બાંધવાનો હુંન્નર.—એડનને ૧૮૫૦ માં ફ્રી પોર્ટ જાહેર કરવામાં આવ્યું.—કોલસો.—કોફી.—ગુલી.—પીછાં.—શાહમુર્ગ પકડવાની રીત.

---

**એડનનો વેપાર—**

એડન અંગ્રેજ સરકારના હાથમાં આવવા બાદ એડનના વેપારમાં પુષ્કળ વધારો થયો છે.

સને ૧૮૩૯ થી ૧૮૫૦ સુધી હીંદુસ્તાનની માફક કસ્ટમની જગાત નાખવામાં આવતી હતી.

સને ૧૮૫૦ માં હીંદુસ્તાનની અંગ્રેજ સરકારે એડનને એક "ફ્રી પોર્ટ" તરીકે જાહેર કર્યું અને આ પ્રમાણે આફ્રીકા અને અર્બસ્તાનનો વેપાર જે આગલ મોખા અને હોદેદાએ એકહાથ કર્યો હતો તે હવે એડનને માર્ગે થવા લાગ્યો.

હાલ નીમક, દારૂ, હથીઆર, વગેરે ઉપર કસ્ટમની જગાત પડે છે.

| વરસ. | | સરાસરી વારસીક વેપાર. | Import and Export. | |
|---|---|---|---|---|
| ૧૮૫૦ | માં | ૧૮ લાખ | ,, આયાત | નીકાશ. |
| ૧૮૭૦ | ,, | ૧૭૪ ,, | ,, | |
| ૧૮૮૧-૮૨ | ,, | ૩૮૧ ,, | ,, | |
| ૧૯૦૪-૦૫ | ,, | ૪૧૮ ,, | Import આયાત. | |
| ,, | ,, | ૩૬૩ ,, | Export નીકાશ. | |

એડનમાં વેપારી "ચેમ્બર ઑફ કૉમર્સ" હસ્તી ધરાવે છે.

**વેપારની મુખ્ય વસ્તુઓ.**

**કોલસો, ચામડાં, કોફી, અનાજ, ખોરાકી, તેજાનો, પીછાં, સુગંધી.**

ખુદ **એડનમાં** બનતી જાણવાજોગ જણસોમાં **"પમીસ"** પથરો ઉદયોગ. અને **નીમક** શિવાય બીજુ કશુંએ અગત્યનું નથી. આ પથરા આગલ બહારગામ મોકલતા હતા પણ હાલ ઘણું કરી એડનમાં ઘર બાંધવાના કામમાં વપરાય છે.

મીઠાંના અગરોમાંથી દર વરસ ૫૦,૦૦૦ તન મીઠું પરદેશ જાય છે. **અંદરના મુલકોમાંથી જવારી, મકાઇ, રૂ, સીસમ, કાફી** અને એક બે જાતની રંગવાની વસ્તુઓ, **કાલી ગલી,** વગેરે આવે છે.

**વેપારવણજ** અને **ધંધોરોજગાર**—એડનના રહેવાશીઓનો મોટો ભાગ મજુરો, કોલસો ઉંચકનારો અને પ્રુટકલ્યા દુકાનદારોનો છે. અત્રે **ખેતીવાડી** જેવું **કશું નથી.**

આગબોટોને **કોલસો આપવાનાં મુખ્ય મથક** તરીકે એડન પુષ્કલ કામ લાગે છે.

ત્યાં બનતી ચીજોમાં ફક્ત **પીવાનું પાણી, આહસ, નીમક, શાહમૃગનાં પીછાં,** બોઆસ, અને થોડુંક થયું **સીગરેટ** બીડી બને છે.

**ગ્રીક લોકોના** હાથમાં આ સીગારેટ બીડી બનાવવાનો હુન્નર મોટા પાયા ઉપર ચાલે છે, તેનો સબબ એ જે એડન એક ફ્રી પોર્ટ "**ફ્રી પોર્ટ**" ખુલ્લું બારૂં હોવાથી તેઓ સોજોતે તંબાકુ આયાત કરે છે જેની ઉપર કશીએ જગાત પડતી નથી, તેથી તેઓ વધારે **સારાં સીગારેટ** બીજા ગામનાં કરતાં ઓછે ભાવે બહાર મોકલી શકે છે.

હુન્નરમંદ કારીગરોને મુંબઇ, ચીન, વેલાયતથી લાવવા પડે છે. તેઓ કડીઆ, સુથાર, લુહાર, પ્રીટર, ટરનર તરીકે કીલ્લેબંધી અને બારાંને લગતાં કામમાં કામ લાગે છે. તેમજ ખાનગી સહાસથી ઉભાં થયલાં વહાણો દરૂસ્ત કરવાનાં મોટાં કારખાનાં, જેવાં કે Messrs. Luke Thomas & Co., Ld. શેઠ કા. દી. બ્રધર્સ, એડન કોલ કુ., સરકારી કન્ડેનસર વગેરેમાં મોટી સંખ્યામાં કામે લાગે છે.

વેલાયતથી આવતી આગબોટોને દરીઆમાં ઇન્જીન, પંખા, તળીઆમાં વગેરે જે નુકસાન થાય છે તે ઉપલાં કારખાનામાં મોટા પાયા ઉપર ફતેહમંદી સાથે દરૂસ્ત કરવામાં આવે છે, તથા શેઠ કા૦ દી૦ તથા ભાઇઓની Dinshaw Pontoon નામની લોખંડની **તરતી**

**ગોદી** ઉપર આગબોટો તથા નાની મનવારો લઇ તલીઉં સાફ કરી જોઇતું સમારકામ તથા Survey થાય છે.

વેપારની મુખ્ય વસ્તુ અલબતાં **કોલસો છે**, જેમાં ૧૯૦૧ ના વરસમાં ૧૩૪૦ આગબોટોને ૧૭૩,૭૨૮ ટન કોલસો પુરો પાડ્યો હતો.

**વેપારની મુખ્ય જણસો:—**

**ત્રાંબુ, ગુંદર, ધાતુઓ, રૂ, કરીઆણાં, અનાજ, ખોરાકી, રેશમ, તેજાનો, ચામડું, હાથીદાંત, રંગ, શાહમૃગનાં પીછાં, અત્તર, કોરા, મોતી.**

કોસ્ટા ઉપર ફરતી આગબોટો તથા બગલાઓ મારફતે અર્બસ્થાન, ઇજીપ્ટ અને આફ્રીકાના નાના બંદરો સાથ પણ ઠીક વેપાર થાય છે.

કૉફી

**કૉફી** અર્બસ્તાન અને હરારથી આવેછે. જેમાં મોટે ભાગે “યમન”ની દક્ષીણે આવેલા “**સના**”**માં ઉગાડેલી** “**મોખા**” નામની **જગતપ્રસીદ્ધ કૉફી** હાલ “ રેડ સી ” માં આવેલા “હોદેદા” નામના તર્કી મુલકમાંથી આગબોટ ઉપર ચઢેછે. તેની નજદીકમાં આવેલુ “ મોખા ” બંદર હાલ પડી ભાગ્યું છે.

પીછાં

**શાહમૃગના પીછા**માં સૌથી કીમતી પીછાં આફ્રીકાથી “બરબરા” અને “ ઝેલા ” ને માર્ગે ચઢે છે. “**બરબરા**” **અને** “**ઝેલા**” બંદર હાલ અંગ્રેજોના હાથમાં છે, જ્યાં કોસ્ટીંગ આગબોટો દર અઠવાડીયે ફરે છે. “ મૅડ મુલ્લા ” ની બાબદમાં “ બરબરા ” હાલ ઘણુ જાણીતું થયું છે.

સફેદ, કાલાં અને કાબરચીત્રાં પીછાંઓ એડનથી બહારગામ જાય છે. પણ કેટલાંક આગબોટોના ઉતારૂઓ માટે વેચવા માટે રાખે છે. એ હુન્નર **યાહુદીઓના હાથમાં** છે. તેઓ ૪ પીછાનું બંડલ કરી વેચેછે, અથવા તો તેના બોઆસ ( હરદા ) અને ગલેબંધ બનાવેછે. પીછાંઓની મોટી માગણીને પુગી વળવા માટે એ હુન્નરને ઠીક ઉત્તેજન મલ્યું છે.

અબસ્તાન અને ઇરાની અખાતમાંથી **સુંદર મોતીઓ** તથા **કોરાઓ** મલી આવેછે. એ કોરાઓ ઉપર કોતરકામ કરી રૂપાંમાં જડી ભેટ આપવા લાયક જણસો બને છે.

એડનનો વેપાર થોડાંક વરસ થયાં જોઇતા પ્રમાણમાં વધતો નથી, જેના ઘણાં કારણો અપાય છે. તેમાં મુખ્ય કારણ નજદીકમાં આવેલા “જબુતી” તથા “હોદેદા”ના બંદરોમાં વેપારનો વધારો થવાને લીધે છે.

**"હોદેદા"** તુર્કી લોકોના હાથમાં હોવાથી તેઓ જગાત વગેરે ઉપર એવો કાબુ રાખે છે કે જેથી દક્ષીણ "યમન"નો સઘળો માલ ખસુસ કરી કૅાફી પોતાના બંદરમાં લઇ ગયા છે, જ્યારે **આગળ કૅાફી એડનથી ચઢતી હતી.**

હોદેદા.

બીજું "યમન"થી એડન આવતી વંજારને રસ્તામાં આરબ લોકો ત્રાસ આપતા હોવાથી વેપારીઓ હોદેદા માલ મોકલવાને વધુ પસંદ કરે છે.

તેનો ઇલાજ એ છે જે એક **લાઇટ રેલવે** આગગાડી એડનથી "યમન" સુધી બાંધવી, જેનો તફાવત ફકત ૭૦ મૈલ છે અને રસ્તો પણ સપાટ છે.

રેલવે.

## મીઠાંના અગરો.

આગબોટ બારાંમાં લંગર કરી પડી હોય છે ત્યારે દુરથી સફેદ તંબુના આકારના સુંદર ચળકતા મીઠાંના ઢગલાઓ નજરે પડે છે.

૧૮૮૫ના સાલમાં સીનોર બરગરેલા અયોલા નામના **ઇટાલ્યન** ગ્રહસ્થે એ અગરોની સ્થાપના કરી હતી. ત્યારબાદ તે અખતરો ઘણોજ ફતેહમંદ નીવડયો છે, જે જગ્યા શેખ ઉસમાન જતા રસ્તા ઉપર પસંદ કરી છે, તે ખચીતજ મીઠું પકવવા માટે તદન લાયક અને બંધબેસ્તી છે. પવનચક્કીઓ મારફતે ખારૂં પાણી અગરોમાં ભરી સુકવે છે. ત્યાં પુષ્કળ પવન તથા તડકો પડતો હોવાથી મીઠું જલદી તેમજ કીફાયત ખરચે પાકે છે. દર વરસે ૫૦ હજાર ટન જેટલું મીઠું પકવી બહાર ગામ રવાના કરે છે.

## માઅલલા બંદર.

માઅલલામાં એક વખત બોટ બાંધવાનો હુન્નર મોટા પાયા ઉપર ચાલતો હતો. ત્યાં બાંધેલા બગલાઓ માટે માઅલા ઘણું જાણીતું થયું હતું.

માઅલલા.

ત્યાં એક **"કસ્ટમ હાઉસ"** તથા મોટી ઇમારત છે જે આગલ મરહુમ શેઠ રૂસ્તમજી સોરાબજી ખરાસે બંધાવી હતી. હોજફથી માઅલલા જતાં રસ્તામાં ચાલીઓ આવી છે.

**માઅલલા** આગલ મુખ્ય **સડક બે શાખામાં વેંહચાય** છે. એક રસ્તો "ક્રેટર" આગલ "મેન પાસ" ઉપર જાય છે અને બીજો રસ્તો "બેરીઅર દરવાજા" તરફ જાય છે. "મેન પાસ" સાંપની ચાલના આકારમાં ઉપર ચઢી એક કાપી કાઢેલા બકારામાંથી "ક્રેટર" **ગામમાં**

જવાય છે, તથા આગલ ચાલતાં "સાઉથ પાસ" મારફતે **"મારશગ"**ના ઉંચા પહાડ ઉપરની દીવાદાંડી ઉપર જવાય છે.

એડનનો હુન્નર ઉધ્યોગ.

નીચે પ્રમાણે ઉધ્યોગ હુન્નર એડનમાં જાળવી રાખવામાં આવ્યા છે.

(૧) ઘર બાંધવાનો (૨) ચટાઇ અને દોરી બનાવવાનો.
(૩) કાંતવાનો અને લૂગડાં વણવાનો (૪) તેલ પીલવાનો.
(૫) ચુનો શેકવાનો (૬) કોલસા બનાવવાનો (૭) પોટાશ બનાવવાનો.
(૮) મીઠું સુકવવાનો (૯) રંગવાનો (૧૦) દારૂ ગાળવાનો હુન્નર.
(૧૧) મછવા બાંધવાનો હુન્નર.

સોમાલી ઘર બાંધવાનું.

સોમાલી લોકોમાં એવો વહેમ જડ ઘાલી બેઠેલો હોય છે કે તેઓ પોતાના ઘરમાં પથ્થરની દીવાલ બાંધતા નથી, અને પથ્થરની દિવાલ વાપરવાની તેઓ શક્તિ ધરાવતા હોય તોપણ જ્યારે તેઓ મોટાં પથ્થરનાં ઘર બાંધે છે ત્યારે અંદરના એક ઓરડાની અંદર પણ **ચામડાનું એક નાનું ઝુંપડું** બાંધે છે.

મીઠું બનાવવાનું.

શેખ ઓથમાનના ગામડાની પાસેના મીઠાના અગરમાં પુષ્કળ મીઠું થાય છે. અહીં પણ મીઠું બીજા દેશોની માફક સમુદ્રના પાણીને સુકાવીને બનાવવામાં આવે છે. નાના તવાઓમાં આ મીઠું બનાવે છે, મીઠું તૈયાર પછી તવામાંથી કાઢી નાંખી, સુકી જમીન ઉપર નાના નાના ઢગલામાં ગોઠવવામાં આવે છે.

દારૂ ગાળવાનો હુન્નર.

**યાહુદી લોકોના** ઉપયોગ માટે ગામઠી **દારૂ** બનાવવાનું કન્ત્રાકટ હીંદુસ્તાનના આબકારી કાયદા મુજબ એક વરસની મુદ્દતનુ આપવામાં આવેછે. દારૂ ગાળવાની રીત ઘણી સાદી છે. સડેલી **ખજુરને** પાણીમાં જ્યાં સુધી તદ્દન ગળી જાય ત્યાં સુધી ભીણવી રાખેછે અને ત્યાર પછી તેને એક ત્રાંબાના ઉકાળવાના વાસણમાં કાઢી લેછે. ઉપરની બાજુએથી, એક નળી બીજા વાસણમાં મુકેલી હોય છે, જેમાંથી ઉકળતા પાણીની વરાળ બીજા વાસણમાં જાય છે. આ વાસણમાં તે વરાળને ઠંડી કરવામાં આવે છે કારણકે તેની બહારની બાજુ ઉપર ઠંડું પાણી આખો વખત રેડવામાં આવે છે, આ વાસણમાં વરાળ ઠંડી થઇ, દારૂના આકારમાં, બીજા નીચે મુકેલાં વાસણમાં પડેછે. આ પ્રમાણે જે દારૂ નીકળે છે, તેને ફરીથી ગાળવામાં

આવે છે. આ ખજુરના **દારૂનો વાસ સારો હોતો નથી** અને તેનો **સ્વાદ એથી પણ ખરાબ હોય છે,** પણ આવો દારૂ વાપરવાનું કારણ એટલુંજ છે કે તે **સસ્તો** પડે છે.

વહાણ બાંધવાનું કામ.

**વહાણ બાંધવાનું કામ નીચે લખેલાં ઠેકાણે થાય છે.**

"હોડેડા," "લોહીઆ" "મોખા" અને "એડન"માં ઝાઇમા, સમ્બુક, ગજ્જ, અને બગલો, એ જાતના મછવા બને છે, તથા "ઝેલા" શહેરમાં, ઝાઇમાં અને સમ્બુક જાતના મછવા બંધાય છે. "મકાલા" શહેરમાં અબરી મછવા, અને શરજ્જ શહેરમાં તેમજ અર્બસ્તાનના ઇશાન ખુણા ઉપરના કિનારા ઉપરના બંદરોમાં કોટીઆ અને મછવા હીંદી બનાવટના હોય છે.

યુરોપ્યન હુન્નર.

એડનમાં નીચે પ્રમાણે યુરોપ્યન હુન્નર ઉદયોગ ચાલે છે. (૧) છાપવાનું અને ચોપડી બાંધવાનું, (૨) સોડા અને બીજાં પીણાઓ બનાવવાનું, (૩) ફોટોગ્રાફ પાડવાનો હુન્નર, (૪) આઇસ બનાવવાનું, (૫) **ખારૂં પાણી મીઠું** કરવાનો હુન્નર.

છાપવાનો અને ચોપડી બાંધવાનો હુન્નર.

એડનમાં ૩ છાપખાનાં છે, એક તુરંગમાં છે, જ્યાં કેદીઓ પાસે કામ લેવામાં આવે છે. બીજું મેસર્સ કાવસજી દીનશા અને બ્રધર્સની માલેકીનું સ્ટીમર પોઇંટ આગળ છે. ૩ જું Messrs. Haworth & Co. નું છે. લોકલ પ્રેસના સરકારી કાયદાને અનુસરીને, એડનમાંની જુદી જુદી જાહેર ઓફીસોનું છાપવાનું કામ આ છાપખાનામાં થાય છે.

એડનને ૧૮૫૦ માં ફ્રી પોર્ટ જાહેર કરવામાં આવ્યું.

મોખા અને હોડેડા શહેરો અર્બસ્તાન અને આફ્રીકા ખંડના કીમતી વેપારને એકહાથ કરવા લાગ્યાં જેથી આ મામલો સુધારવાને હીંદી સરકારે એડનને ઇ. સને **૧૮૫૦** માં **"ફ્રી પૅાર્ટ"** જાહેર કર્યું.

૧૮૭૩ ના ૬ ઠા કાયદા મુજબ અફીણની એક પેટી ઉપર ટાઉનશીપમેંટની ફી લેવામાં આવે છે.

એક રેજીસ્ટ્રાર અને થોડા કલાર્ક મળી ત્યાં એક ખાતું છે. આ ખાતાંનું ઉપરીપણું પહેલા મદદનીશ રેસીડંટના હાથમાં છે. તેઓ વેપારને રજીસ્ટર કરવાનું કામ કરે છે, ભરોસાદાર વેપારના હીસાબ ઉપર બંદર તરફથી પૈસા લેવામાં આવે છે.

એડનમાં થોડા મહિના સુધી જો **કોલસો** પડી રહેવા દે છે, તો તે ઘણો ઓછો થઇ જાય છે. ખાસ કરીને જુન, જુલાઇ અને ઓગસ્ટ મહિનાના સખ્ત તડકામાં રહેવા દેવામાં આવે છે તો ઘણુંજ નુકસાન થાય છે, કારણકે આ મહિનાઓમાં ગરમ પવન ફુંકેછે, આ ગરમ પવનને લીધે કોલસામાંની ગેસ હવામાં ઉડી જઇ, કોલસાના ગુણ અને વજનમાં ઘણો બગાડો થાયછે, અને તે કોલસો હલકો થઇ, એવો થઇ જાય છે, કે જરા ખસાડવાથી તે ભાંગી પડે છે. એડનમાં કોલસો પુરો પાડનાર કંપનીઓ વચ્ચે મજબુત હરીફાઇ ચાલે છે.

કોલસો.

**યમનના** અંદરના ભાગમાંથી જમીન રસ્તે **કાફી** એડનમાં આવે છે. તથા હોડેડા અને આફ્રીકાના કીનારા ઉપરથી દરીયા માર્ગે કૉફી આવેછે. અંદરના ભાગમાંથી જે કૉફી આવેછે તે ઉંટ ઉપર લાધીને એડનમાં પહોંચાડવામાં આવેછે, જે સમુદ્ર માર્ગથી આવે છે, તે આગબોટ અને દેશી મછવામાં લાવવામાં આવે છે. કોઇ કોઇ વખત કૉફી બેરી સુધાં આવે છે. પણ વારંવાર કૉફીનાં બીજ લાવવામાં આવે છે. જે પરગણામાં કૉફી ઉગે છે તે **"લોહીઆ"** નજદીક આવેલાં **જેબલહબર, વાડીશરદદ,** અને **વાડીલા છે; કોઉકબનમાં** જબલખરાઝ, જબલહોફ્શ, હઇમા અને જબલહબશી છે, **"હોડેડા"** નજદીક બુરાક, રહીમા, દુસ, સફર, અને અલહજીર; અને **"સના"**ના પરગણામાં, બની મતાર, બીલાડ ઓનીસ, જેબલ હબશ, ઓડેન, અને ઓસાબા **"હજરીયા"** પરગણામાં, બની હમાદ, બની આવધ છે. કૉફીનો મોટો જથ્થો, **"યફઇ"** પરગણામાંથી પણ લાવવામાં આવે છે. એડનમાં અર્બસ્તાનની કૉફી **"જબેલી"** અથવા **"મોખા"**ના નામથી ઓળખાય છે, હોડેડામાં તે કૉફીનું નામ "બુરાક" નામના પરગણા ઉપરથી **"બુરાકી"** પાડયું છે. આ કૉફી બે જાતની છે: **"સરગી"** અને **"સરાબી"** કૉફી યમનના પહાડી મુલકમાં બને છે, અને તેની પેદાશના ત્રણ જુદા ભાગ છે. **પહેલો ભાગ** બીજને તૈયાર કરવાનું કામ, **બીજો ભાગ** બીજને વાવવાનું અને **ત્રીજો ભાગ** રોપામાંથી ચુંટી તૈયાર કરવાનું કામ છે. કોટલું કાઢી નાંખીને બીજ બનાવવામાં આવે છ, ત્યાર પછી તેમાં લાકડાં રાખ ભેળવામાં આવે છે, અને છાંયામાં સુકવવામાં આવે છે. આ પ્રમાણે તૈયાર થયેલાં બીજ ઘણી વખત ખેડુતો ખરીદ કરે છે, તેઓ બીજ બનાવવાની ખટપટ કરવા ઇચ્છતા નથી.

કૉફી.

આ બીજ તેઓ, ઢોર અને બકરાની લીંડીઓ અને છાણનું બનેલું ખાતર નાંખેલી ઉત્તમ જમીનના કયારામાં રોપે છે. આ કયારાઓને અકટોબર, નવેંબર અને ડીસેંબર મહીનાની સુરજની ગરમીમાંથી, નાના રોપાઓનું રક્ષણ કરવાને, ઝાડની ડાળીઓ વડે ઢાંકી દેવામાં આવે છે. દર છ સાત દિવસે તેઓની ઉપર પાણી સીંચાય છે. આસરે છ સાત અઠવાડીઆ પછી, સહવારના પોહોરમાં રોપાઓને સંભાળથી કાઢી લેવામાં આવે છે, અને તેઓને ચટાઇના કોથળામાં મુકી, ખેતરો અથવા બાગમાં લઇ જાય છે. આ ખેતરો અથવા બાગ હમેશા પાણીના ઝરાની બાજુમાં હોય છે. બે ત્રણ ફીટના અંતરે, આ રોપાઓને હારબંધ રોપવામાં આવે છે અને દરેક પખવાડીએ તેઓને પાણી પાવામાં આવે છે, જો જરૂર પડે તો જમીનમાં ખાતર પણ નાંખે છે. આસરે બે અથવા કોઇ વખત તો ત્રણ અથવા ચાર વરસ પછી આ ઝાડો પાક આપવા માંડે છે. **"નીબહુર" નામનો મુસાફર** જેણે બળગોઝની નજદીક યમનના કૉફીના પર્વતોની મુલાકાત લીધી હતી, તે માર્ચની અધવચના વખતમાં કૉફીનો બાગ કેવો દેખાય છે તેનું નીચે પ્રમાણે વર્ણન લખે છેઃ—

"જે ઝાડમાંથી કૉફી થાય છે, તે યુરોપમાં ઘણું પ્રખ્યાત છે, તેને "બલગોસ"માં ફુલ આવ્યાં હતાં, અને તેમાંથી ઘણી સુંદર ખુશબો નીકળતી હતી. આ બાગો એકબીજાની ઉપર બાંધવામાં આવેલા હોય છે. કેટલાંએકને માત્ર વરસાદનુંજ પાણી મળે છે અને બીજાઓને, તેઓના ઉંચા ભાગમાં મોટાં તળાવ હોય છે, તેમાંથી તાજું પાણી મળે છે. આ પાણી જુદા જુદા કયારામાં જાય છે, જયાં ઝાડ એટલાં ખીચોખીચ ઉગેલાં હોય છે કે ત્યાં સુરજનો તડકો આવી શકતો નથી. તેઓએ અમને કહ્યું કે જે ઝાડોને આવા તળાવમાંથી પાણી મળે છે તેઓ વરસમાં બે વખત ફળ આપે છે, પણ શીંગો એકજ વખત પાકે છે અને જેઓ બરાબર પાકતી નથી, તેઓ મોટા પાકની શીંગો જેવી સરસ હોતી નથી."

જ્યારે શીંગો પાકે છે, ત્યારે તેઓને ઝાડ ઉપરથી ચુંટી લેવામાં આવે છે, અને ત્યાર પછી તેઓને સુરજના તડકામાં સુકવે છે. કોટલાં વગરની શીંગોને આરબ લોકો "જફલ" કહે છે. કોટલું પથ્થરની

ઘંટીમાં દળીને છુટું પાડવામાં આવે છે. કોઇ કોઇ વખત શીંગો સુદ્ધાં કૉફી એડનમાં મોકલવામાં આવે છે અને એવી શીંગોનાં કોટલાંઓને ઘંટીમાં દળીને અથવા સીલોન અને મલબારના કૉફી ઉગાડનારાઓ જે અંગ્રેજી સંચો વાપરે છે તેવા સાંચા વડે, કાઢી નાંખવામાં આવે છે. કૉફી સાદરાના અને ગુણપાતના કોથળામાં આવે છે. આ કોથળા-ઓને ગરારા કહે છે. કૉફી વજનથી વેચાય છે. હોડેડામાં એક બહર એટલે ૭ા હંડરવેટની કીંમત રૂ. ૨૬૦ થી ૩૩૦ હોય છે. એડનમાં તે "ફરસલા" અથવા ૩૦$\frac{3}{4}$ રતલના વજનથી વેચવામાં આવે છે. ૧૮૭૬ ના વરસમાં એડનમાં જુદી જુદી જાતની કૉફીની કીમત નીચે પ્રમાણે હતીઃ—

| | | | |
|---|---|---|---|
| કૉફી સરગી. | ૩૦$\frac{3}{4}$ રતલના | ૬ા | ડૉલર |
| કૉફી શરાબી | ,, | પાાા | ,, |
| બાના ઔધ | ,, | પા | ,, |
| જફાલ કૉફી | ૩૩ રતલના | ૩ાા થી ૪ | ,, |

૧૦ મણ કૉફીની શીંગોમાંથી ૫ મણ ચોખી કૉફી નીકળે છે, ૩$\frac{1}{2}$ મણ કોટલાં અથવા છાલ, $\frac{1}{4}$ મણ કાળો નકામો ભાગ, અને ૧$\frac{1}{4}$ મણ છોલતાં નીકળે છે.

છાલ અને છોલતાંને આરબ લોકો વાપરે છે. છાલને તેઓ "કીશર" કહે છે. "કીશર"ના ૨૮ રતલના મણની કીમત ૧$\frac{1}{2}$ થી ૨ રૂપીઆ પડે છે. છોલતાંને "ફુકાકીશર" કહે છે. તેનો મણનો $\frac{1}{4}$ રૂપીઓ પડે છે. સાફ કર્યા વિનાની કૉફીની શીંગને "બુન" કહે છે અને સાફ કરેલી કૉફીને "બુનસાફી" કહે છે. બહારગામ મોકલવા માટે તેને ચટાઇ અથવા ગુણના થેલામાં પૅક કરવામાં આવે છે. દરેક બસતાનું વજન ૧$\frac{1}{2}$ હંડરવેટ અથવા ૬ મણ થાય છે. ચોખી કૉફી જે બહારગામ મોકલવાને તૈયાર થએલી હોય છે તેની દર હંડરવેટની સરાસરી કિમત રૂ. ૫૦ થી રૂ. ૫૩ થાય છે. તેમાં સાફ કરવાના, પૅક કરવાના અને મછવા ઉપર પહોંચતા કરવાના ગાડીભાડાંના પૈસા સમાઇ જાય છે. જે કૉફી આફ્રીકન કીનારા તરફથી આવે છે, તે ઝેલા પરગણાની નૈરૃત્ય ખુણાએ ૧૬૦ મૈલ ઉપર હરાર પ્રાંતની પડોશનાં શહેરોમાં ઉગાડવામાં આવે છે. પશ્ચિમ ગાલાસના શહેરોના બાગોમાં કૉફી મોટા જથામાં ઉગે છે, અને **"જરજર"** નામનું પરગણું જે "હરાર"થી "ઇફાત"ને

રસ્તે સાત દિવસની મુસાફરી જેટલે દુર છે, ત્યાં તદન સંપુર્ણ હાલત માં ઉગે છે. તે અર્બસ્તાનની માફકજ ઉગાડવામાં આવેછે. ફેર માત્ર એટલોજ છે કે, રોપાને માટે બીજ તૈયાર કરવામાં આવતાં નથી, અને બહારનું કોટલુંજ માત્ર કાઢી નાંખવામાં આવેછે, તથા છોડાં સાથની બેવડી શીંગને વાવવામાં આવે છે. રોપાઓ જમીનમાંથી કાઢી લઇ બાગમાં રોપાય છે, ત્યારપછી જ્યાં સુધી વરસાદ પડેછે ત્યાં સુધી તેઓની ઉપર પુષ્કળ પાણી સીંચવામાં આવે છે. ટેકરીઓની બાજુ ઉપરના ઊંચા બાગમાં જે કૉફી થાય છે. તેના કરતાં ઉપરની રીતે પાણી પાઇને કરેલી કૉફી વધારે સારી થાય છે, જમીન બે જાતની હોય છે, તેમનાં નામ "વરતાબ" અને "બરકત" છે. વરતાબ જમીન રંગે પીળી અને બીજી રંગે લાલ છે. કૉફી વાવવાનું કામ માર્ચમાં, બાગમાં રોપવાનું મેમાં અને પાક એકઠો કરવાનું કામ સપ્ટેમ્બરમાં થાય છે. ઝાડ જે પહેલો પાક આપેછે, તે પાકવા દેવામાં આવતો નથી પણ તેને પાકયા વિના એબીસીન્યન લોકો ઝાડ ઉપરથી ચુંટી લઇ વાપરી નાંખેછે, અને ઝાડનાં સુકાં પાંદડાં પણ તેમજ વાપરી નાંખેછે. છાલમાંથી એક લાકડાની ખાંડની ખાનીપરામાં વાટીને છોડાંને જુદાં પાડેછે. ત્યાર પછી તેને સાફ કરીને ચામડાંના કોથળા કે જેને "ડબુલા" કહેછે અને જે બકરાંની ચામડીના બનેછે, તેમાં પૅક કરેછે.

એક ઉંટ આવા બે "ડબુલા" ઉંચકી જાય છે. તેનું વજન ૧।। હંડરવેટ થાય છે, એડનમાં ૩૫ રતલના ફરસલા રૂ. ૧૩ થી રૂ. ૧૪ ની કીમતે વેચાય છે. ઇ૦ સ૦ ૧૮૭૬ માં ૧।। હંડરવેટની કીમત હરારમાં ૩૦ રૂપીઆ હતી. જ્યારે મી૦ બરટને ૧૮૫૪ માં હરારની મુલાકાત લીધી હતી ત્યારે એક હંડરવેટની આસરે ૨ રૂપીઆ કીંમત હતી. "ઝૈલા"માં લેવાતી મહેસુલ અને નુર સુદ્ધાં ૧।। હંડરવેટના એક ડબુલાની કીમત એડન પહોંચતાં એક માણસને રૂ. ૪૩ થવા જાય છે, પણ તે તેને રૂ. ૬૦ અથવા રૂ. ૭૦ થી ઓછી કિમતે વેચતો નથી. સોમાલી લોકો અને હરારના રહેવાશીઓ ૫૦ ટકા નફાને સૌથી ઓછો નફો ગણેછે.

ગુલી.

અર્બસ્તાનમાં તેમજ આફ્રીકામાં **"ગુલી"**ના રોપાઓ પુષ્કળ જથામાં ઉગે છે, પણ તે દેશમાંના રહેવાશીઓ ઘણા રંગ બનાવતા નથી. સોમાલી દેશમાં તે રોપાને "ગુબુલ્ડી" કહેછે. ગુલી મોખામાં બને છે ત્યાંથી થોડી એડનમાં મોકલે છે, પણ જે મોખામાં બને છે તે ઘણી હલકી જાતની ગુલી છે. સૌથી ઉત્તમ ગુલી

મદ્રાસથી આવે છે. **મોખામાં ગુલી બનાવવાની રીત નીચે પ્રમાણે છેઃ**—રોપાને બે ત્રણ દિવસ સુધી પાણીમાં બોળી રાખે છે, ત્યાર પછી લાકડાંના સોટા વતી તેને વાટવામાં આવે છે અને જ્યાં સુધી તે રોપાનો બાકીનો ભાગ માવો થઇને તળીયે ડુબે છે ત્યાં સુધી તેને રહેવા દે છે. ઇ૦ સ૦ ૧૮૭૬ માં મોખાની ગુલીની કીમત ૨૮ રતલના એક મણના રૂ. ૨૦ હતા, અને મદ્રાસની ગુલીની કીંમત રૂ. ૫૦) હતી.

પીછાં.

"**શાહમૂર્ગનાં પીછાં**" સોમાલી અને ડંકાલી કીનારા ઉપરથી એડનમાં આવે છે. રાસ હાફુનની પડોશમાંથી સોમાલી લોકો "શહર" અને "મકાલા" શહેરમાં પીછાં લાવેછે ત્યાંથી તેને એડનમાં લાવવામાં આવે છે. જે પીછાં અહીં આવે છે તે **ત્રણ રંગનાં** હોય છેઃ સફેદ, ભુરા અને કાળા રંગનાં. કેપ ઑફ ગુડ હોપમાં જે રીતે પીછાં બને છે તેવી રીતે ઉપરનાં પીછાં બનતાં નથી, એ પીછાં તેઓ પક્ષીના મરી જવા પછી તેના ઉપરથી કાઢી લે છે, પાંખ અને પુછડીનાં પીછાં સૌથી સરસ હોય છે, કારણકે તેઓ નર પક્ષી ઉપરથી ઉતારવામાં આવે છે, જીવતાં પક્ષીઓ વારંવાર આવે છે. આવાં **ત્રણ પક્ષીઓને** ૧૮૭૫ માં નામદાર **પ્રીન્સ ઑફ વેલ્સ,** હાલના **શેહેનશાહ,** એડનમાં આવ્યા હતા ત્યારે ભેટ તરીકે આપવામાં આવ્યાં હતાં. સોમાલી લોકોની હલકી જાતો **શાહમૂર્ગ પક્ષીનું માંસ ખાય છે.** પાલેલાં પક્ષીઓની મારફતે તેઓને ઉછેરવાનું કામ એ લોક હલકું સમજે છે.

શિકારીઓ પોતે કદાચજ એડનમાં આવેછે. તેઓ પોતાનાં પીછાં બીજા લોકોને આપેછે અને તેના બદલામાં ચોખા, જુવારી, અથવા કાપડ લેછે. **શાહમૂર્ગ પક્ષીને પકડવાની રીત નીચે** પ્રમાણે છેઃ—

શાહમુર્ગ પકડવાના રીત.

એક પાળેલી ઉપલા પક્ષીની માદાને શિકારી બહાર કાઢેછે, અને જ્યારે દુર બીજું પક્ષી જણાય, ત્યારે તે માદાની પાંખ તળે તે શિકારી જેમ બને તેમ સારી રીતે સંતાઇ જાયછે અને તે જંગલી પક્ષીની પાસે આવવાને કોશેશ કરેછે, જ્યારે શિકારી પુરતો નજદીક આવેછે, ત્યારે તે પોતાના શિકારને એક ઝેરી તીર મારેછે, અને તરત તે પીછાં બહાર કાઢેછે.

પીછાં સંભાળથી ચામડાના કોથળામાં બાંધેછે, ભુરા રંગના, કાળા રંગના અને સફેદ રંગના જુદા જુદા બંડલ બાંધેછે. સાફ કર્યા વગરનાં મોટાં સફેદ પીછાં રતલના રૂ. ૩૦૦ થી રૂ. ૪૦૦ ની કીંમતે વેચાય છે. આ રતલ વજનમાં જરમન ૧૮ ક્રાઉનની બરાબર હોયછે. જે દોરીથી પીછાં બાંધેલાં હોયછે, તે દોરીની કાંઇ કિંમત મળતી નથી. ભુરા રંગના પીછાં એક રતલના રૂ. ૨૪ થી રૂ. ૩૦ સુધી વેચાય છે અને કાળ રંગના એક રતલના રૂ. ૧૪ થી રૂ. ૧૬ સુધી વેચાયછે.

બહારગામ મોકલવાને વાસ્તે તેઓને ગુણપાતથી ઢાંકેલી પેટીઓમાં પેંક કરવામાં આવેછે અને ત્યાર પછી તેમને **ઇંગ્લાંડ, ફ્રાંસ અને ઇજીપ્ટ** મોકલે છે. ઉતારૂઓને જે પીછાં વેચવામાં આવે છે, તે **બે રીતે સાફ** કરવામાં આવે છે. પહેલી રીત પ્રમાણે તે પીછાંને ચુનાનાં પાણીમાં બોળે છે, જેથી તેમાં પક્ષીનું તેલ હોય છે, તે નીકળી જાય છે. ત્યાર પછી એક સુંદર હવાવાળા ઓરડામાં પવનમાં તેને સુકવવામાં આવેછે. બીજી રીત પ્રમાણે પીછાંને સફેદ સાબુ વડે ધોવામાં આવેછે અને ઉપર કહ્યા પ્રમાણે સુકવવામાં આવેછે. પીછાં સાફ કરવાનું **કામ યાહુદીઓ-નાજ** હાથમાં છે, અને આ લોકો આ સાદી સાફ કરવાની રીતોને એક મોટા હુન્નર તરીકે ગણી તેનો છુપો ભેદ કોઇને બતાવતા નથી. પણ અંતે તે ખબર પડયા વિના રહેતી નથી. પરચુટણ વેચાણને માટે **ચાર ચાર પીછાંઓને** એક સાથે બાંધવામાં આવેછે, તેમાં એક ઉપર અને એક નીચે મલી બે સારાં પીછાં રાખેછે.



# એડનનો ઈતિહાસ.

## પ્રકરણ ૪ થું.

ઈ૦ સ૦ પુર્વ ૩૦.—ઈ૦ સ૦ પુર્વ ૨૪ થી ઈ૦ સ૦ ૧ નું સાલ.—ઈ૦ સ૦ ૧ થી ઈ૦ સ૦ ૯૦.—ઈ૦ સ૦ ૯૦ થી ઈ૦ સ૦ ૧૪૦ થી ૧૫૦.—ઈ૦ સ૦ ૧૫૦ થી ૧૮૦.—ઈ૦ સ૦ ૨૦૦ થી ૨૩૬.—ઈ૦ સ૦ ૨૩૭.—ઈ૦ સ૦ ૨૩૭ થી ૨૫૦.—ઈ૦ સ૦ ૨૫૦ થી ૨૭૦.—ઈ૦ સ૦ ૨૭૦ થી ૨૭૨.—ઈ૦ સ૦ ૨૭૨.—ઈ૦ સ૦ ૨૭૩.—ઈ૦ સ૦ ૨૯૭.— ઈ૦ સ૦ ૩૨૦.—ઈ૦ સ૦ ૩૩૦.—ઈ૦ સ૦ ૩૫૦.—ઈ૦ સ૦ ૩૭૦.— ઈ૦ સ૦ ૪૦૦ થી ૪૪૦.—ઈ૦ સ૦ ૪૬૦.—ઈ૦ સ૦ ૪૭૮ થી ૪૮૮.—ઈ૦ સ૦ ૪૯૦.—ઈ૦ સ૦ ૫૨૫.—ઈ૦ સ૦ ૫૨૫.—ઈ૦સ૦ ૫૩૭.—ઈ૦ સ૦ ૫૭૦.—ઈ૦ સ૦ ૫૭૦ થી ૫૭૨.

એડનનો ઇતિહાસ ૬ **ભાગમાં** વેંહચી નાખ્યો છેઃ—

**૧ લો ભાગ—ઇ૦ સ૦ પુર્વ ૩૦ થી ઇ૦ સ૦ ૫૭૨ સુધી.**

Capt. Playfair's History of Arabia Felix, or Yemen, pages 45 to 71.

**૨ જો ભાગ—ઇ૦ સ૦ ૫૭૩ થી ઇ૦ સ૦ ૬૩૨ સુધી, ઇરાની રાજ્ય.**

Capt. Playfair's History of Arabia Felix, or Yemen, pages 72 to 81.

**૩ જો ભાગ—પેગમ્બર મહુમદનો જન્મ.**

મરહુમ અ૦ ડો૦ મુનશીની "પુરાતન પારસીઓની તવારીખ," સફે ૩૧ થી ૩૩.

**૪ થો ભાગ—નોશેરવાને અદલની પારકાં રાજ્યો સાથની રાજ્યનિતી.**

એ૦ જીવનજી જ. મોદી "જામે જમશેદનો" ઉતારો.

**૫ મો ભાગ—પારસીઓને મળેલાં કીમતી ફરમાનો.**

મી૦ પા. બ. દેસાઇની "તારીખે શાહાને ઇરાન," સફે ૨૨૮ થી ૨૩૨.

મરહુમ મી૦ બ. પા. દેસાઈનું "સાસાની શાહનામુ,"

**આરબની ફરીઆદ** સફે ૧૧૫–૧૧૬.

મરહુમ મી૦ બ. પા. દેસાઈનું "સાસાની શાહનામું,"

**અમીરોની ફરીયાદ,** સફે ૧૪૦.

મરહુમ મી૦ બ. પા. દેસાઈનું "સાસાની શાહનામું."

,, **બેહરામ ગુર** સફે ૪૭ થી ૫૮ તથા સફે ૯૧ થી ૯૬.

,, **નોશીરવાન (આદેલ)** સફે ૧૧૫ થી ૧૧૮.

**૬ ઠો ભાગ—ઈ૦ સ૦ ૬૩૨ થી ૧૯૦૫ સુધી.**

Capt. F. Hunter's Account of Aden, pages 161 to 171.

ઉપલાં ચોપડી ચોપાન્યામાંથી લીધેલી વીગતો માટે તેમના કર્તાઓનો આભાર માનીએ છીએ.

---

## યમનમાં રાજ્ય*—ઇતિહાસ.

### ભાગ ૧ લો—ઈ૦ સ૦ પુર્વે ૩૦ થી ઈ૦ સ૦ ની શરૂઆત સુધી.

ઈ. સ. પુર્વે ૩૦ — આ વરસમાં ઇજીપ્ટ રોમન લોકોના હાથમાં આવ્યું. રોમનું બાદશાહ **ઑગસ્ટસે** સાંભળ્યું હતું કે **અર્બસ્તાનમાં તેજાનો** બને છે અને ઇથીઓપીઆમાં સોનાની ખાણો છે, તેથી એ સંસ્થાનોને જીતી લેવાનો તેણે ઠરાવ કીધો.

ઈ. સ. પુર્વે ૨૪ થી ઈ. સ. ૧ ની સાલ. — આ બે દેશને જીતવા, ઇકવેસ્ટ્રીઅન જાતનુ રોમન સરદાર ઇલ્યસ ગેલસની સરદારી હેઠળ, એક ચઢાઈ મોકલવામાં આવી. ઇથીઓપ્યા જીતવા જનાર લશકરની સરદારી પેટ્રોન્યસે લીધી હતી તથા **અર્બસ્તાન** જીતવાને જે લશ્કર ગયું હતું તેની **સરદારી ગૅલસે** પોતે લીધી હતી. નેબેથ્યન આરબોના રાજા **ઓબોડસના વજીર સીલેયસે** આ સરદારના

---

* Capt. R. L. Playfair's History of Arabia Felix or Yemen, pages 45 to 71.

ભોમીયા તરીકે કામ કરવાનું માથે લીધું, પણ આ વજીરે પહેલેથીજ લશકરને ખોટે રસ્તે ઉતારવાનો ઠરાવ કીધો હતો. આ પ્રમાણે ગૅલસ લ્યુકે કૉમેના બંદર ઉપર ઉતર્યો, પણ તેનું લશ્કર એક બિકટ દરદથી પીડાવા લાગ્યું જેથી આખો ઉનાળો તેને ત્યાં ખોટી થવું પડયું. ત્યાર પછી તેણે નેગ્રાણી ( નજરાન ) શહેરને ઘેરો ઘાલ્યો, આ શહેરને છોડી દઇને ૬ દિવસ પછી તે એક નદીના કીનારા પાસે આવ્યો, જ્યાં **આરબો સાથે તેને એક લડાઇ થઇ,** તેમાં ૧૦,૦૦૦ આરબો માર્યા ગયા, અને રોમનોમાં માત્ર બેજ માણસો માર્યા ગયા. બીજી કેટલીએક જીત મેળવ્યા પછી **મારીયાબા** શહેર આગળ આવ્યો અને તે શહેરને ઘેરો ઘાલ્યો, પણ પાણી તથા ખોરાકની તંગીને લીધે ૬ દિવસ પછી ઘેરો ઉઠાવી લઇ, પાછાં ફરવાની ગેલસને ફરજ પડી. બે વરસની ગેરહાજરી પછી ગૅલસ જ્યારે પોતાને વતન પાછો ફર્યો, ત્યારે તે પોતાની સાથે પોતાનાં લશ્કરનો એક ઘણોજ નાનો ભાગ પાછો લાવ્યો હતો. લડાઇમાં માત્ર ૭ માણસોજ માર્યાં ગયાં પણ ભુખમરા અને પાણીની તંગાશને લીધે ઘણાં માણસો માર્યાં ગયાં હતાં. જે મરીયાબા શહેર આગળથી **ગૅલસ પાછો ફર્યો** હતો તે **સેબીયન્સ લોકોનું "મરીયબ" શહેર નથી** એમ લોકો ધારે છે કારણ કે મરીયબ શહેર ખરેખરૂં મરીયબ હતે તો ત્યાં ગૅલસના લશ્કરને પુષ્કળ પાણી મળતે, પણ તે ખરેખરા મરીયબ અને નેજરાણ વચ્ચેનું બીજું કોઇ શહેર હતું. આ ચઢાઇ વખતે યમનનો પાદશાહ આફ્રીકુસના છોકરા અભરાનો છોકરો થુલ અધર હતો. **થુલ અધર** શબ્દનો અર્થ **"ધાસ્તીનો રાજા"** થાય છે. આ રાજાનું આવું નામ પાડવાનું કારણ એ હતું કે તેણે **યમનમાં એક વિક્રાલ જાતનાં માણસોને દાખલ કર્યાં** તેથી લોકોને ઘણીજ ધાસ્તી લાગી હતી. આ રાજાના જુલમ અને ત્રાસથી લોકો કંટાળી ગયાં, તેથી તેઓ તેની સામે થયાં, અને તેના છોકરા ખુશરાબીલને રાજ્ય આપ્યું, તેના મરણ પછી હીદાદને ગાદી મળી અને તેની પછી બાલકીસ રાણી ગાદીએ આવી.

---

# યમનમાં રાજ્ય.

## ઇસવી સનની શરૂઆતથી એબીસીન્યન હલ્લા સુધી ઇ૦ સ૦ ૧ થી ઇ૦ સ૦ ૫૨૫.

**"રાણી બાલકીસ"**નું રાજ્ય બરાબર ખ્રીસ્તી સાલની શરૂઆતથી શરૂ થાય છે. બાલકીસનું ખરૂં નામ બાલકામા અથવા યાલકામા હતું. રાજ્યની શરૂઆતમાં થુલ અઘરના હુમલાની સામું થવું પડયું હતું, પણ આ લડાઇનું છેવટ લાવવાને અને તખ્તનો કબજો મેળવવાને તેણી **"થુલ અઘરની" સાથે પરણી** અને પરણ્યા પછી તરતજ તેને ઝેર દઇ **મારી નાંખ્યો.** તેણીએ મારેબના પાણીના પુસ્તાને સુધાર્યો અને મજબુત કીધો. આ પાણીના બાંધકામનો પુસ્તો અબેદ શેમ્સે બાંધ્યો હતો એમ કેટલાએક લોક માને છે અને કેટલાએક લોકમાન રાજાએ બાંધ્યો એવું પણ માને છે.

ઈ. સ. ૧ થી ઈ. સ. ૯૦.

**"લોકમાન રાજા"** ઇ૦ સ૦ પુર્વે ૧૭૫૦ ના સાલમાં શાબામાં થઇ ગયો. તેણે જોયું કે કોઇ વખત દેશમાં જોઇએ તે કરતાં વધારે વરસાદ પડે છે તો કોઇ વખત દુકાળ પડે છે તેથી તેણે બે પર્વતની વચ્ચે એક ખીણમાં સઘળું **પાણી એકઠું કરવા માટે એક મોટું ટાંકું બંધાવ્યું.** તેમાં ત્રીસ મોટા દરવાજા હતા તેમાંથી જુદી જુદી નહેરો વડે મારેબ શેહેરના બાગમાં પાણી લઇ જવામાં આવતું હતું. આથી મારેબ શહેર ઘણુંજ આબાદ થયું. ત્યાંના રહેવાશીઓને ઘણું સુખ મળ્યું, અને લોકમાન પછીના રાજાઓ ઘણા ન્યાયી તથા પરગજુ થઇ ગયા.

**બાલકીસ રાણી પછી** યાસીર જેને કોઇ વખત "મલીક" અથવા "નાસીર ઇન્યામ" એટલે ફાયદાનો આપનાર કહેતા હતા તે રાજા ઘણો ભલો હતો. તે મગરેબ અથવા પશ્ચિમ દેશમાં ચઢાઇ લઇ ગયો અને "વાડી અર રામ્લ" અથવા "રેતીની ખીણ" સુધી તે પહોંચ્યો, જ્યાં અગાઉ કોઇ ગયું હતું નહિ. અહિં તેનું કેટલુંક લશ્કર નાશ પામ્યું તેથી તેણે ત્યાં એક લેખ લખ્યો છે કે "આગળ રસ્તો નથી."

આ રાજા પછી "શમીર યેરાશ" એટલે "તે ધ્રુજે છે" નામનો બાદશાહ ગાદી ઉપર આવ્યો. આ રાજાને ધ્રુજવાની આદત હતી તેથી તેનું નામ શમીર યેરાશ પાડયું હતું. **આ યમનનો સઉથી મોટો રાજા હતો,**

તેણે **ઇરાન અને બાજુના દેશો જીત્યા** અને સોગદયાના દેશની રાજ્યધાનીનો નાશ કર્યો, અને તેનું નામ "શમરકંદ" એટલે "શામરે તેનો નાશ કીધો" કરી પડયું, તે શહેર હાલ **સમરકંદને** નામે પ્રખ્યાત છે. ત્યાર પછી આ રાજાએ ચીન જીતવાનો ઠરાવ કીધો અને તુર્કસ્થાનને રસ્તે થઇ, **હીંદુસ્તાનના કીનારા** ઉપર ઉતર્યો. જ્યારે તે ચીનની પાસે આવ્યો ત્યારે તે દેશના વજીરે તેના રાહબર તરીકે કામ કરવાની માગણી કરી, પણ ખરૂં જોતાં તેની ઇચ્છા રાજાને ખોટે રસ્તે ઉતારી, તેના લશ્કરનો નાશ કરવાની હતી, આથી તે **પોતાનું નાક કાપી** શમીર બાદશાહ પાસે હાજર થયો, અને ચીનના રાજાએ તેનું નાક કાપી નાંખ્યું છે એ પ્રમાણે શમીરને કહ્યું. શમીરે તેને પુછયું કે ત્યાંથી "**ચીન** કેટલું દુર છે?" તે ઉપરથી તેણે કહ્યું કે, "ત્રણ દિવસની મુસાફરી પછી તમે ચીન પહોંચશો." આ ઉપરથી ત્રણ દિવસની ખોરાકી તથા પાણી લઇ તેઓ ત્યાંથી રવાના થયા, જેથી રેતીમાં તે બાદશાહ તથા તેનું લશ્કર રીબાઇને નાશ પામ્યું. આ વખતે **"સેબ્યન લોકો" હીંદુસ્તાન સાથેનો વેપાર એકહાથ કરી** ચલાવતા હતા, અને ઇજીપ્ટ અને હિંદના વેપારીઓ વચ્ચે તેઓ આડતીઆ તરીકે કામ કરતા હતા.

શમીર યેરાશની પછી તેનો ત્રીજો દીકરો અબુમલીક ગાદીએ આવ્યો, જેણે પોતાના બાપનું વેર લેવાનો ઠરાવ કર્યો, પણ તેની યુકતી બદલીને કેટલીક હીરાની ખાણની શોધ કરવા જતાં તે પોતાના લશ્કર સાથ નાશ પામ્યો.

"અબુમલીક" પછી તેનો છોકરો ઝઇદ ગાદીએ આવ્યો. એના રાજ્ય સાથે એક ઇતિહાસ લખનાર "ઉમરાન" અને "અમ્ર"એ રાજ્ય કર્યું કરી લખી જાએ છે. તેઓના વખતમાં દેશમાં અશાંતિ ફેલાઇ. "ઉમરાન" થોડો વખત પછી મરણ પામ્યો. બીજાઓ એમ કહે છે કે તેણે "અમ્રને" ગાદી આપી દીધી. ઉમ્રાન એક પેગમ્બર હતો. તેણે પોતાના ભાઇને ચેતાવ્યો કે થોડા વખતમાં દેશ ઉપર એક આફત આવી પડશે જેથી અમ્રએ, એક યુકિતથી પોતાના દેશ મારેબની સઘળી મીલકત વેચી નાંખી, પોતાના કુટુંબને લઇ ચાલ્યો ગયો; તેના પછી મલેક નામનો સરદાર "મારેબનો" ધણી થયો. ઓમ્રાનના કહેવા મુજબ "મારેબ" શહેર ઉપર આફત આવી પડી. જે **પાણીનો પુશતો ૧૭૦૦ વરસ**

ઇ૦ સ૦ ૯૦.

**રહયો હતો તે તુટી પડયો** અને તે શહેર અને આજુબાજુનાં સઘળાં શહેરો **પાણીમાં ડુબી ગયાં,** જેથી તે આબાદ અને અતિ ફળદ્રુપ પ્રગણાનો સદંતર **નાશ થયો.**

આ બનાવ **અરેબ્યન વાર્તાઓમાં** ઘણો જાણીતો થઇ પડયો છે.

પવીત્ર **કોરાનમાં** એ બનાવને "સેલઅલ અરમ" અથવા "તાંકાંમાંથી વહેતો પાણીનો ધોધ"ના નામથી જણાવ્યો છે.

જુદા જુદા તવારીખનવેશો એ હોનારતને જુદા જુદા સાલમાં મુકે છે.

ઈ. સ. ૧૪૦ થી ૧૫૦.

આ પછી **"ઢથુ હુબશાન"** ગાદીએ આવ્યો, તે ટેસમ અને જાદી લોકો ઉપર હુમલો લઇ ગયો અને તેમને કતલ કરી તેઓનો અંત લાવ્યો. બીજા ઇતિહાસ લખનારા આ લોકોનો નાશ કરનાર "હસન તોબા" ઇ૦ સ૦ ૨૩૬ થી ૨૫૦ સુધી રાજ્ય કરનારને ગણેછે. આ ઉપરથી વાત એમ લાગેછે કે "ડથુહબશા"ને જે કામ શરૂ કીધું તે હસન ટોબાએ પુરૂં કર્યું હશે.

ઈ. સ. ૧૫૦ થી ૧૮૦.

"ડથુહબશાન" પછી તેનો ભાઇ ગાદીએ આવ્યો અને ત્યાર પછી પોતાનો દીકરા કલીકારીએ ઇ૦ સ૦ ૧૮૦ થી ૨૦૦ સુધી રાજ્ય કર્યું, તે નબળો રાજા હતો, તેણે કાંઇ લડાઇઓ **કરી નથી.**

ઈ. સ. ૨૦૦ થી ૨૩૬.

**આ રાજા પછી અબુકરીબે રાજ્ય કર્યું છે, તે મહા પરાક્રમી રાજા** થઇ ગયો છે. તેને "વચલો ટોબા" **કહેછે,** તેણે પોતાનું રાજ્ય ઘણું લંબાવ્યું. તેનું વર્ણન પવીત્ર **કોરાનના ૪૪ થી ૫૦ પ્રકરણમાં** આવેછે. ઇ૦ સ૦ ૨૦૬ માં તેણે ચેલદીયા લીધું, અને તુરકી લોકોના મુલકનો નાશ કરીને ઘણીજ લુટ મેળવી યમન પાછો ફર્યો. ત્યાર પછી તેણે હેઝાઝ એટલે હાલનું મદીના લીધું, અને તેનાં ઉપર પોતાના એક છોકરાને સુબો ઠરાવીને તે સીરીઆ ગયો, પણ રસ્તામાં તેને ખબર મળી કે હઝાઝના લોકોએ બંડ ઉઠાવી તેના છોકરાને મારી નાખ્યો છે, તેથી તે પાછો ફર્યો અને તે શહેરને ઘેરો ઘાલ્યો. **બે યાહુદી ડૉકટરો** તેની પાસે આવ્યા, અને તેના છોકરાએ જે **જુલમ** અને નુકશાન મદીના શહેરના લોકોને કીધું હતું, તે સઘળું **સમજાવીને** કહ્યું કે, તેના છોકરાનો ઘાત કરવામાં તેઓએ ગેરવાજબી **કામ કર્યું** નથી અને જો આ શહેર ઉપર વધુ ત્રાસ વર્તાવવામાં આવશે તો, તેના

ઉપર પણ ઇશ્વરનો કોપ ઉતરશે, કારણકે આ શહેરના નશીબમાં એક **પેગમ્બરને રક્ષણ આપવાનું** લખ્યું છે, તે ઉપરથી તેણે આ શહેરનું રક્ષણ કર્યું, અને ટોબા એટલો ખુશી થયો કે મૂર્તિપૂજાનો પોતાનો ધર્મ છોડી દઇ, પોતે તેમજ પોતાના આખાં લશ્કરે **યાહુદી ધર્મનો સ્વીકાર** કર્યો. ત્યાર પછી તેણે આ ડૉકટરોને પોતાની સાથે પોતાના દેશ યમનના લોકોને ધર્મનો ઉપદેશ આપવા સાથે લીધા, રસ્તામાં ટોબાનો નાશ કરવાના ઇરાદાથી હોદેલ લોકોએ તેને **મક્કાનું કઆબા લુટવાની** સલાહ આપી, પણ આ **ડાકટરની સાચી સલાહથી** તેણે એ વિચાર પસંદ કીધો નહિ. યમનમાં તેના પાછા ફરવા પછી, તેણે લોકોમાં યાહુદી ધર્મનો ફેલાવો કરવાને પ્રયત્ન કર્યો, પહેલાંતો લોકો તેની સામે થયાં, પણ પાછળથી ઘણા લોકો તેને તાબે થયાં, યમનમાં એક જગાએ એક અજાયબ જેવો **બલતો આતશ** હતો, જેમાંથી પસાર થતા **ગુનેહગાર** આદમીઓ બલી મરતાં પણ **નીરદોશ** આદમીઓ કાંઇ પણ ઇજા વગર પસાર થઇ જતાં તેમાંથી બન્ને પંથના લોકોને પસાર થવાનો હુકમ થયો; કહેછે કે મૂર્તિપૂજા કરનારા તેમાં સઘળાં બળી ખાખ થયા, અને યાહુદીઓ સહીસલામત રીતે પસાર થઇ ગયા, આથી યમનમાં આ ધર્મનો ઘણો ફેલાવો થયો. ત્યાર પછી અબુ કરીબ **હિંદુસ્થાન જીતવા** નીકળ્યો, પણ તે રસ્તામાં મરણ પામ્યો અથવા કોઇએ તેને મારી નાંખ્યો.

ઇ૦ સ૦ ૨૩૭.

તોબા પછી, રાબીયા નામનો રાજા ગાદી ઉપર આવ્યો, પણ એક વરસ રાજય કર્યા પછી, તેણે એક વિચિત્ર સ્વપ્નું જોયું. રાજયના સારાં સારાં માણસોને બોલાવીને તેણે આ સ્વપ્નાની તાસીર વિષે પુછયું. અંતે સાકીહ નામનો એક બુઝોરગ નજુમી આવ્યો તેણે કહ્યું, "રાજા તેં યમનના તહામા ઉપર **એક બળતો કોલસો** પડતાં જોયોછે, તે ત્યાર પછી સળગ્યો, અને સઘળાં પ્રાણીઓને બાળી નાંખ્યાં," રાજાએ કબુલ કર્યું અને તેનો શું અર્થ છે, એમ પૂછતાં તે બુઝોરગ માણસે કહ્યું, "એબીસીન્યન લોકો આપણા દેશ ઉપર હુમલો કરશે અને અબ્યન ( એડન )થી જોરાશ સુધી આખા દેશના ધણી થઇ પડશે," **આ ઉપરથી રાજા રેબીઆએ પોતાના કુટુંબને ખારઝાદના દીકરા ઇરાની શાહજાદા "શાપુર" ઉપર મોકળી આપ્યું જેણે "હીરા"ના મુલકમાં તેઓનો વસવાટ કરાવ્યો.**

પારસી પાદશાહતના પહેલા પાદશાહ અરદેશર બાબેકાનના બેટા **શાપુરના*** જનમ બાબે **ફીર્દુસીએ** એક કહાણી લખી છે, અને તે ઉપરથી એ શાહજાદો કેવું બુનિયાદી ફર્જંદ હતું તે માલુમ પડી આવે છે. **અર્દશીરે** માજી પાદશાહ **અર્દવાનની** બેટી સાથ શાદી કીધી હતી અને તેને પેટનું આ ફર્જંદ હતું, પણ શાહજાદીએ પાદશાહને ઝેર આપવાની તદબીર કરવાનો વાંક પકડાઇ આવ્યાથી **અર્દશીરે** તેણી જો કે આ વેળા હમેલદાર હતી તે છતાં તેનો જીવ લેવાનો હુકમ આપેલો હોવાથી તે તેણીને તેનાં બાળક સુધાં મરી ગયલી સમજતો હતો, પણ પાછળથી શાહજાદો ૭ વરસની ઉમરે પોતાનીજ વયના છોકરાઓ સાથ **દડી દાવ** રમતો હતો તે વેળા દડી પાદશાહની નજદીક જઇ પડી તે ત્યાંથી લાવવાની કોઇની હિંમત ચાલી નહિ, ત્યારે ઉપલો શાહજાદો—જેનું નામ તે પાદશાહી પુત્ર હોવાથી **શાપુર** રાખેલું હતું તે—દડી લેવા હીમતથી પાદશાહની નજદીક ગયો, જે વેળા તેનો ચેહેરો, છટા અને દમામ જોઇને **અર્દશીર** છક થઇ ગયો, અને પરપુછ કરતાં તે તેનોજ પુત્ર જાહેર થયો. **શાપુર** પોતાના બાપનાં મરણ વખ્તે માત્ર ૧૪ વરસની ઉમરનો હતો માટે ઉપલી કહાણી તરફ **રૅાલિન્સન** શક બતાવે છે, કારણ કે એક ગમ તખ્ત મળ્યું કે બીજી ગમ **શાપુરને** રૂમીઓ સાથ લડાઇમાં ઉતરવું પડયું હતું, તે પોતે લડવા ગયો હતો, અને તેણે પોતાના એ બાહદુર શત્રુઓને હરાવ્યા હતા. પણ તે જમાનામાં પાદશાહો પોતેજ લડાઇમાં ઝીપલાવતા હતા તેથી તેમજ **શાપુર** જાતે બાહદુર અને લડાયક હતો તેથી તે રૂમીઓ સામેની લડાઇમાં મેદાન પડયો હતો. વળી તેનો હરીફ રૂમી શેહેનશાહ પણ તેનીજ ઉમરનો જવાન હતો, અને તે પોતે પણ જાતે લડવા આવ્યો હતો.

હવે **શાપુરના** સંબંધમાં આટલી વાત જાણવા જોગ છે કે તે પોતે રોમ કે બીજા શત્રુઓ ઉપર લડાઇ લઇ ગયો ન હતો, પણ તેને નાદાન જાણીનેજ જુદી જુદી તરફથી શત્રુઓ તેનું રાજ્ય જીતવા ઉતરી પડ્યા હતા. આવા લોભી શત્રુઓમાંનો સર્વથી પહેલો તો આમીન્યાનો રાજા હતો, જેણે **શાપુરની** નાદાનીની તક લઇને સ્વતંત્ર થવા ચહાયું. પણ આપણા જવાન પાદશાહે બાહદુરી દેખાડીને આમીન્યા ખાતેનો બળવો બેસાડી દીધો. આ બળવો બેસી ગયો કે હાત્રા અથવા અલહદ્ર ખાતેના **આરબ રાજા માનીજને ઇરાનથી સ્વતંત્ર થવા માગ્યું**, તથા **મેસોપોટે-**

---

* મી૦ પા. બ. દેસાઇની તારીખે શાહાને ઇરાન સફે ૧૭૯—૧૮૦ શાપુર—ઇ. સ. ૨૪૦ થી ૨૭૧.

**મ્યાનો મુલ્ક હાથ કરી લીધો.** હાત્રાના લોકો ઘણા બળવાન હતાં. તેમનો મજબૂત કિલ્લો રૂમી શેહેનશાહ **ત્રેજન** પણ લેવા પામ્યો ન હતો. તોપણ **શાપુર** નાની વયનો હોવા છતાં કેટલો બાહદુર હશે તે આ ઉપરથી જણાય છે કે તે આ કિલ્લો લેવામાં ફતેહ પામ્યો. તેણે **અલહદ્રના રાજાને હરાવ્યો,** મેસોપોટેમ્યાનો પ્રાંત પાછો સર કર્યો અને રાજાનો મુલ્ક લઇ મુકયો. કહેછે કે **રાજાની બેટીએ, ઇરાનની રાણી** થવાની લાલચે પોતાના બાપને પકડી આપ્યો હતો, જે **નિમકહરામીને** થકી પાદશાહે **તેણીને બેજાન કરાવી** હતી.

મેસોપોટેમ્યાનો પ્રાંત આગળ અશ્કાની પાદશાહોના કબજામાં હતો તે પાછળથી તેમની નબળાઇનો લાભ લઇને રૂમીઓએ લુટી લીધો હતો. તે પ્રાંત **ઉપલા આરબ રાજાને હરાવીને શાપુરે** પોતાના તાબામાં કરી લીધો તેથી રૂમીઓને ભારી ગુસ્સો ચડયો, અને તેમનો શેહેનશાહ **ગોર્ડિયન,** જે ઇરાનના પાદશાહ કરતાં માત્ર બેજ વરસ વડો હતો, તે **શાપુર** સાથ લડવા એશિયા ખાતે આવ્યો, પણ તે આગમજ તેનો સરદાર પાદશાહના હાથ ઉપર માર ખાઇ ચુકયો હતો, અને ઘણાં શેહેરો ઇરાની લશ્કરના હાથમાં આવી ચુકયાં હતાં. હવે જ્યારે **ગોર્ડિયન** જાતે લડવા આવ્યો ત્યારે તેની જોડે તેનો સસરો હતો તેણે રૂમી શેહરો પાછાં જીતી લીધાં, એટલુંજ નહિ પણ હવે પોતાની પેદરપે હાર થતી જોઇને **શાપુર** મેસોપોટેમ્યા પડતું નાખીને પોતાનાં પાયતખ્ત મદાઇન ખાતે આવતો રહયો, પણ એટલામાં શેહનશાહનો સસરો માર્યો ગયો અને **ફિલિપ** નામે એક સરદારે **ગોર્ડિયનનું** પોતાનુંબી ખૂન કરીને પોતે નવો શેહન-શાહ થયો. તેણે પાદશાહ **શાપુર** રાજી થાય એવી રીતના કોલકરાર કરવા માંગ્યા અને એ રીતે સુલેહ થઇ. રૂમી લખનારાઓ મુજબ આર્મીન્યા ઇરાનને આપવું અને મેસોપોટેમ્યા રોમને આપવું એવા કરાર થયા હતા. પણ એ કરારોથી ઇરાન કદી રાજી થાય એમ ન હતું, કેમકે જ્યારે પહેલો પ્રાંત ઇરાનના તાબામાંજ હતો ત્યારે તે **શાપુરને** આપી દીધેલો કેમ કહેવાય?

આ બનાવ પછી ૧૪ વરસનો ગાળો પડે છે, જે પછી રોમ અને ઇરાન વચે પાછું મોટું યુદ્ધ જાગ્યું. આ યુદ્ધમાં **શાપુરે** પોતાની બ-હાદુરી એટલી બધી બતાવી કે તેથી એશિયામાંજ નહિ પણ યુરોપમાં પણ ધાસ્તી પેદા થઇ. ઉપલી મુદતમાં રોમ ખાતે ૬ શેહેનશાહો બદલાઇ ગયા અને **વેલયન** નામે ૬૦ વરસનો જઇફ સરદાર તખ્ત ઉપર આવ્યો.

આ એક નાના અધિકાર ઉપર શેહનશાહની પદવી સુધીના મરતબાએ ધીમેધીમે ચહડેલો ધણી હતો તેથી તે સઘળી જાતની ખબરદારી જોડે નેકી અને નીતિ માટે વખણાઇ ગયો છે. આ શેહનશાહના અમલ દરમ્યાન **શાપુરે** એકવાર ફરીને નદી પસાર કરી મેસોપોટેમ્યામાં પગ મૂકયો અને આગળ જીતેલાં શેહેરો પાછાં તાબે કીધાં. આ વેળા એશિયા માંહેલા રૂમી પ્રાંતોનું મુખ્ય શહેર એન્ટીઓક અથવા અન્ટાકિયા ગણાતું હતું. એ પાયતખ્ત પણ **શાતોરે** જીતી લીધું ત્યારે શેહેનશાહ ગભરાયો, અને રફતે રફતે સઘળા રૂમી પ્રાંતો જતા રહેશે એમ સમજીને પોતેજ લડવા આવ્યો. તેણે પાયતખ્ત પાછું મેળવ્યું ખરૂં પણ વધુ જીત કરવાની તેની સર્જત ન હતી, તેનું લશ્કર ઘેરાઇ ગયું અને તે પોતે સપડાઇ ગયો. **શાપુરને** તેણે મોટી બક્ષેશો આપવા માંગી પણ તે કબૂલ નહિ રાખતા પાદશાહે તેને પોતાનો બંધવો બનાવ્યો.

**વેલેર્યને** પોતાના બેટા **ગેલિયેનશને** પોતાની જોડે તખ્ત ઉપર બેસાડયો હતો, પણ તેની સામે રૂમી તખ્તને માટે **મેક્રિમસ** નામે સરદારે માથું ઉંચકયું. **શાપુરે** આ બેઉમાંનાં એકનેબી કબૂલ નહિ રાખતાં રૂમી પાયતખ્ત અંટાકિયાની પોતાની ફતેહ સહેલ કરી આપવા ત્યાંના એક સરદાર **સિરિયેડિસને** શેહનશાહી પદ બક્ષ્યું, અને તેને કમબખ્ત **વેલેર્યને** પોતેબી કબૂલ રાખ્યો. **શાપુરે** હવે પોતાની ફતેહ આગળ લંબાવીને અંટાકિયાનો ત્રીજી મરતબે કબજો લીધો, જ્યાંથી કેપેડોશિયામાં દાખલ થયો અને ત્યાંનાં પાયતખ્ત કયસરિયાનો કબજો લીધો, અને પછી આખો સીર્યા દેશ તાબે કીધો. તે હવે આખા એશિયા મૈનરનો ધણી થવા પામ્યો, તોપણ **પાલ્મીરાના આરબ રાજા ઓડિનેથસે** તેને બહુ હેરાન કીધો. એ રાજા સ્વતંત્ર હતો, કેમકે તે બાહદુર હતો, તોપણ તેણે **શાપુર** ઉપર કીમતી હદિયો મોકલાવી તેની દોસ્તી ઇચ્છી. પાદશાહે તેનો તુચ્છકાર કીધો, જે ઉપરથી તેણે શાપુરને પોતાનાં પાયતખ્ત ખાતે પાછા ફરતી વેળા તેની પુઠ પકડીને ઘણો પજવ્યો.

ઇ० સ० ૨૩૭ થી ૨૫૦.

* હસન ટોબાએ યમનનું રાજય લીધું, ઇ. સ. ૨૩૭, પણ તે એક બાળક હોવાથી તેનું રાજય બેનુલખીમ જાતના એક યાહુદીના હાથમાં હતું. જયારે રાજા ઉમરમાં આવ્યો ત્યારે આ યાહુદી તેને રાજય સોંપી, પોતાને વતન હીરા ગયો. તે રાજાએ જદીશ નામની જાતને મારી નાંખી તેનો અંત લાવ્યો. આ

* Capt. Playfair's History of Arabia Felix or Yemen.

રાજાને પણ તેના બાપની માફક યુફ્રેટીસના મુલક આગળ તેના ભાઇ અમ્રએ મારી નાંખ્યો.

ઈ૦ સ૦ ૨૫૦ થી ૨૭૦.

આ પછી તેનો ભાઇ અમ્ર ગાદીએ આવ્યો, તેણે ૨૦ વરસ રાજ્ય કર્યું. પોતાના ભાઇને મારી નાંખીને તેણે રાજ્ય લીધું હતું, એવા વિચારથી તે હમેશાં ઘણો દુ:ખી રહેતો હતો, તેથી તેણે તેનો ઉપાય પોતાના રાજ્યના વિદ્વાન માણસોને પૂછ્યો, તેઓએ કહ્યું કે, "જેઓએ તમને તમારા ભાઇને મારી નાંખવાની સલાહ આપી છે, તે સઘળાનો નાશ કરવો જોઇએ," તે ઉપરથી અમ્ર રાજાએ તેઓને મારી નાંખ્યા. પાછળથી તેને તેના **લોકોએ** મારી નાંખ્યો.

ઈ૦ સ૦ ૨૭૦ થી ૨૭૨.

પછી તેના ચાર છોકરાઓએ સાથે મળી બે વરસ રાજ્ય કર્યું, **મક્કાનો કાલો પથ્થર** જેને સઘલા આરબો ઘણું માન આપતા હતા તે પથ્થર **સના લઇ જઇ** દર વરસ સનામાં **હજ** કરવા માટે તેઓ મક્કા ઉપર ચઢાઇ લઇ ગયા, પણ તેઓના લશ્કરને બેનુકીનાની જાતે હરાવ્યું. ત્રણ રાજાઓ માર્યા ગયા, અને ચોથો કેદ રહયો.

ઈ૦ સ૦ ૨૭૨.

ત્યારબાદ તેઓનો ભાઇ અબધા ગાદીએ આવ્યો, પણ લોકો તેના ખરાબ રાજ્યથી કંટાળી ગયાં, અને તેને મારી નાંખ્યો.

ઈ૦ સ૦ ૨૭૩.

તેની પછી અબ્દ કેલાલ, જેને ઇતિહાસ લખનારા અમ્ર પાદશાહનો છોકરો કહેછે. તે યમનની ગાદીએ આવ્યો. તેણે ઈ૦ સ૦ ૨૭૩ થી ૨૭૯ સુધી રાજ્ય કર્યું. તેને માટે કહે છે કે **ખ્રીસ્તી ધર્મનો** સ્વીકાર કર્યો હતો, પણ લોકોના ત્રાસથી તેણે એ બાબત કોઇને જણાવી હતી નહી. આ ધર્મ પહેલાં આ દેશમાં કોણે શરૂ કર્યો તે કહેવું મુશ્કેલ છે. કેટલાકો કહે છે કે **સેંટ થોમસે હિંદુસ્તાન જતાં અર્બસ્તાનમાં આ ધર્મનો ઉપદેશ આપ્યો.** બીજાઓ કહેછે કે સેંટ બારથોલોમીઓએ દાખલ કીધો. પણ હસનના છોકરા ટોબાના રાજ્યમાં **ઈ૦ સ૦ ૨૯૭ થી ૩૨૦ સુધી ખ્રીસ્તી ધર્મનો ઘણો ફેલાવો થયો.** આ શાહજાદો તેના બાપના મારી નાખવા પછી ન્હાસી ગયો પણ તે યમનમાં પાછો ફર્યો ત્યાર પછી લોકોએ તેને તુરત ગાદીનશીન કર્યો. આ રાજાના વખતમાં એબીસીન્યામાં એક **ખ્રીસ્તી દેવલની** સ્થાપના થઇ. ત્યાર પછી હેરીથ તેનો ભત્રીજો

ઈ૦ સ૦ ૨૯૭.

ઈ૦ સ૦ ૩૨૦. રાજ્ય ગાદીએ આવ્યો, તેણે ઈ૦ સ૦ ૩૨૦ થી ૩૩૦ સુધી રાજ્ય કર્યું. તે યાહુદી ધર્મ પાળતો હતો.

ત્યાર પછી અબ્દ-કીલાલનો છોકરો મરથાદ ગાદી ઉપર આવ્યો, તેણે ઈ૦ સ૦ ૩૩૦. ઈ૦ સ૦ ૩૩૦ થી ૩૫૦ સુધી રાજ્ય કર્યું. તે ડાહ્યો અને ધર્મની છુટ આપનાર રાજા હતો. આ રાજાના વખતમાં ઈ૦ સ૦ **૩૪૨ માં કોન્સ્ટેન્ટીઅસ શહેનશાહ** તરફથી પોતાનો એલચી "થીઑફીલ્સ ઇન્ડસ" મોકલવામાં આવ્યો હતો. આ એલચી મોકલવાનો શહેનશાહનો ઇરાદો હીમાયરાઇટીસ લોકો સાથે સલાહ કરી **પોતાને ઇરાનીઓથી વધુ બળવાન બનાવવાનો હતો** તેમજ યમનના લોકોને **પોતાના ધર્મમાં વટલાવવાની** મતલબ હતી. તે મોટી ભેટો લાવ્યો હતો અને તેની બોલવાની છટાથી ભોલવાઇ જઇ મરથાદ રાજાએ ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો હતો એમ કહેવાય છે. વળી કેટલાંએક ખ્રીસ્તી દેવળો પણ બાંધવામાં આવ્યાં હતાં. **હીંદુસ્થાન અને યુરોપ વચ્ચેના વેપારના મથક તરીકે તે વેળા એડન ઘણું જાણીતું થયું હતું** ત્યાં એક ખ્રીસ્તી દેવળ બાંધ્યું હતું તથા અરેબ્યન સમુદ્રમાં **હોરમઝદ નામના ઇરાનીઓના** હાથ તળેના બંદરમાં પણ **એક ખ્રીસ્તી દેવલ** બાંધ્યું હોય એમ માલમ પડેછે.

વલીયા અથવા વાકીયા કે જે મરથાદનો છોકરો હતો, તે તેના ઈ૦ સ૦ ૩૫૦. બાપની પછી ગાદીએ આવ્યો. તેણે ૨૦ વરસ રાજ્ય કર્યું, તેના વખતમાં રાજ્યમાં ઘણું અંધેરે ચાલ્યું. જેથી અર્બસ્થાનનો કેટલોક ભાગ ઍબીસીન્યનોએ જીતી લીધો હતો.

આ રાજા પછી સાબાનો છોકરો અબરા ગાદીએ બેઠો. તેણે ઈ૦ ઈ૦ સ૦ ૩૭૦. સ૦ ૩૭૦ થી ૪૦૦ સુધી રાજ્ય કર્યું. તે ઉદાર અને સારા સ્વભાવનો રાજા હતો અને તેણે ડહાપણથી રાજ્ય કર્યું. તે **વેળા ઇરાનમાં શાપુર બીજો રાજ્ય કરતો હતો.**

પછી મુબરીથનો છોકરો સાહબાન ગાદીએ આવ્યો. તેણે ૪૦ વરસ ઈ૦ સ૦ ૪૦૦ થી ૪૪૦. રાજ્ય કર્યું. તે વેળા **ઇરાનમાં યઝદજરદ પેહેલો તથા તેનો દીકરો બેહરામગોર રાજ્ય કરતો** હતો તે પછી અબ્રાનો પૌત્ર સાબા ગાદીએ આવ્યો. તેણે ઈ૦ સ૦ ૪૪૦ થી ૪૬૦ સુધી રાજ્ય કર્યું. **તે વેળા ઇરાનમાં યઝદજરદ બીજો રાજ્ય કરતો હતો.** તે બહાદુર અને ચતુર રાજા હતો, તેના રાજ્યમાં અબ્રથુકીફાત યમનના મોટા ભાગ ઉપર રાજ્ય કરતો હતો.

અમ્રનો છોકરો હસન થુ મોહરે ઈ૦ સ૦ ૪૬૦ થી ૪૭૮ સુધી રાજ્ય કર્યું. તેની પાસે "સમસમા" નામની એક પ્રખ્યાત **તરવાર** હતી, તે જોકે ઘણો સારો રાજા હતો તોપણ તે પોતાનું રાજ્ય ટકાવી શકયો નહિ. તેના વખતમાં થુસ અને કેલ્સ લોકો પોતાનું સ્વતંત્રપણું કાયમ રાખી શકયા હતા.

ઈ૦ સ૦ ૪૬૦.

આ રાજા પછી લખનીયા ટનુફ નામનો રાજા ગાદીએ આવ્યો, તે બાદશાહી ઓલાદનો નહી હતો છતાં તેણે યમનની ગાદી પચાવી પાડી હતી. તે ઘણોજ નિર્દય હતો, તેણે બાદશાહી કુટુંબના જે સઘળા શખ્સો તેના હકની સામે થાય તેવાઓને મારી નાંખ્યા. અસાદ અબુકરીબના કુટુંબનો એક શાહજાદો જીવતો રહયો, તે ઘણોજ ખુબસુરત જુવાન હતો. તેને પકડવામાં આવ્યો પણ તેની પાસે **છુપાવેલું ખંજર** હતું, જે વતી તેણે આ **નિર્દય રાજાને મારી નાખ્યો.** આ ખબરથી સર્વે **પ્રજા ખુશી થઇ** ડયુનવાસ નામના આ શાહજાદાને એક અવાજે સૌએ યમનના રાજા તરીકે પસંદ કીધો. તેણે ઈ૦ સ૦ ૪૯૦ થી ૫૨૫ સુધી રાજ્ય કર્યું અને યાહુદી ધર્મનો ચુસ્ત હીમાયતી થયો, તેના વખતમાં આ ધર્મનો ઘણો ફેલાવો થયો. આ રાજા એટલો ધર્માંધ હતો કે તેણે પોતાના રાજ્યમાં સઘળા ખ્રીસ્તી ધર્મ માનનારાઓને મારી નંખાવ્યા. ખાસ કરીને બેની થાલેબની એક જાત જેણે એક સીરયન પાદરીના ઉપદેશથી ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો હતો, તે આખી જાતનો ઘણીજ ઘાતકી રીતે નાશ કીધો, પરંતુ આ **લોકોએ પોતાના ધર્મને માટે બળતા આતશમાં દાખલ થવા ધાસ્તી રાખી નહિ, અને સઘળા બળી મુઆ.** આ જાતમાંથી એક માણસ કે જેનું નામ દુસ થુ થલીબાન હતું, તે બચી જઇ, કોન્સ્ટન્ટીનોપલની દરબારમાં પહોંચ્યો અને ત્યાંના રાજા જસ્ટીનને પોતાના ખ્રીસ્તી ભાઇઓનું વેર લેવાને આગ્રહ કર્યો. યમન ઘણું દુર હોવાથી જસ્ટીન પોતે ત્યાં જઇ શકયો નહિ, પણ તેણે ડયુ નવાસ ઉપર વેર લેવાને એબીસીન્યાના રાજા ઉપર પત્ર લખ્યો, અને તેમાં તેને અરજ કરી કે યમન જીતવા એક લસ્કર મોકલવું. આ વખતે એબીસીન્યામાં એક ખ્રીસ્તી રાજા રાજ્ય કરતો હતો. તેણે યમનની સામે લડાઇ લઇ જવા માટે તૈયારી કરવા માંડી. તેણે ૭૦૦ વહાણો

ઈ૦ સ૦ ૪૭૮ થી ૪૮૮.

ઈ૦ સ૦ ૪૯૦.

બંધાવ્યાં તથા આ ઉપરાંત બીજાં કેટલાંક વહાણો
ઈ. સ. ૫૨૫. રોમન બાદશાહે મોકલી આપ્યાં. આ પ્રમાણે ૬૦,૦૦૦
માણસનું લશ્કર લઇ તે ગાલીશીકાના બંદર ઉપર
ઉતર્યો. ઇ. સ. ૫૨૫. જ્યારે યુનવાસે આ ખબર સાંભળી ત્યારે તે
એક મોટું લશ્કર એકઠું કરી લડવા સામો ગયો, પણ એક લડાઇ થઇ,
તેમાં તે હાર્યો, જેથી રણસંગ્રામમાંથી ન્હાઠો, અને દુશ્મનો તેની પાછળ
પડવાથી, તે દરીયામાં પડી મુઓ. એબીસીન્યાનો રાજા ત્યાર પછી
યમન દેશમાં દાખલ થયો અને વગર હરકતે દેશનો ધણી થઇ પડયો.
યુજદાંન નામનો એક હીમાયરાઇટ શાહજાદો તેની સામે થયો, પણ
તે લડાઇમાં હારી ગયો અને તે પણ દરીયામાં પડી ડુબી મુઓ.
એબીસીન્યન લોકોના યમન જીતવા પછી કેટલાક હીમાયરાઇટ બાદ-
શાહોએ રાજ્ય કર્યું હતું, તેઓમાં મરથાદ, અલકામા યુકીફાન હતા
પણ તેઓ સઘળા એબીસીન્યન લોકોના તાબા નીચે રાજ્ય કરતા હતા.

આ પ્રમાણે જે **હીમાયરાઇટ કુટુંબે યમન દેશ** ઉપર **૨,૦૦૦ વરસ** સુધી રાજ્ય કરયું હતું તેનો **અંત આવ્યો.** તેની સત્તા ઘણા વખતથી ઓછી થઇ હતી પણ તેની પડતીનું **મુખ્ય કારણ** યાહુદી ટોબા રાજાએ **ધર્મની બાબતમાં** લોકો ઉપર **જુલમ ગુજાર્યો હતો** તેને લીધે હતું.

## એબીસીન્યન લોકોના હાથમાં યમનનું રાજ્ય.

એબીસીન્યન સરદાર એરીયાતની ફતેહથી તેને યમનના સુબા તરીકે
નેમવામાં આવ્યો હતો. તેણે ઇ. સ. ૫૨૫ થી ૫૩૭ સુધી
ઈ. સ. ૫૨૫. એબીસીન્યાના રાજાના સુબા તરીકે યમન ઉપર રાજ્ય
કર્યું. એમ કહેવાય છે કે એબીસીન્યાના રાજાએ તેને યમન
દેશના ⅓ **ભાગનાં પુરૂષોને મારી નાંખવા,** તથા ⅓ **સ્ત્રીઓને કેદ
કરી** એબીસીન્યા મોકળવા હુકમ કર્યો હતો અને એરીયાતે, તે ફરમાન
મુજબ અમલ કર્યો હતો. આ સરદારે વળી પોતાના લશ્કરના સરદારોને
યમનની લુટનો ઘણો ભાગ આપી શ્રીમંત બનાવ્યા,
ઈ. સ. ૫૩૭. અને લશ્કરના સીપાઇઓની ઉપર સખ્ત વેરો નાંખી,
તેમને જાહેર કામો ઉપર રોકયા અને તેમને ખાવાનું
વટીક પુરૂં પાડયું નહિ. તેઓમાં અસંતોષ ફેલાયો જેથી તેઓએ
અબ્રા નામના અમલદારને પોતાનો ઉપરી નેમ્યો. આ પ્રમાણે એરી-
યાત અને અબ્રા બંને હરીફો વચ્ચે એક લડાઇ થવાની હતી, પણ

તેઓએ લડાઇ કરવાને બદલે પોતે બન્ને જણે હાથોહાથની લડાઇ કરવા વિચાર કર્યો, અને આ લડાઇમાં અબ્રાનો જય થયો તેથી સઘળું લશ્કર તેની પક્ષમાં ગયું જેથી તે યમનનો બાદશાહ થયો. તેણે ઇ. સ. ૫૩૭ થી ૫૭૦ સુધી રાજ્ય કર્યું.

જ્યારે એરીયાતના મરણની ખબર એબીસીન્યન રાજાને મલી, ત્યારે તે અબ્રા ઉપર ઘણોજ ગુસ્સો થયો અને તેનો નાશ કરવાનો વિચાર કર્યો, પણ તેણે ઘણાજ મીઠાશથી એક પત્ર લખી રાજાના ગુસ્સાને શાંત પાડયો, અને એબીસીન્યન રાજાએ તેને સુબા તરીકે મંજુર કર્યો.

આ રાજાના વખતમાં ખ્રીસ્તી ધર્મનો ઘણો ફેલાવો થયો, તેના રાજ્યમાં ખ્રીસ્તી ધર્મગુરૂ વચ્ચે ધર્મનો એક વાદવીવાદ થયો, જેમાં ખ્રાસ્તી ધર્મગુરૂ જીતવાથી યાહુદીઓ ખ્રીસ્તી થયા. અબ્રાએ સના આગળ એક ઘણુંજ સુંદર ખ્રીસ્તી દેવળ બંધાવ્યું છે. અબ્રા પોતાના મનથી એવી ઇચ્છા રાખતો હતો કે સઘળા આરબ લોકો મક્કામાં જવાનું છોડી દઇ, સનાના દેવળની હજ્જે કરવા આવે. આ ઉપરથી તેણે આરબ લોકો ઉપર આ મુજબનું એક ફરમાન ફેરવ્યું. આરબ લોકો ઘણા ઉશ્કેરાઇ ગયા અને અબ્રાના ખેપીઆને મારી નાખ્યા. વળી એક આરબ સેનાના દેવળમાં જઇ નોકરી રહયો અને એક મોટા ખાનાને દિવસે રાતે દેવળની ઉપર કાદવ લગાડયો. આ ઉપરથી અબ્રા ઘણોજ ગુસ્સે થયો અને મક્કા અને તેના કાબાનો સદંતર નાશ કરવાનો ઠરાવ કર્યો.

આ પ્રમાણે તેણે ૪૦,૦૦૦ માણુસનું એક લશ્કર એકઠું કરયું અને મક્કા તરફ કુચ કરી એકજ લડાઇમાં તેણે તેહામાના રહેવાશીઓને હરાવ્યા, મક્કા આગળ આ મોટું લશ્કર આવવાથી ત્યાંના લોકોમાં મોટો ગભરાટ ફેલાય અને તેઓએ આ લડાઇ છોડી દેવાને વાસ્તે અબ્રાને એક મોટી રકમ આપવા કહયું પણ તેણે તે માન્યું નહિ અને મક્કા આગળ આવ્યો, ત્યારે ત્યાના રહેવાશીઓ ડુંગર ઉપર જઇ ખોદાની બંદગી કરી, જે ઉપરથી અબ્રાના લશ્કરનો એક અજાયબ જેવી રીતે નાશ

ઇ. સ. ૫૭૦.

થયો. આ પ્રમાણે પોતાના લશ્કરનો એક ઘણોજ થોડો ભાગ પાછો લઇ તે સના પાછો ફર્યો, પણ એક ભયંકર દરદની બીમારીથી મરણ પામ્યો આ બનાવને આરબ ઇતિહાસમાં "**હાથીની લડાઇ**" કહે છે.

અબ્રા પછી યસ્કુમ નામનો તેનો છોકરો ગાદીએ આવ્યો, તેપણ જુલમી અને નિર્દય બાદશાહ હતો. તે યમનનો છેલ્લો એબીસીન્યન બાદશાહ હતો.

ઇ. સ. ૫૭૦ થી ૫૭૨.

યમન પરગણાની જીતથી એબીસીન્યન રાજાને કાંઇ ઘણો ફાયદો થયો નહિ. કારણ કે તેણે મોકલાવેલાં **લશ્કરને યમન દેશ એટલું પસંદ** પડયું, કે તેઓ ત્યાં કાયમને વાસ્તે ઘર કરી રહ્યા, અને એબીસીન્યા સાથેનો સઘળો સંબંધ છોડી દીધો. તેના સુબાઓ પણ રાજ્યની લગામ સ્વતંત્રપણે ચલાવવા લાગ્યા અને પોતાને એબીસીન્યન રાજથી તદન **સ્વતંત્ર શાહજાદા** ગણવા લાગ્યા.

---

# ભાગ ૨ જો.

## પ્રકરણ ૪ થું.

ઈ૦ સ૦ ૫૭૩.–ઈ૦ સ૦ ૫૭૪.–ઈ૦ સ૦ ૫૭૪.–ઈ૦ સ૦ ૫૯૫.–ઈ૦ સ૦ ૬૦૬.–ઈ૦ સ૦ ૬૨૨.–ઈ૦ સ૦ ૬૩૧.–ઈ૦ સ૦ ૬૩૨.–ઈ૦ સ૦ ૬૩૩.–

### યમન ઇરાનના શાહની* હકુમત હેઠલ.

ઈ. સ. ૫૭૩.

**એબીસીન્યન** રાજાના મોકલાવેલા સુબા **મશારૂકની** હકુમત હેઠળ ખ્રીસ્તી જુસરીમાં આરબ લોકો બેચેન થવા લાગ્યા. આરબોએ જોયું કે તેઓના જીતનારા હબશીઓનું રાજ્ય હમેશગીનું થઇ પડયું હતું, અને બાપથી દીકરાને સીલસીલાબંધ ઉતરતું આવ્યું હતું; જેથી તેઓ પરદેશની હકુમતમાંથી ફારેગ થવાને ઇચ્છતા હતા. એ પરદેશીઓ પોતાની રૈયત સાથે એવી વર્ત્તણુક ચલાવતા હતા કે જેથી તેઓ જુલમગાર અને પચાવી પાડનારા થઇ પડયા હતા.

આખરે તેઓને એક છુટકો કરનાર મળી આવ્યો. હીમીયારાઇટ જાતનો છેલ્લો માણસ **સૈફ હતો**, અને તેનો **છોકરો માડીકારીબ** હતો. સૈફની સ્ત્રી રીહીમાને અબ્રહાએ પકડી હતી. હીમીયારાઇટ

* Captain Playfair's History of Arabia, Felix or Yemen, pages 72 to 81.

MS. No. 6930 of the Additional Manuscripts in the British Museum entitled "Excerpta de Historia Arabum;" Arabic Text and English Translation—Anon without date.

Caussin de Perceval—Paris 1847—Essai sur I'Histoire des Arabes avant Islamisme.

Translations of the above Work in the Bombay Quarterly Magazine and Review 1851 to 1853. Vol. II, III.

Early Christianity in Arabia, by Thomas Wright, M.A., F.S.A., London 1855.

Specimen Historial Arabum Auctore Edwards Pocock.

Descripte Peninsulae Arabiae—Aboo'l-Feda.

Modern Universal History, 1759, London.

અમીરોએ જોઇતાં સાંધનો પુરાં પાડી ઉશ્કેરણી કરવાથી આ બેઉ શાહઝાદાઓ યમનમાંથી નાશી ગયા, અને કોન્સ્ટન્ટીનોપ્લ જઇને શહેનશાહ બીજા જુસ્ટીન યાને હીરાકલીઅસને મદદને માટે આજીજી કીધી.

આશાવંત સૈફ એઝેનટાઇનની દરબારમાં તક મળતાં સૂધી ધીરજ રાખી થોભ્યો, તથા આયંદે પોતાના જાતભાઇઓનાં દુઃખનું વીગતવાર બ્યાન શેહેનશાહને કીધું અને ઍબીસીન્યનોને ત્યાંથી હંકારી કાઢવા માટે એક લસ્કર મોકલવાને કાલાવાલા કીધા.

શેહનશાહે જવાબ વાળ્યો, કે "તમે યાહુદી મજહબ પાળો છો; એબીસીન્યનો ખ્રીસ્તી ધર્મ પાળે છે, જે ધર્મ હું પણ પાલું છું તેથી કરીને તમારી ખીદમતમાં તેઓને ઇજા કરવાને હું માથે લઇ શકતો નથી." આયંદે રોમન લોકો તરફથી કાંઇબી મદદ તેને મળવાની નથી એવું માલુમ પડતાં, સૈફે ઇસ્તમબોલ છોડયું અને હીરા તરફ કુચ કીધી, જ્યાં મુનધીરના દીકરા નામાનએ તેને ઘણો સારો આવકાર દીધો, અને **ઇરાની શાહ નોશેરવાનની દરબારમાં** તેની સાથે પોતે રવાના થયો.

શાહ નોશેરવાનને પોતાની દરબાર હમેશાં એક કુશાદે દિવાનખાનામાં ભરવાની તઐહ હતી, અને ત્યાંજ તે પોતાનું તાજ મુકતો હતો. પહેલી મુલાકાત દરમીઆન, સૈફે દરબારમાં આવવાની પોતાની મતલબ શાહને કહી અને તેના જાતભાઇઓ એબીસીન્યનોના જુલમથી કેવા દુઃખમાં ગરકાવ હતા તે વિષે સવિસ્તર બ્યાન શાહને કર્યું, તેમજ જો યમનનો મુલક શાહને મળે તો કેટલો મોટો ફાયદો થાય તે વિષે પણ ઇસારો કીધો; પણ યમનનો મુલક એટલો બધો ફળદ્રુપ ન હશે તેમજ તે ઇરાનથી ઘણો દુર આવેલો હોવાથી. શાહે તેની માંગણીને વજુદ આપ્યું નહી, પણ તેને સરપાવ આપી તથા રૂપાના ૬૦૦૦ દીરમ એનાયત કરી રૂખસદ આપી.

ઇ. સ. ૫૭૪.

જેવો સૈફ શાહની હજુરમાંથી બહાર નીકળ્યો કે તરતજ તેને મળેલો સઘળો ખજાનો મહેલના હજુરીઆઓમાં વ્હેંચી આપ્યો. આ ઉદારતાની ખબર શાહને કાને આવતાં સૈફને બોલાવી મંગાવી તેનો સબબ પુછયો. સૈફે જવાબ દીધોઃ—"મારા મુલકમાં સોનું અને રૂપું બેશુમાર છે; હું સોનું રૂપું લઇને શું કરૂં? અમારા દરેક પહાડની અંદર સોના તથા રૂપાંનો બેશુમાર ખજાનો સમાયલો છે. **હું અત્રે કાંઇ પૈસાની મદદ લેવા આવ્યો નથી, પણ મારા હમવતનીઓ તર-**

**ફથી તમો નામવર પાસ દાદ ચાહવા આવ્યો છું.** " આ ખુલાસાથી ઇરાનના શાહનો લોભ સમાયો નહી, અને સૈફને રૂખસદ આપ્યા પહેલાં તેને મદદ કરવાનો કોલ આપ્યો પણ રૂમી લોકો સાથે લડાઇમાં મશ્ગુલ રહેવાથી શાહ પોતાનો કોલ તુરત પાળી શકયો નહી, જે અરસામાં સૈફ મરણ પામ્યો.

સૈફનાં મરણ બાદ તેનો **દીકરો માડીકારીબ** પણ પોતાના બાપ તરફથી ઉતરી આવેલી ઉમેદ પાર પાડવાને ઇરાની શાહની દરબારમાં એકવાર ફરીથી હાજર થયો અને ઘણી મીનતજારીથી નીચલાં શખુનો શાહની હજુરમાં કહી સંભળાવ્યા:—" અય નામવર! હું સૈફનો હકદાર વારસ છું, અને મારા બાપને તમોએ જે વચન આપ્યું છે તે બજા લાવવાને હું હકદાર **વારસ તરીકે દાવો** કરવાને આવ્યો છું. "

આખરે શાહ નૌશિરવાને પોતાના દરબારીઓની સલાહ લઇ બંદીખાને પડેલા ૩૬૦૦ જવાન **કેદીઓનું એક લશ્કર** ઉભું કીધું, અને તેની સરદારી એક ખાનદાની અને કેળવણી પામેલા **દયલનના રહેવાસી હોરઝાદ નારસી વાહરાઝ** નામના એક કેદીને આપી શાહ બોલ્યો, " જો તેઓ આ મુલકો જીતી આવશે તો મારી સલતનતમાં એક વધુ મુલકનો ઉમેરો થશે; જો તેઓ નાશ પામશે તો તેઓના ગુનાહની વાજબી તોજેશ તેઓને મળેલી કહેવાશે." આ લશ્કરની ટુકડી માડીકારીબની રખેવાલી હેઠળ આંઠ વ્હાણોપર સ્વાર થઇ **યમન તરફ** હંકારી ગઇ; તે માંહેના બે વ્હાણો ડુબી ગયાં અને બાકીનાં **વ્હાણો** કેટલાક તવારીખ લખનારાઓના કહેવા મુજબ **એડન જઇ પુગાં** અને ગ્રંથકાર મસુદીના કહેવા મુજબ કેટલાંક હેડ્રેમોટના કોસ્ટા ઉપર **મયુન** આગળ જઇ પુગ્યાં.

આ લશ્કરના દેખાવથી તેમજ પોતાના આગળા રાજાઓના એક વારેસની હાજરીથી દેશી આરબો અને ખસુસ કરીને મશરૂકના જુલમથી કંટાળેલા આરબોમાં હિંમત આવી. માડીકારીબના ઝુંડા તરફ તેઓ ધસ્યા અને ટુંક અરસામાં ૨૦,૦૦૦ માણસનું લશ્કર તેની સરદારી હેઠળ ભેગું થયું. આ લશ્કર લઇ તે વાહરાઝ તરફ ગયો અને નીચલા સખુનો કહી સંભળાવ્યા:—" આપણે હમેશા એકમેકની બાજુમાં રહીશું અને આપણે સાથે જીતશું યા તો સાથે મરશું. " વાહરાઝે સઘળાં વ્હાણોને સળગાવી મૂકયાં અને **ઇરાની** સિપાઇઓને બતાવી આપ્યું કે તેઓની પોતાની

બ્હાદુરી શિવાય આશરો લેવાને બીજો કશોએ માર્ગ રહયો નથી. ત્યારબાદ તેઓ **સના** તરફ કુચ કરી ગયા.

**મશરૂક**ને કાને આ જોરેમંદ લશ્કરનાં આવવાની ખબર પુગવાથી તેણે તરતજ **૧૨૦,૦૦૦ માણસોની ફોજ** ભેગી કીધી અને હુમલો લાવનારની સામે થવાને સજ્જ થઇ રહયો. **વાહુરાઝે પોતાના દીકરા** ઇયુદાદને એબીસીન્યનોને મારી હઠાવવાને મોકલી આપ્યો. ઝપાઝપીમાં **તે જવાંમર્દ નીચે પડયો;** તેનાં મરણનો **કીનો લેવાને** વાહુરાઝને વધુ ખુન ચઢયું.

જ્યારે બંને લશ્કર સામસામા આવી પ્હોંચ્યાં અને લડાઇ શરૂ થઇ ત્યારે વાહુરાઝે એબીસીન્યન સુબો દેખાડવાને પોતાના સેપાહીને જણાવ્યું. સુબા સાહેબ હાથીની અંબાડી ઉપર બેઠા હતા; તેમનાં સર ઉપર તાજ હતું અને એક મોટું માણેક તેનાં કપાળ ઉપર ચકમકી રહ્યું હતું. **ઇરાનીઓ** તે તરફ નીગાહ કરી રહ્યા હતા. હાથી ઉપરથી તે ઉતર્યો અને એક ઉંટ ઉપર તે ચઢયો. તરતજ તેણે ઉંટ મૂકી દઇ એક ઘોડો લીધો અને આખરે એક ગધેડાં ઉપર સ્વાર થયો. આ જોઇ ઇરાની સરદાર બોલી ઉઠયો કેઃ—"તેની પાદશાહીની પડતીના આ અપશુકન છે. હવે હું તેની ઉપર એક તીર ફેંકું છું; જ્યારે તમને માલમ પડે કે તેની આસપાસ બધું શાંત છે, તો તમે એવું માનજો કે તેની તરફ ટાંકેલો તીર છટકી ગયો છે, પણ જો તેઓ શોરબકોર કરી મૂકે તો તમે જાણજો કે મેં મારેલો તીર તેને લાગો છે. એવી વખતે તેઓની નાશભાગનો લાભ લેજો અને પુર જોશથી દુસ્મનો પર હલ્લો કરજો."

**ઇરાની લશરના સરદાર વાહુરાઝનો તીર સુબાને આબાદ લાગ્યોઃ** તે માણેકને અથડયો, મશરૂકની બે આંખો વચ્ચે તે પેવશ થયો અને તેનાં માથાંની ખોપરી વીંધી નાંખી. એબીસીન્યન લશ્કરમાં ભારે ગભરાટ મચી રહયો અને કાપાકાપી ચાલવાથી નાશભાગમાં પડયા.

**વાહુરાઝ, સનાની રાજધાની તરફ આવ્યો** અને પોતાના **ઇરાની લશકર** સાથ શહેરમાં ફતેહમંદીભરેલી કુચ કરવાને ચાલ્યો, પણ ભાગલનો દરવાજો નાનો હોવાથી તે બોલ્યોઃ– "મારો વાવટો કદીબી નીચે ઉતરશે નહીં," જેથી તેણે દરવાજો ભાંગી નાખવાનો હુકમ કીધો. દરવાજો ભાંગી આ ઇરાની સપેહસાલાર ઉંચે પકડેલા

વાવટાની સાથે શહેરમાં દાખલ થયો. કતલમાંથી બચવા પામેલા એબીસીન્યનો પોતાનાં વતન તરફ નાઠા. કેટલાકો ઇરાનીઓને તાબે થયા, અને **શાહ નૌશિરવાનનાં ફરમાન મુજબ માડીકારીબને યમનની હાકમી મળી.** તેનાં સર ઉપર એક તાજ મુકવામાં આવ્યું અને એક રૂપેરી બખ્તરમાં સજ્જ કર્યો, તેણે **ઇરાનના શાહને ખંડણી આપવાને** કબુલ કીધું અને વાહરાઝ પોતાનું થોડું લશ્કર રહેવા દઇ પોતાને મુલક ઇરાન પાછો ફર્યો.

**માડીકારીબને પોતાના બાપદાદાનું રાજપાટ મળ્યું** ત્યારે પ્રાચીન કાળના ગુનદાન હીમીઆરાઇટ મહેલની જુની દેવાળો ખુશી ખુરમીથી ગાજી રહી. આરબોએ કવિતા રચી તેની કીર્ત્તિ ગાવા માંડી. અબુ અસ-સટના દીકરા ઓમીઆ કવિએ એક ગીત રચ્યું જેમાં સૈફની ઇસ્તમબોલ તરફની બીનફોકટની મુસાફરીનું વર્ણન કર્યું, અને યમનમાં હીમીઆરાઇટ વંશની પાછી સ્થાપના થઇ તેનું બયાન આપ્યું. મસુદીએ રચેલા એક ગ્રંથમાં એક ઇરાની કવિએ જોડેલી વાહરાઝનાં સાહસ કામોની કવિતા નીચે મુજબ મળી આવે છે:—

*કવીતા:—

I

We embarked on the sea and steered for the coasts of
Yemen,
To free the Himyarites from the curse of Soudan.

II

Warriors, like lions fierce, of the race of Sassan,
Encircling the sacred shrine with our poised javelins ;

III

And our white shields irradiate like the splendour of lightning,
Midst the flashes of moving armed men.

IV

Then killed we Masrook, when, elate, he was glorying,
And giving orders to the tribes of the Habeshi.

---

*(Playfair's History of Yemen, page 74.)

V

And we cleft the ruby pendant between his eyes,
By the arrow of a Sassanian hero.

VI

Waharaz the Dailani, who, when he had observed him fall,
Renewed in courage, and invincible in strength;

VII

Possessed himself in battle of the towns of Kahtan
Then penetrated we to the hills of Ghoomdan ;

VIII

And there imbued in endless delights,
We enjoyed nuptial blessings with the daughters of Kahtan.

અબુલ ફેદે અને બીજા ગ્રંથકારો એવું કહે છે કે ડયુ યઝનનો છોકરો સૈફ ઇરાની દરબારમાં મરણ પામ્યો નહતો. પણ તેના બાપદાદાની ગાદી ઉપર સપહેસાલાર વાહરાઝે તેને બેસાડયો હતો, જ્યારે મસુદી અને અહમદ દીલીસ્કી માડીકારીબને બનેલો ઉપલો બનાવ લાગુ પાડે છે, પણ **બધા ગ્રંથકર્તાઓ એકમતે** જણાવે છે કે જે ઇરાની રાજાએ હીમીઆરાઇટ શાહજાદાને મદદ આપી હતી, તે કોઇજ નહી પણ **ઇરાનનો શાહ નોશેરવાન અદલ** હતો, જેણે ઇ૦ સ૦ ૫૩૧ થી ૫૭૯ સુધી રાજ કર્યું હતું. હાજી ખલીફા પણ એવું કહે છે કે આ બનાવો નોશેરવાનનાં મરણુની ચાર વરસ આગળ અથવા આશરે ઇ૦ સને ૫૭૫ માં બન્યા હતા.

યમનમાં ખ્રિસ્તી સત્તા નાશ પામી હીમીઆરાઇટ વંશની એકવાર ફરી સ્થાપના થઇ. આ ખુશ ખબર આખા અરબસ્તાનમાં પૂર ઝડપથી ફેલાઇ ગઇ; માડીકારીબને મુબારકબાદી આપવાને અર્બસ્તાનના સઘળા ભાગોમાંથી શાહજાદાઓ અને એલચીઓ આવી લાગ્યા, જેઓને સનાની રાજધાનીમાં ગુમદાનના મહેલમાં માડીકારીબે આવકાર આપ્યો.

**મક્કાથી** આવેલા પ્રતિનીધીઓમાં **હઝરત મહમદ પેગમ્બરનો બાપાવો અબ્દુલ મોતેલીબ** અને કોરીઆશનો શાહજાદો હતો, જેઓએ પોતાનો પુષ્કળ હર્ષ દરશાવ્યો અને આ નવા સુબાને નીચે મુજબ એલ્કાબ આપ્યો:— " **સઘળા આરબોનો વડો;** તેઓની વસંતનો બ્હાર; જેમાંથી સઘળી સુખશાંતી ઉત્પન્ન થાય છે; તેઓનો સરદાર; એક સ્થંભ કે જેની ઉપર સઘળાનો આધાર છે, અને ખુદાને માનનારાઓના આશરા માટે ઉંચો કીધેલો ઝુંડો. "

માડીકારીએ મોટા માન મરતબાથી ઉપલા પ્રતિનીધીઓને જ્યાફ્ત આપી, અને દરેક જણને એકસો ઉંટ, વીસ ગુલામ, સોના અને રૂપાના બે લાથા, તથા કેરબાનો એક કોથલો આપ્યો, પણ અબ્દુલ મોતેલીબને આથી દશગણી નવાજેશ કરી.

કેટલાક એબીસીન્યનો હજી પણ યમનમાં રહયા; આ લોકોને માડીકારીએ સતાવવા માંડયા, ને જેઓને કતલ નહી કીધા તેઓને ગુલામ બનાવ્યા. આખરે તેણે પોતાની રીત બદલી, તેનો વિશ્વાસ ઉડી ગયો, અને વગર વિચારે અને વગર ડાહપણે બીજાઓ ઉપર વિશ્વાસ રાખ્યો. પોતાનાં **બદનની જાળવણી માટે એબીસીન્યન** સિપાઇઓ રાખ્યા અને જ્યારે તે મેહલ છોડી બહાર જતો, ત્યારે તેઓ હમેશાં તેની સાથે જતા. એક દહાડે જ્યારે તે શેકારગાહે ગયો, ત્યારે તેની સાથે આ રખેવાલો ગયા, અને તેની ઉપર તુટી પડી તેને **કતલ કર્યો** અને પહાડો ભણી નાશી ગયા.

એક એબીસીન્યન કે જેનું નામ દરશાવ્યું નથી, તેણે આ તકનો લાભ લઇ મોટી સત્તા અખ્તાર કીધી, અને કેટલોક વખત સુધી યમનમાં ખુનરેજી અને તોફાન ચાલુ રહ્યું. હીમીઆરાઇટ લોકોને ખીદમતગારીની ટેવ હોવાથી ઇરાનીઓ અને એબીસીન્યન રાજકર્તાઓના ટંટા ફેસાદમાં કશોએ ભાગ લીધો નહી, તેથી કેટલાક વર્ષો સુધી એબીસીન્યનોના હાથની અંદર આ દેશ રહ્યો.

ઈ. સ. ૫૯૫. આખરે નોશેરવાનની ગાદીએ આવેલા **ખુશરૂ પરવીઝે** આગળ આવી ગયલા **સપેહસાલાર વાહરાઝની સરદારી હેઠળ** ૪૦૦૦ માણસોનું લશ્કર યમનનો કબજો પાછો લવાને મોકલી આપ્યું. એ સરદાર જોકે **બુઝરગ ઉમરે** પહોંચેલો હતો, તોપણ તેની જવાનીનો કશોએ બહાર તેણે ખોયો હતો નહી. કેટલાક ગ્રંથકારો કહે છે કે તેના આવવા અગાઉ તેના મદદનીશ અમલદારે આરબોને હરાવ્યા હતા. બીજાઓ કહે છે કે તે પોતે તેઓની સામે લડયો હતો, પણ આ તો ચોક્કસ છે કે તેઓમાં ભારે કતલ થઇ અને નાશભાગમાં પડયા.

શાહના હુકમ મુજબ વાહરાઝે એબીસીન્યનો ઉપર બહુ ઘાતકીપણું ગુજાર્યું. કરચલીવાળા બાલોના અને કાળી ચામડીવાલાં સઘળાં

માણસો તથા આરબ મા અને એબીસીન્યન બાપોને પેટે અવતરેલાં સઘળાં મળી ૩૦૦૦ છોકરાંઓને મારી નંખાવ્યાં.

ઇરાનનો શાહ વાહરાઝની ચાલચલણથી એટલો તો ખુશ થઇ ગયો કે વાહરાઝને જે મુલક એણે તાબે કર્યો હતો, તે મુલકનો એને સુબો બનાવ્યો. આ રીતે હીમીઆરનો વંશ એકદમ નાબુદ થયો અને **યમન તેની સાથના ખંડણી આપનાર મુલકો હેડ્રેમોટ, મહારાં અને ઓમાન સઘળાઓ ઇરાની શહેનશાહત નીચે** આવ્યા.

**એબીસીન્યનો**એ યમન ખોહયું એટલુંજ નહી, પણ તેઓની દરીયાઇ સતા પણ ઘણેક દરજ્જે ઉતરતી ગઇ. ઇરાનીઓએ રાતા સમુદ્રની સરદારી મેળવી, અને **એડન, તેની પડોશનાં બંદરો,** તેમજ સઘળાં આફ્રીકન કિનારા ઉપરનાં બંદરો અને ટાપુઓ **ઇરાનીઓના કબજામાં** પુરેપુરાં આવી રહ્યાં.

વાહરાઝના સિપાઇઓ આરબ સ્ત્રીઓ સાથ લગ્ન કરવા લાગ્યા, અને અબને ઇશાક નામનો ગ્રંથકાર કહે છે તેમ આ લગ્નોથી 'અબના' નામની જાત ઉત્પન્ન થઇ કે જે હજીસુધી યમનમાં હસ્તી ભોગવે છે. કૅપટન પ્લેફેર જણાવે છે કે ઘણું કરીને તે જાત 'ખાદમ' (બહુવચન અખદામ) કરીને અહીંઆ દરશાવેલી છે. એબના નામ હાલ યમનમાં જાણીતું નથી.

વાહરાઝ સનાની રાજધાનીમાં મરણ પામ્યો, અને તેની પછી કેટલાક ઇરાની હાકેમોએ હકુમત ચલાવી. તેઓનાં નામો અને સંખ્યા માટે તવારીખ લખનારાઓમાં મતફેર છે. નામો;—

### *એડનના મુલકો ઉપર હકુમત કરી ગયલા અજમ અથવા ઇરાની રાજાઓનાં નામો તથા ખેતાબો.

૧ સુલતાન શાહ બીન જમશીદ બીન અસાદ અબ્ન કયસર

૨ અબુ સીમાન સીઆવશ બીન અસાદ બીન કયસર કસીન અમીર અલ મોમીનીન

૩ અબુ અલ મોઝફ્ફર અસાદ બીન કયસર બરકન અમીર અલ મોમીનીન.

---

*Extract from Capt. F. M. Hunter's account of Aden, page 188.

૪ અબુ શાહ જાહ નમશેદ બીન અસાદ બીન કયસર નસરા
અમીર અલ મોમીનીન.

૫ અબુ અલ ફતેહ કૈકોબાદ બીન મહમદ બીન કયસર મોઇઝ
અમીર અલ મોમીનીન.

૬ અબુ સઇયદ કયસર બીન રૂસતમ બીન કયસર અમદાત
અમીર અલ મોમીનન.

૭ અમીર સમસુ અદ બીન શદાદ બીન જમશીદ બીન અસાદ
અબ્ન કયસર યમીન અમીર અલ મોમીનીન.

૮ અબુ અલ મુલક તજ અલદીન જમશેદ બીન અસાદ બીન
કયસર ઝબર અમીર અલ મોમીનીન.

૯ અબુ અલ વાફા કદર શાહ બીન બઝુરત યમીન
અમીર અલ મોમીનીન.

ઇ. સ. ૬૦૬ માં ઇસ્લામી મજહબ દાખલ થયો તેની શરૂઆત અગાઉ ઇરાની શાહ **ખુશરૂ પરવેઝને ખંડણી આપતો બુધન નામનો** સુબો રાજ કરતો હતો. તેને મહાન મુસલમાન પયગમ્બરે યમનનો સુબો બનાવ્યો હતો.

ઇ૦ સ૦ ૬૦૬

**ઇરાનીઓનું રાજ ઘણું નમ્ર અને માયાળુ હતું,** જેમાં **આરબોને કશુંએ દુ:ખ નહતું;** છતાં કેલ્સ, દુઝ અને બીજાં પરગણાંઓના નાના મુખીઓને પોતાના દેશમાં જુદી સત્તા વાપરવાની રજા મળી હતી.

**ત્રણ ધરમો**—પાગન, યાહુદી અને ખ્રીસ્તી, એ ત્રણે સરખી રીતે પળાતા હતા, અને તે પાળવામાં કાંઇબી ટંટો ફેસાદ થતો હતો નહી. ખ્રીસ્તી ધર્મ મુખ્ય કરીને બેનોલ, હરીદ, અબ્ન, કાઆબ લોકોમાં નજરાનમાં પળાતો હતો.

આ વખતે ઔલાદ અબદલ મદાન અબ્ન દયાન નામનું એક ઉંચુ **ખ્રીસ્તી કુટુંબ** નજરાનમાં રાજ ભોગવતું હતું. તે કુટુંબ પોતાની સખાવત અને પોતાની દૌલત માટે પ્રખ્યાત હતું, ને મક્કાના કબાહના નમુના પ્રમાણે નજરાનમાં એક દેવળ બાંધ્યું હતું. કેટલાક લખનારાઓ કહે છે કે ૩૦૦ ચામડાંઓને સાથે સીવીને એક મહાભારત તંબુ બનાવ્યો હતો, કે જેમાં જે લોકો ભયમાં આવી પડતા તે આશરો લેતા, અને કમનસીબ માણસોને ત્યાં આવકાર તથા મદદ મળતી.

ઇ. સ. ૬૨૨.

**યમન.—હીજરી સનેથી તે સુલતાનીયા ઇસ્લામી વંશ સુધી.**

ઇ. સ. ૬૨૨ ની જુલાઇની ૧૬ મીથી મહમદ પયગમ્બર મક્કાથી મદીને ગયો, ત્યારથી હીજરી સને શરૂ થાય છે. તે મુદત બાદ મહમદ અર્બસ્તાનના ઉત્તર ભાગો સૂધી જીત મેળવતો ગયો, પણ યમન તે વખતે ઇરાની સુબા બુધનનાજ કબજામાં હતું.

**મહમદે** મદીનાથી આસપાસના ઘણાએક મુલકોના રાજાઓ ઉપર મુસલમીન મજહબ અખ્ત્યાર કરવાને લગતા સંદેશા મોકલાવ્યા, અને તેમાં ઇરાનના શાહ **ખુશરૂ પરવેઝપર પણ** એવો એક **સંદેશો** તેણે મોકલાવ્યો હતો. શાહે ધીક્કાર સાથ તેની આ માગણી તુચ્છકારી કાઢી અને યમનના સુબા બુધનને મહમદનું માથું કાપી પોતા ઉપર મોકલવાને ફરમાવ્યું. પણ મહમદને પારકા મુલકોના રાજાઓના ગુસ્સાની સ્હેજબી ફીકર હતી નહી, કેમકે આરબોનો ઘણો ચાહ અને માન તેણે ખેંચી લીધાં હતાં; તેમજ ઇરાની શાહનું આ ફરમાન બજા લાવવાને બુધન પણ તાકાત ધરાવતો નહતો.

ખુશરૂ પરવેઝની શહેનશાહતનો અંત તેની **અતિ બેદાદીથી થયો.** રૈયત તેને ધીક્કારવા લાગી, અને પાછળથી તેની સામે થઇને તેને **કેદ કરી** તેના **દીકરાને તખ્તનશીન** કીધો.

ઇરાની દરબારમાં મહમદ પૈગમબરના લાગતાવળગતા હતા, તેઓએ મહમદને ઉપલી બીનાથી તુરત વાકેફ કીધો. આ ઉપરથી મહમદે જાહેરમાં એવું જણાવ્યું કે ઉપલા બનાવની હકીકત તેણે કોઇ ગેબી બસારતથી જાણી લીધી હતી, અને એવાંજ કહેણ સાથ ઉપલા બનાવનો એક અહેવાલ યમનના ઇરાની સુબા ઉપર તેણે તાકીદે મોકલાવ્યો.

યમનનો સુબો મહમદના આ ચમત્કારી સંદેશાથી અંજાઇ ગયો અને મક્કાના સરદાર **મહમદ સાથે તેણે દોસ્તી કરી દીધી,** તેમજ પોતે ઇસ્લામી મજહબ સ્વીકાર્યો. તેની રૈયતના પણ મોટા ભાગે તે સ્વીકાર્યો હતો. ત્યારબાદ મહમદે તેની હાકમી કાયમની કરી આપી, જે તેણે પોતાનાં મરણ તુલીક ભોગવી.

ખ્રીસ્તીઓમાં માંહોમાંહે કુસંપ હોવાથી ઇસ્લામી ધરમનો ફેલાવો ચાલુ રહયો. બુધન આ મજહબમાં વટલાયા પછી, મહમદ, હીરાના

મોનેધરને પણ પોતાના મજહબમાં લાવ્યો, અને આયંદે યીમામાના ખ્રીસ્તી રાજા હવડા અબ્ન અલીને પણ મુસલમીન બનાવ્યો.

અર્બસ્તાનના ખ્રીસ્તીઓ મહમદ સાથ દોસ્તી રાખવાથી ખુશી થતા હતા, અને તેઓના પાદરીઓ અને ધર્મગુરૂઓ મહમદ સાથ ધાડી દોસ્તી રાખતા, તથા તેને ખંડણી આપવા જતા. નજરાનનો શાહજાદો સૈયદ અને પાદરી મુસુજાબસે મહમદ સાથ નીચલી મતલબના કોલ-કરાર કીધા કેઃ—

(૧) હઝરત મહમદે તેઓને દુશમનોથી બચાવવા.

(૨) તેઓને પોતાનો ધરમ બદલવા તથા લડવા મહમદે કદીબી ફરજ પાડવી નહીં.

(૩) ધરમગુરૂઓને ખંડણીમાંથી મોકળા કરવા.

(૪) બ્હુદીનો ઉપર ભારે કર નાખવો નહી.

(૫) તેઓનાં દેવલો સમા કરવાને તેઓને રજા આપવી.

(૬) ખ્રીસ્તી ગુલામોને પોતાનો ધરમ બદલ્યા વગર આરબ લોકોનાં ઘેરમાં નોકરી કરવા દેવી.

ઈ. સ. ૬૩૧

હીજરી સને ૧૦ માં યમનની અંદર કાંઇ ખટપટ જાગવાથી હજરત મહમદે અલી અબ્ન અબુ થલીબને ત્યાંની રૈયતને શાંત રાખવા ૩૦૦ ઘોડેસ્વાર સાથ યમન મોકલી આપ્યો, તેણે પહેલાં સમજાવટથી કામ લીધું, પણ તેમ કાંઇ વળ્યું નહી, અને આખરે સઘળી ભાંજગડનો અંત કાપાકાપીમાં આવ્યો. આશરે વીસેક "નાફરમાનો" ને છટકાવી કાઢતાંજ બાકીના બધા શરણ થઇ ગયા. એવું કહેવાય છે કે અલીએ એક દિવસમાં હમદાનનો આખો ટોળો વટલાવી નાંખ્યો. અબુલ ફેદાના કહેવા મુજબ આ દાખલો જાણે તે પરગણાના સઘળા રહીશોને લાગુ પડયો હોય તેમ સર્વે વતનીઓ વટલાઇ ગયા. નીજરાનના રહેવાશીઓએ વટલાવાના કરતાં ખંડણી આપવાનું વધારે પસંદ કીધું.

મહમદ પયગમ્બર કાબા તરફ હજ કરવા જનાર હતો, તેથી તેની સફરની સલામતી ચાહવા **અલી** વખતસર મકકા પાછો ફર્યો. અલીએ પોતાની ફરજો પુરેપુરી બજાવી મહમદને સંતોષ આપ્યો હતો. હજરત મહમદ આથી ખુશ થયો અને તેને ઘણો ચાહવા લાગો.

બીજે વરસે યમનમાં **બે હરીફ પયગમ્બરો** ઉભા થયા, જેમાં એકનું નામ મોસાઇલમા અને બીજાનું નામ એલ-અસ્વાદ હતું, જેઓને મુસલમાની ઇતિહાસમાં "ઢોંગીઓ" નો ઇલ્કાબ મળયો છે. પહેલો હનીફાના ટોળાનો યમામા

ઇ. સ. ૬૩૨

પરગણાનો વતની હતો; ત્યાંના રહેવાશીઓમાં તે ઠીક વજુદ ધરાવતો હતો. હીજરી સને ૯ માં, મહમદ પયગમ્બર આગળ ગયલા પ્રતિનીધીઓનો તે મુખી હતો, અને તે પ્રસંગે ઇસ્લામી મજહબ અખ્તયાર કીધો હતો, પણ પોતાનાં વતન તરફ પાછો ફરતાંજ તેણે પોતાને એક સ્વતંત્ર પયગમ્બર તરીકે જાહેર કીધો હતો; મહમદ બીજાં અગતનાં કામોમાં રોકાયલો હોવાથી તે અરસામાં મોસાઇલમાના ઢોંગ સોંગ મહમદ દાબી શકયો નહીં.

એલઅસ્વાદ અબ્નકાઆબ પેગમ્બરનો દાવો કરનાર બીજો ઢોંગી હતો. આનસના ટોળાનો તે મુખી હતો, અને તે એક સ્યાણો, હાજર જવાબી અને છટાદાર બોલનાર હતો. તે પહેલાં તો મુર્તિપૂજક ધરમ પાળતો હતો, પણ પાછળથી એક મુસલમાન થયો, ત્યારે તેને પોતાનો મજહબ ફેલાવવાનો લોભ થઇ આવ્યો.

યમનના વતનીઓ ઉપર એલઅસ્વાદ બહુ વગ ધરાવતો હતો, અને 'અબુલ ફેદા'ના કહેવા મુજબ તેને "દથુ-એલ-હમાર" યાને "ગધેડાંનો સરદાર" એવો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો, કારણકે તે વારંવાર કહેતો કે,—ગધેડાંનો સરદાર મારી તરફ આવે છે; તેણે એવુ જાહેર કીધું કે, 'સોહાઇક અને શરિહાઇક નામના બે ફીરેસ્તાઓ મારફતે મારો ધરમ સ્થાપવાને મને આગાહી થઇ છે. ૧ લા ફીરેસ્તાએ મને એક એવો ગધેડો વેચ્યો છે કે જે સઘળી બાજીઓ ખેલી શકે છે, જ્યારે બીજો ફીરેસ્તો મને વારંવાર આંખ આંજી નાખે એવા ચમત્કારો બતાવ્યો જાય છે.' ખરેખરૂં તો એ હતું કે તે હાથચાલાકી અને કુદરતી જાદુઇમાં પ્રવીણ હતો, અને નજરબંદીના ખેલોથી જોનારાઓની આંખોને આંજી નાખતો હતો. તેની આ ઠગબાજી કેટલોક વખત સુધી ફતેહમંદ ઉતરી.

બુધન આ વરસમાં મરણ પામ્યો, અને મહમદે યમનની રાજગાદીના ભાગલા કીધા. અર્ધો હીસ્સો બુધનના વારેસ દીકરા શહેરને આપ્યો, અને બાકીના હીસ્સાના ૭ પરગણા કીધાં, અને તેમાંથી એક એક પરગણું પોતાના ૭ સાથીઓને આપ્યું.

અસ્વાદ આ વખતે એક જોરેમંદ ટુકડીનો ઉપરી થયો હતો. તેણે શેહેરને કતલ કીધો, તેની વીધવા રાણીને પકડી, અને સઘળી હાકમી પોતાના હાથમાં લીધી. નીજરાનના વતનીઓએ પોતાના શહેરમાં તેને બોલાવ્યો. સનાના દરવાજા તેને માટે ખુલ્લા મુકાયા, અને ટુંક અરસામાં આખું યમન તેને તાબે થઇ ગયું.

અસ્વાદે યમન પચાવી પાડવાની ખબર મહમદને થતાંને વારજ તેણે પહેલો વ્હેલો ગમ ખાધો, અને આખરે તેજ ગમથી તેનું મરણ નીપજ્યું. તેણે ફેલાવેલા મજહબને અસ્વાદ નુકસાન પુગાડશે એવી તેને ધાસ્તી લાગી. હીમીઆરાઇટ વડાઓ ઉપર તેમજ હમદાનના વતનીઓ ઉપર તેણે એવી મતલબના સંદેશાઓ મોકલાવ્યા કે અસ્વાદની ઉપર અચબુચ ધસારો લઇ જઇને યાતો ખુલ્લી જબરજસ્તીથી તેનું કાટલું કાઢી નાંખવું.

મહમદના દોસ્તોની એક ટોળીએ મનસુબો કરી અસ્વાદને મારી નાખવાની સઘળી તૈયારી કાએસ અબ્ન અબ્દ–અલ–યાકુથ અને અસ્વાદની ઓરત **ફીરૂઝ** સાથ કીધી. કાએસ અસ્વાદ તરફ બહુજ કીનાની નજરેથી જોતો, અને અસ્વાદનું કાટલું કાઢવાની આ તક તેને મલી. એક રાત્રે કાએસ અને ફીરૂઝ અસ્વાદનાં મકાનમાં પેઠા. અને તેને કાપી નાંખ્યો. મરતી વખતે અસ્વાદે બારીક ચીચ્યારીઓ પાડી, જેથી મકાનના પોહરેગીરો તેનાં દિવાનખાના તરફ આવી લાગા, પણ ફીરૂઝે તેઓને એવો સધ્યારો આપ્યો કે, અસ્વાદને પયગમ્બરી આગાહીની કાંઇક બસારત થઇ આવવાથી તેણે ચીસો પાડી હતી.

બામદાદમાં તો મહમદીઆન ઝુંડો સનાના દરવાજા ઉપર ઉડવા લાગો, અને એક બાંગીએ એલ અસ્વાદને એક 'ઢોંગી ધુતારા' તરીકે જાહેર કરી તેનાં મરણની ખબર ફેલાવી.

પયગમ્બર મહમદનાં મરણની એક બે દિવસ આગમજ આ બનાવ બન્યો. આ વિષેના સંદેશાઓ સવીસ્તર હકીકત સાથ તેના તરફ તાકીદે રવાના કરવામાં આવ્યા, પણ એવું કહેવાય છે કે એક આકાશી (ખુદા તરફનો) પયગામચી તે ખબર મહમદ આગળ લઇ ગયો, જે તેણે પોતાનાં મરણની સ્હેજ આગમજ પોતાના શાગીરદોને કહી. અબુ-

બકરને ખલીફ તરીકે નેમવામાં આવ્યો; ત્યાર બાદ આ સંદેશાઓ આવી લાગા. એલ–અસ્વાદનું પચાવેલું રાજ બધું મળી ચાર મહિના પણ ચાલ્યું નહીં.

આગળ દરશાવ્યા મુજબ, એલ–અસ્વાદનાજ વખતમાં મોસાઇલ્મા પણ મહમદના એક હરીફ દાખલ પયગમ્બરનો દાવો કરતો હતો, અને તે હનીફાના વંશનો હતો. મોસાઇલ્માએ એવું ધાર્યું કે, મહમદ પયગમ્બર સાથ જો તે સુલેહથી કામ લેશે તો તેનો પયગમ્બરીનો દાવો રદ થવાને કાંઇ ભય નથી. આ ઇરાદાથી તેણે મહમદ ઉપર, તેઓ બંને વચ્ચે આ દુનયા વ્હેંચી લેવાનું એક કહેણુ મોકલ્યું, જે નીચલા બોલોમાં હતું:–"ખુદાના પયગમ્બર મોસાઇલ્માની તરફથી, ખુદાના પયગમ્બર મહમદ ઉપર! હવે અર્ધી દુન્યા તારી થવા દે, અને અર્ધી મારી થવા દે!"–આનો જવાબ નીચલા સખુનોમાં મહમદે વાળ્યો;–"ખુદાના પયગમ્બર મહમદ તરફથી મોસાઇલ્મા જુઠાને પ્હોંચે! દુન્યા ખુદાની છે; જે નોકરો ઉપર ખુદાતાલા ખુશી હોય તેને વારસા તરીકે તે મળેલી છે, અને જે તેનાથી ડરીને ચાલે તેને આતું શુભ ફળ મળે છે!"

આ બંડ પછી મહમદની જીંદગીના થોડાક બાકી રહેલા મહિનાઓમાં મોસાઇલ્મા વધુ સત્તા મેળવતો ગયો. તેણે પોતાના શાગીરદોની સંખ્યામાં વધારો કીધો, અને યમામા ઉપર બાદશાહી સત્તા ચલાવવા માંડી. હીજરી સને ૧૧ માં યાને ઇ. સ. ૬૨૨ માં મહમદનું મરણુ નીપજ્યું, જ્યારે અબુબકરને મહમદની જગાએ ખલીફ બનાવ્યો. અબુબકરે મોસાઇલ્માને તાબે કરવાનો કસદ કીધો.



# ઈતિહાસ ભાગ ૩ જો.*

**નાશીરવાંને આદલના** હેવાલમાં લખ્યું છે કે મુસલમાંનોનો **પૈગમબર હઝરત મહુમદ** એ આદેલ પાદશાહના જમાનામાં જનમ પામયો તેથી ઘણોજ હરખમંદ થયો. ઈ૦ સ૦ ૬૩૩

એ પૈગમબરે પોતાની હદીશે શરીફમાં† ફરમાવયું છે તેની અસલ અરબી તથા તેના ઉચ્ચાર તથા ગુજરાતી તરજુમો નીચે લખયોછે તે સાથે મૌલાના શેખશાદીએ બોસતનના દીબાચામાં જે બેતો કેહેલાછે તે તથા એજ બાબદમાં એક શાએર સલીમીએ ફારસી બેત બનાવયાછે તે નીચે ટાંકયાછે તે વાંચયાથી વાંચનારની ખાતરી થશે કે એ પાદશાહએ અદલ ઇનસાફથી કેવી કીરતી મેલવીછે.

**અરબી ફકરાનો ઉચ્ચાર.**

કમા કાલઅન નબી અલેહસ શલાતો વસ સલાંમ.

**અ ર થ .**

જેમકે કહ્યું નબી સાહેબે જેની ઉપર દરૂદ **અને** સલાંમ હોજો.

**મુનશી સલીમીની બનાવેલી ગઝલ, ફારસી ઉચ્ચાર.**

દર ઝમાને શાહે સતુદે સયર,
આદેલો બાઝીલો હુનર પરવર.
ઇયાને નૌશીરવાન ઇબને કોબાદ,
દાદે મઝલુમો બેકસાંન મીદાદ.
વાહ કે પૈગમબરે મુસલમાંનાં,
શુદ તવલલુદ બ અહદે શાહે કયાં.
દર કેતાબે બયાંને મૌલુદશ,
હસત મરકુમ હાલે મસઉદશ.
હમ બ કોતબે હદીસ હસત ખબર,
ગુ સલીમી બકૌલે પૈગમબર.

**મુનશી સલીમીની બેતોનો તરજુમો.**

નેક અને તારીફ લાએક પાદશાહના જમાનામાં કે જે પાદશાહ આદેલ, સખી, અને હુનરપરવર હતો તે કોણ એટલે જે નૌશીરવાંન કોબા-

---

* મી૦ અરદેશર ડોસાભાઈ મુનશીની રચેલી પુરાતન પારસીઓની તવારીખ સફે ૩૧ થી ૩૩.

† હદીશ એટલે જે પેગમબર પોતે પોતાની તરફથી લખી ગયા હોએ તેને કેહેછે. કોરાંન એટલે જે આસમાની કેતાબ જેને વીશે મુસલમાંનો કેહેછે કે હઝરત મહમદ ખોદાની દરગાહથી લાવ્યો હતો. મોઉલુદે નબાનો અરથ એ જે પેગમબરની પેદાએશનો હેવાલ.

દનો દીકરો કે જે ગરીબોની દાદ અને બેકશોની ફર્યાદ સાંભળતો હતો, **આફરીન કે મુસલમાનોનો પૈગમબર આ કયાની પાદશાહના જમાનામાં પેદા થયો,** એના (હઝરત મહમદના) જનમારાનાં બયાનની કેતાબમાં એની નેકબખ્તીનો એહવાલ લખેલો છે, **હદીસની કેતાબમાં** પણ એની ( નોશીરવાનની ) ખબર આપેલી છે, અએ સલીમી તું પણ પૈગમબરના કહ્યા પ્રમાંણે બોલ.

ઉપલી આરબી તથા ફારસી તથા તેનો તરજુમો વાંચી અમારા અસરાફ વાંચનારા ઘણાજ ખુશી થયા વગર રેહેશે નહી, જ્યારે તેવોના કયાની બાદશાહની આટલી બધી તારીફ થઇ છે. એક સાધારણ શખસ અથવા એક કાબેલ શાએર તારીફ કરે તે જુદી વાત છે, પણ આતો પૈગમબર પોતે ફખરની રાહે કહે છે કે હું નાશીરવાન આદેલના વખતમાં પેદા થયો તાંહાં હદ થાઇ, એ પાદશાહની તારીફ અંગ્રેજ ગ્રંથકારો પણ જગે જગે ઘણી સારી રીતે કરી ગયા છે.

## અરબી ફકરાનો ઉચ્ચાર.

અના વુલીદ તોફી ઝમાનીલ મલીકીલ આદીલે નૌશીરવાન.

## અ ર થ.

હું પેદા થયો પાદશાહ નૌશીરવાને આદેલના અમલમાં.

---

## હઝરત શેખસાદી શીરાઝીની બનાવેલી બુસતાંન કેતાબના દીબાચા માહેલી ફારસી બેતોનો ઉચ્ચાર.

કે સાદી કે ગુએ બલાગત રબુદ,
દર અઇઆમે બુબકર બીનશાઅદ બુદ.
સઝદ ગર બ દૌરષ બેનાઝમ ચુનાં,
કે સઇયદ બદૌરાને નૌશીરવાં.

## ઉપલી ફારસી બેતોનો ગુજરાતી તરજુમો.

શેખસાદી કે જે ( વખત ) કાબેલીઅતમાં મશહુર થયો તે વખતે અબુબકર બીન શાઅદ નામના પાદશાહાનો અમલ હતો ( એ પાદશાહ પણ ઘણો આદેલ અને નેક ખસલતનો હતો ) જારે આપણો પૈગમબર (હજરત મહમદ) નૌશીરવાંનના અમલમાં પેદા થયો તેથી આટલો બધો **મગન** થયો તારે હું પણ એની માફક છગન થાઉં તો તે પણ વાજબી છે.

# ઈતિહાસ ભાગ ૪ થો.*

" **આરબોનો ઇરાન સાથે સંબંધ ઘણો પુરાણો હતો.** આપણા પહેલવી પુસ્તકો પ્રમાણે **ફરેદુને** પોતાના ત્રણ બેટાઓને યમન (Arabia Felix) ના પાદશાહની ત્રણ બેટીઓ સાથે પરણાવ્યા હતા. ઘણા અસલી વખતથી અરબસ્તાન ઇરાનના તાબા તળે હતું. સાધારણ ખ્યાલ અરબસ્તાનને એક વેરાન મુલક ધારે છે, પણ તેમ નથી. તેનો કેટલોક ભાગ ઘણો સુંદર અને આબાદ છે. તેમાં યમનની આબોહવા તો તન્દરોસ્તી માટે એટલી બધી જાણીતી હતી કે યઝદેજરદ પહેલાએ પોતાના ફરજંદો લાંબો વખત જીવતાં ન હોવાથી પોતાના બેટા **બેહેરામગોરને** બચપણથી એ મુલકના પોતાનાં આરબ ખંડણી આપનાર રાજાને ત્યાં મોકલી દીધો હતો કે ત્યાંની **સુંદર આબોહવામાં ઉછરે.** પાછલા વખતમાં આરબો બે ભાગમાં વહેંચાઇ ગયા હતા. એક ટોળાના **આરબો ઇરાનના શાહને પોતાનો વડો પાદશાહ ગણતા** અને બીજા ટોળાના આરબો રૂમના કયસરને પોતાનો પાદશાહ ગણતા, હવે ઉપલો આરબ સરદાર **મનઝર આ ઇરાની આરબોનો વડો હતો.** રૂમન આરબોનો સરદાર અરેથસ (Arethas) નામનો હતો.

હવે આ વખત આગમજ રૂમ અને ઇરાન બેઉને સુલેહ હતી. આ વખતે જેમ ઇરાન ઉપર આદિલના નામથી જણાયલો એક ઇનસાફી પાદશાહ અમલ કરતો હતો, તેમ રૂમમાં ઇનસાફી (Just) ગણાતો જસ્ટીનીયન (Justinian) પાદશાહ રાજ કરતો હતો. એ રૂમન પાદશાહને નોશેરવાનના બાપ કોબાદ સાથે લડાઇ ચાલ્યા કરતી હતી પણ નોશેરવાન ગાદી ઉપર આવતાં તેણે તેની સાથે સુલેહ કરી. એમ સુલેહ કરવાની રૂમી શાહનશાહની મુખ્ય મતલબ આ હતી કે તેથી પોતાનો અમલ ઇટલી, સીસીલી વીગેરેના મુલકમાં પોતાના સરદાર બેલાસેરીયુસ

---

* શામસુલઓલમાં એરવદ જીવનજી જમશેદજી મોદી "નોશેરવાન અદલ," તેની પારકાં રાજ્યો સાથની રાજનીતીની બાબદ વીશે બઝમે જશને રૂઝે અહુરમજ્દ મંડલી તરફથી શાહનામાનું વાંચન કરતાં જણાવે છે કે:—આરબોનો ઇરાન સાથે સંબંધ પુરાણો હતો. આરબો ઇરાનને તાબે હતા તે હવે ઇરાનના માલેકો થયા.

(Belisarius) જે ફીરદોશીનો ફરફર્યુસ છે તેની મારફતે મજબુત કરી લે. તેણે તેમ કર્યું.

હવે આ વખતે પેલા ઉપલા ઇરાની આરબો અને રૂમી આરબો વચે પાલમાઇરા (Palmyra)નાં મુલકનાં દક્ષીણે આવેલાં એક રણ બાબે વાંધો ઉઠયો. ઇરાની આરબોનો સરદાર મનઝર એ રણમાં પોતાનાં ગોસ્પંદો ચરાવાના હકનો દાવો કરતો હતો અને તેના ટેકામાં દલીલ રજુ કરતો કે "હું એ હક માટે ઇરાનને વરસો થયાં ખંડણી આપતો રહયો છું." બીજા હાથ ઉપર રૂમી આરબોનો સરદાર અરેથસ કહેતો કે એ રણના એક ભાગને સ્ટ્રેટા (strata) એવા લાટીન શબ્દથી ઓળખવામાં આવે છે અને એ શબ્દ પોતે રૂમી (Latin) છે તેજ દેખાડે છે કે એ મુલક ઉપર રૂમીઓનો હક છે અને રૂમના આરબોનો હક પહોંચે છે.

ગીબન પોતાનાં "રોમન શેહેનશાહતની પડતી"(The Decline and Fall of Roman Empire) નામનાં પુસ્તકમાં ઘણીક બાબદમાં ઇરાનીઓ માટે કોઇક જાતના અભાવથી લખે છે. તે કહે છે કે નોશેરવાને આરબ સરદાર મનઝરને ઉશ્કેર્યો હતો, પણ ફીરદોશી કહે છે તેમ એ સરદાર પોતે ઉપર જણાવ્યું તેમ નોશેરવાનના મુલકમાં ગયો. તેણે તેની આગળ જઇ તેને પોતાના ઉપલા હકને સબબે અને બીજા સબબે રૂમ સામે લડવાને ઉશ્કેર્યો. ગીબન પ્રમાણે આરમીનીયન અને ગોથ લોકોએ પણ નોશેરવાનને જસ્ટીનીયન સામે લડવાને ઉશ્કેર્યો. ફીરદોસી એ ઉશ્કેરણી માટે આરબ સરદાર મનઝરનાં મોંહમાં જે શબ્દો મેલે છે અને ગીબન જે શબ્દો આરબો, ગોથો અને આરમીનીયોનાં પ્રતીનીધીઓનાં મોહમાં મેલે છે તે મતલબમાં લગભગ મળતા છે.

એ ઉપરથી નોશેરવાને જસ્ટીનીયન ઉપર એક પત્ર લખ્યો કે તે ઇરાની આરબોના હકને આડે આવે નહીં. જસટીનીયને સંતોશકારક જવાબ વાળ્યો નહીં ત્યારે નોશેરવાને ૩૦૦૦૦ ઘોડેસ્વાર લશ્કર મનઝરને તેની મદદ માટે સોંપ્યું. લશ્કર ઉભું કરવા પછી પણ નોશેરવાને રૂમના કયસર ઉપર એક બીજો કાગજ લખી તેની આરબો સામેની વર્તણુકથી હાથ ઉઠાવવા કહ્યું. પણ જસટીનીયને તેને મચક આપી નહીં. ત્યારે હવે લડાઇ જાહેર થઇ અને લડાઇનાં નગારાં નોશેરવાનના મેહેલના દરવાજા આગળ વાગવા લાગ્યાં.

લડાઇ ઉપર જવા આગમજ પાદશાહ આજર આબાદગાન ખાતે **આદર ગુશસપનાં આતશબેહેરામને** સેજદો કરવા ગયો. આતશબેહેરામનાં મકાનને દુરથી જોતાં તેનાં તરફનાં માનને ખાતર પાદશાહ અને તેના દરબારીઓ ઘોડા ઉપરથી ઉતરી પાઉંપ્યાદા ત્યાં ગયા. ત્યાં હાથ મોહું ધોઇ ત્યાંના દસ્તુર પાસે **બરસમ** માગી, ખોદાતાલા હજુર બંદગી કીધી. દસ્તુર અને મોબેદો ઝંદ અવસ્તા ભણ્યા. **શાહે આતશની નેઆએશ** કરી દસ્તુર **મોબેદોને આશોદાદ આપી.** પછી થોડો વખત ત્યાંજ પડાવ નાખ્યો.

ફીરદોશી પ્રમાણે પાદશાહે બંદગી માટે બરસમ માંગી હતી. અસલી ઇરાની પાદશાહો બરસમની ક્રીયા કરતા હતા, તેના સાસાનીયન જમાનાના કેટલાક દાખલા આપણને મળે છે. યઝદેજરદ શેહેરીયાર આરબોને હાથે હાર ખાઇ નાઠો અને પછી પોતાના દગલબાજ સરદાર માહઇસુરીની બુરી વર્તણુકથી એક ગરીબ ચકીબાનના ઘરમાં ભરાયો. ત્યારે તે ગરીબ ચકીબાને તેની હજુર પોતાનું ગરીબ ખાણું હાજર કર્યું. તે ખાણું ખાવા માટે **બાજ ધરવા યઝદેજરદે બરસમ માગી.** તે બરસમ લેવાને ચકીબાન પડોશની દરેમેહેરમાં ગયો. તે ઉપરથી યઝદેજરદની ભરાઇ બેસવાની જગ્યા માહઇસુરીને ખબર પડી અને તે બીચારો શાહ પોતાના ધારમીક રીવાજ પ્રમાણે ખાણું ખાવા જતાં માર્યો ગયો.

ખાણા ઉપર બરસમ સાથે બાજ ધરવાનો બીજો અગતનો **દાખલો ખુશરો પરવીજનો** મળે છે. એ પાદશાહની **રાણી શીરીન** કહે છે કે એક ખ્રીસતી બાનુ હતી. કહે છે કે તે રોમન શાહનશાહ મોરીસ (Maurice) ની બેટી હતી. તેણીની સાથે પરણવા પછી એક વખત રૂમના શાહનશાહનો નયાતુસ (Nyatus) નામનો એલચી ખુશરો પરવીઝની દરબારમાં આવયો. પાદશાહે તેના માનમાં એક પાદશાહી ખાણું આપયું. તે ખાણાં ઉપર પાદશાહનો માનીતો દરબારી બનદવી ખાણાની બાજ ધરવા માટે **બરસમ** લાવ્યો. તે ઉપરથી પેલા ખ્રીસતી એલચીનો મીજાજ ગયો કે, "હું ખ્રીસતી ખાણા ઉપર હાજર છું તયારે તયાં જરથોસતી ધરમની ક્રીયા શા માટે કરવી જોઇયે?" એમ કહી તેણે વાંધો લીધો તેથી પાદશાહનો ઉપલો દરબારી ગુસે થયો કે, "એક જરથોસતી પાદશાહ પોતાના મેહેલમાં

પોતાના ખાણા ઉપર જરથોસતી રીવાજ પ્રમાણે ખાણું ખાવા માટે બાજ ધરે તેને માટે એ ખ્રીસતીએ શા કાજે વાંધો લેવો જોઇયે ?" એમ વીચાર કરી ગુસ્સામાં તેણે રોમન એલચી નયાતુસને એક તમાચો એંચી કહાડયો. તે ઉપરથી ખાણાની મીજલસમાં રંગમાં ભંગ થયો પણ પાદશાહની ડાહી રાણી શીરીને રોમન એલચીને સમજાવી લઇ ઉઠી ઉભા થયલા કજીઆ પર ઠંડુ પાણી રેડયું.

આતશએહેરામવાળાં શેહેરથી નીકળી પાદશાહે લડાઇ પર જવા કુચ કીધી. તેણે પોતાનાં સરસામાનનું (Commissariate) ખાતું ગુશસપ નામના અમલદારને સોંપ્યું. તલાયા લશકર (Scouts)ની સરદારી ઓહરમઝદ નામના સરદારને આપી. પછી તેણે લશકરમાં જાહેરનામું બાહેર પાડયું કે "ખબરદાર કોઇ સીપાહે મારગમાં કોઇપણ લોકોને હેરાન કરવા નહી. ખેડુતોના પાકનું નુકસાન કરવું નહી. કોઇ ગરીબનો પણ માલ દામ આપ્યા વગર લેવો નહી. જેઓ તેમ નહી કરશે તેઓને મોતની સજા કરવામાં આવશે."

એવી તઇયારી સાથે પશ્ચિમ ભણી આગળ વધી તેણે ઘણાંક રૂમનાં શેહેરો જીતી લીધાં. તેમાં જાણીતું સુંદર એનટીઓક (Antioch) શેહેર હતું. તે શેહેરથી નોશેરવાન ઘણો ખુશી થયો હતો અને તેણે તેના જેવું એક શેહેર મદાયન ખાતે પાછો ફરતાં બાંધ્યું, અને તેનું નામ "જેબએ ખુશરૂ" એટલે "ખુશરૂનો શણગાર" આપ્યું. પોતાની કેટલીક હાર પછી જસટીનીયને સુલેહ કરવા માંગી. નોશેરવાને તે સુલેહ કરી, એવી શરતે કે, "હવે રોમનોએ આરબોના યમનના મુલક પર કાંઇપણ લશકર મોકલવું નહી અને દર વરસે રૂમના કયસરે ૧૦૦ બળદના ચામડાંના કોથળા ભરી દીનાર ખંડણી તરીકે આપવા."

નોશેરવાન અદલની રોમના કયસર જસટીનીયન સાથની અને જસટીનીયન પછી જસટીન સાથની લડાઇની હકીકત ઉપરથી માલમ પડે છે કે ઇરાન અને રૂમ વચ્ચેની ચાલુ લડાઇઓએ આરબોની ફતેહનો મારગ ખુલ્લો કર્યો હતો. એ બેઉ દેશ એકમેક સાથે ઘણાંક વરસો સુધી લડી નબળા પડયા ત્યારે આરબો પગભેર થઇ તે બેઉ ઉપર સેહેલાઇથી ફાવી ગયા. **આરબો ઇરાનને તાબે હતા તે હવે ઇરાનના માલેકો થયા.**

# ઈતિહાસ ભાગ ૫ મો.*

## પાર્સીઓને મળેલાં કીમતી ફરમાનો.

૧—સલમાને ફાર્સી—હજરત મોહમદનો એક અસ્હાબ—તે જરતોશ્તી હતો કે મહમદિયન?—દસ્તુર દીન્યાર કોણ હતો? તેણે મોહમદની બજાવેલી સેવા—"ખોદાના પેગમ્બરનો સલાહકાર"—એહદનામુ—તેની મતલબ—મોહમદે કરેલી પાર્સીઓની સિફારસ—તેવું મોટું દિલ દેખાડનારા વચનો—તેણે મહમદિયાનોને આપેલા કસમ—એહદનામાના સખુનો.

૨—બેહરામશાદ—આદરબાદ મારેસ્ફંદનો વંશજ—તેને લખી આપેલું હજરત અલીનું ફરમાન—પાર્સીઓ ઉપર તેની રહેમ નજર—તેઓને પોતાનો મજહબ પાળવા અને જકાત નાહ આપવાની છુટ—તેમના સંબંધમાં મુસલમાનોને વસીહત—કોરાન મુજબ "દીનનાં કામમાં જોર જુલ્મ વાપરવો નહિ"—ઈમાન અને પાર્સીઓ બાબે પેગમ્બરનો વિચાર.

### ફસલ ૧—હજરત મોહમદ તરફનું દસ્તુર દીન્યારને મળેલું એહેદનામું.

**યજદેજર્દ શેહેરિયાર**ની પાદશાહી વખ્તે હજરત **મોહમદ**ના ચાર યારોમાંના બીજાનો અમલ ચાલતો હતો. એ મહાપુરૂષના બીજા બાર મિજલસીઓ અથવા અસ્હાબો હતા, જેઓમાંનો એક **સલમાને ફારસી** નામનો એક જરતોશ્તી હતો. અજાયબ જેવું છે કે આ એક જરતોશ્તી, જે પોતાના બાપદાદાનો મજહબ આસાનીથી પાળતો હતો, તે છતાં હજરત **મોહમદે** તેને પોતાના એક દોસ્ત જેવો ગણીને પોતાની નજદીક રાખ્યો હતો, એટલુંજ નહિ પણ તેને ઘટતું માનઅકરામ આપી તેની બહુ ખાતરદારી કીધી હતી, એમ એ જરતોશ્તીને તથા તેના ભાઇ **મેહદીફરૂગ** બિન **શાખ્સાન**ને તથા તેની ઓલાદ વગેરેની પરવરશીને માટે **મોહમદે** પોતે એક એહદનામુ અથવા ફરમાન લખી આપ્યું હતું, એમ તવારીખનવેશો જણાવી જાય છે, તે ઉપરથી માલુમ પડે છે. આ **સલમાને ફારસી**ને આપણા લોકો **દસ્તુર દીન્યાર**ને નામે ઓળખી ગયા છે, જેને માટે એમ પણ કહેવાય છે કે તેણે ઇસ્લામી મજહબ અખ્ત્યાર

* મી૦ પાહલનજી બરજોરજી દેસાઈએ રચેલી "તારીખે શાહાને ઈરાન" સફે ૨૨૮ થી ૨૩૨.

કીધો હતો. પણ જે એહદનામું હજરત **મોહમદ** તરફથી તેને લખી આપવામાં આવ્યું હતું તે ઉપરથી તે ઇસ્લામી હતો એમ તો સાબેત થતુંજ નથી, પણ તે પોતાના બાપદાદાની દીન પાળતો હતો એમ સિદ્ધ થાય છે. આ એહદનામા ઉપરથી આપણા જરતોસ્તી લોકો ઉપર હજરત **મોહમદ** કેવો મેહરબાન હતો તે પણ માલુમ પડી આવે છે. તેણે ઉપલું ફરમાન **સલમાને ફારસીં**નાજ નહિ પણ આખા જરતોસ્તી ટોળાની સંભાળને માટે કરી આપેલું ચોકસ ઠરે છે, અને તેથી તેનો જાણવા-જોગ ઇંતેખાબ આ પ્રકરણમાં ઉતારી લેવો દરૂસ્ત ધારિયે છિયે. પણ તે આગમજ આ **દસ્તુર દીન્યાર** અથવા **સલમાને ફારસીં** કોણ હતો તે બાબે મહમદિયાન લખનારાઓને આધારે જે હેવાલ મળી આવે છે તેની ટુક નોંધ આ ઠેકાણે કરીશું.

હજરત **મોહમદ**ના કાકા **અબ્બાસ**નો બેટો **અબ્દલ્લા** પોતાના જમાનામાં ઘણો ભણેલો ગણાયો હતો. તે **સલમાન**ને માટે લખી જાય છે[1] કે તે ઇસ્ફહાનને લગતાં હય નામે એક ગામડાંમાં વસતા એક ખેતી-બાનનો બેટો હતો, જે સઘળી વાતે અકલમંદ અને વળી તવંગર હતો, અને આતશને કેબલો માનનારો હતો. બાપની ઘણી માયા હોવાથી **સલમા-ન**ને બહાર જવા નહિ દેતાં આતશની જાળવણી માટે તેણે તેને ઘરમાંજ રાખ્યો હતો. **મોહમદ**ને જ્યારે મક્કા છોડીને મદીને જવું પડયું ત્યારે જેઓ પોતાના ઘરબાર છોડીને તેની જોડે ગયા હતા તેઓ "મોહાજર" ને નામે, અને જેઓ મદીના ખાતે તે હજરતને પોતાના જાન માલથી હાથ ઉઠાવી આવી મળ્યા તેઓ "અનસાર" ને નામે તવારીખમાં ઓળ-ખાયા છે. હવે આ બંને ટોળકીવાળાઓ દાવો કરે છે કે **સલમાને ફારસીં** અમારી તરફવાળો છે. પહેલા કહેતા કે તે અમને મકકેજ આવી મળ્યો; બીજા કહેતા કે તે મદીને આવી મળ્યો હતો. પણ **મોહમદ** આ બંનેની લડત ભાંજવા ચુકાદો આપ્યો કે, "**સલમાન** અમારા પોતાના ઘરનું માણસ છે." વળી બીજે ઠેકાણે એજ હજરત જણાવી ગયો છે કે **સલમાન** મારો "નસીહત કરનારો હતો."

આવી સીફારસ કરવાનું **મોહમદ**ને શું કારણ મળ્યું તે બાબે તવારીખનવેશ એમ જણાવી જાય છે કે—ઇસવી ૬૨૬–૨૭ નાં સાલમાં

---

૧ રોજેતસ સફા, ૬૬૦ રજું, સ૦ ૮૬, ૮૮ અને ૧૪૯.

મક્કાના રહેવાસીઓ યહુદી પાડોશીઓની કુમકથી હાજરત **મોહમદના** મદીને જઇ રહ્યા પછી પાંચમે વરસે ચહડાઇ લઇ ગયા. આ વેળા તે સાહેબે પોતાના મિત્રોની સલાહ પુછી કે "હવે આપણે શું કરવું? શત્રુઓની ફોજ આપણા કરતાં દશ ગણી જોરાવર છે માટે તેઓ સામે કેમ લડી શકાશે?" **અબ્દલ્લા** અબી **સલુલ** નામના એક અસ્હાબે હિમત આપી કે "મદીના છોડી નહિ જતાં આપણે શત્રુઓ સામે લડી તેમને મારી કહાડવા જોઇએ." કેટલાક મિત્રોને આ વાત પસંદ આવી, પણ બીજાઓએ સૂચવ્યું કે, "મદીનામાં નહિ રહેતાં પહાડો ઉપર જઇ ત્યાંથી દુસ્મનો સામે લડવું." પણ આ બંને સલાહ હજરત **મોહમદને** પસંદ આવી નહિ, ત્યારે તેણે **સલમાને ફારસી**નો વિચાર પુછ્યો. તેણે સલાહ આપી કે આપણી છાવણીની આસપાસ એક ઉંડી પહોળી નેહેર અથવા ચર ખોદીને આપણો બચાવ કરવો. તેણે જણાવ્યું કે, "અમારાં ઇરાનમાં જ્યારે દુસ્મનો ભારી ફોજ લઇ ચહડી આવે અને બચાવનો કે લડવાનો માર્ગ નહિ જણાય ત્યારે શેહેરની આસપાસ ખાઇ ખોદવામાં આવતી હતી." હજરત **મોહમદને** આ સૂચના પસંદ આવી, અને તે મુજબ સર્વ રહેવાસીઓએ દશ દશ માણસોની ટોળકી થઇ મદીનાની આસપાસ ખાઇ ખોદવા માંડી. **મોહમદ** પોતે પણ આ ખોદકામમાં શામેલ થયો, પણ **સલમાનને** માટે કહે છે કે તે એકલો દશ માણસનું કામ બજાવતો હતો. ૭ દહાડામાં આ ચરનું કામ પુરૂં થયું, અને શત્રુઓ ધસારો લાવ્યા ખરા, પણ અંતે શિકસ્ત ખાઇ નાઉમેદી સાથ નાઠા.

આ રીતે **સલમાને ફારસી**ની અકલથી હજરત **મોહમદ** શત્રુઓના હુમલામાંથી બચ્યો તેટલા માટે તેણે આ જરતોસ્તીને આપણે ઉપર જોયું તેમ "ખોદાના પેગામ્બરનો સલાહકાર" કહ્યો છે, તથા બતંગીના વખ્તમાં તે પોતાની ટોળકીમાં આવી મળ્યો તેથી તેને પોતાના "ઘરનું માણસ" ગણ્યો છે, અને આ તથા એવીજ કોઇ બીજી સેવાઓને થકી આ પૈગામ્બરે તેના તથા તેના ભાઇ અને વારસોનાં સંરક્ષણને થકી એક ફરમાન લખી આપ્યું હોય એમ અનુમાન કરી શકાય છે. આ ફરમાન **મોહમદ**ના લખાવ્યા મુજબ તેના હુકમથી તેના જમાઇ અમીર ઉલ મોમીનીન **અલી** ઇબ્ન **અબી તાલબે**

પોતાના હાથ દસ્તખતથી સર્વ યારો અને એસ્હાબોની હજુરમાં ગોસ્પંદના લાલ ચામડાં ઉપર લખ્યું હતું. હવે આપણુ એ યાદગાર ફરમાનની[1] મતલબ જોઇયે. હજરત **અલી** લખે છે કે—

“**સલમાને ફારસી**, તેના ભાઇ **મેહદીફરૂગ** બિન **શખ્સાન**, તેના તાબેદારો, તથા તેની ઓલાદ અને તે પછી પેદા થતી ઓલાદને તથા એ કોમ [સલમાનની કોમ, યાને જરતોસ્તીઓ] નાં લોકોને, તથા તેઓ મધેથી હરકોઇ પોતાના બાપદાદાના ધર્મથી ફરીને ઇસ્લામી થયો હોય, અથવા જે દીનમાં છે તેજ દીન [જરતોસ્તી] માં રહ્યા હોય તેઓને હજરત **મોહમદ**ની તરફથી આ ફરમાન લખી આપ્યું છે.” પ્રથમ ખોદાતાલાની સ્તુતિ કરીને પછી એ રીતે વધાર્યું છે કે, “આ મારૂં ફરમાન **સલમાને ફારસી**—જેના ઉપર રાજી હોજો પરવરદેગાર—ના ભાઇ **મેહદીફરૂગ** બીન **શખ્સાન**ને તથા તેની ઓલાદને વાસ્તે લખવામાં આવ્યું છે કે તેઓને મેં સર્વ પાંતીથી અમનમાં રાખ્યા છે તથા આજાદ કર્યા છે. તેઓ જે જમીન યા ટાપુ યા મુલ્કમાં રહેતા હોય ત્યાં તેઓ ઉપર હરગેજ જુલ્મ કરવો નહિ, તેઓના માલ ઉપર હાથ નાખવો નહિ, અને તેઓ ઉપર કોઇબી રીતે સખ્તી ગુજારવી નહિ. આ મારૂં ફરમાન જે ધણીની આગળ વાંચવામાં આવે તેને સજાવાર છે કે એ [યાને ફારસી] લોકોની તથા એઓના જાનમાલની બરદાસ્ત કરે. તેઓ સાથ ભલાઇ કરી જુલ્મ દૂર કરે, તથા તેઓને કશું દુખ કે ઇજા પુગાડે નહિ, કાંએક મેં એઓ ઉપરથી ખંડણી તથા કુસ્તી [એ લોકો બાંધે છે તે] ની જકાત તથા એઓને વેઠે પકડવાનું, રોજે રસ્તાખેજ સુધી માફ કર્યું છે. વળી બીજા કેટલાક મામુલો અને લવાજમોમાંથી મેં એ લોકોને છુટા કર્યા છે—એવી નેમથી કે એઓ કોઇની પણ અડચણ વગર પોતાનાં આતશકદેહો બનાવે અને એબાદત કરવાની જગા તથા મોટી ઇમારતો બાંધે. વળી જો એ લોકો પોતાની દીનની રસમ મુજબ સાદો સુતરો પાક લેબાસ પહેરે, તથા પોતાનાં રવાનોને અવલ મંજલ પુગાડવાની ક્રિયા પોતાના મજહબના ધારા મુજબ કરે તો તેમાં

---

[1] આ ફરમાન આખું ગુજરાતી, ફારસી તેમજ અસલ આરબી ભાષામાં જેમને વાંચવાનો શોક હોય તેઓએ મરહુમ શેઠ સો. જ. જીજીભાઈવાળી “તકવીઅતે દીને માજદીઅસનાં” વાંચવી.

હરગેજ તેમને અટકાવવા નહિ; અગર તેઓ ઘોડા ઉપર સવાર થાય તો તેમાંથી તેમને અટકાવવા નહિ." આ સઘળું ફરમાવીને હજરત **મોહમદ** વળી ઇસ્લામીઓને **સૂચવે** છે કે, "આપણા **મજહબથી** જેઓ ઉલટા ચાલે છે તેઓ **મધેથી** આ [પાર્સી] લોકોને સારા તથા ભલા **માણસો સમજવા**, અને **એઓની** આબરૂ તથા હોરમત ઉપર નેગાહ રાખવી સર્વ મુસલમાનોને લાયક છે, અને તેમ કરવાની ફરજ છે. ખોદાતાલા એ લોકો [યાને પાર્સીઓ] ઉપર રહેમત કરે!"

**સલમાને ફારસી** કોણ છે તે બાબે હજરત **મોહમદ**ના આ શબ્દો છે. "હદીસમાં આવેલું છે કે **સલમાને ફારસી** જેટલો બેહેસ્તની ખાહેશ રાખે છે તેથી વધારે **સલમાને ફારસી**ની ખાહેશ બેહસ્ત રાખે છે. એ **સલમાન** અમાનતદાર છે," એમ કહીને આ એહેદનામુ લખનાર હજરત **અલી** કહે છે કે તે "મારો દોસ્ત છે, અને ખોદાતાલાના પેગામ્બર હજરત **મોહમદ**ને તથા બીજા સર્વ મુસલમાનોને નસીહતનો કરનાર છે." પણ **મોહમદ** પોતે વધારે કહે છે. તે સાહેબ **અલી** પાસે વધારે એમ લખાવે છે, કે "**સલમાન** ગોયા અમારો પોતાનો છે, તેથી કોઇ આ મારી નસીહતથી ઉલટું નહિ કરે, પણ તેની જોડે તથા તેની ઓલાદ અને તે ઓલાદની ઓલાદ જોડે તથા તેનાં સગાં વહાલાંઓ જોડે ખુબી અને નેકી કરે—કયાં સુધી કે અગર એની ઓલાદમાંથી કોઇ મુસલમાન થાય તોબી, અથવા પોતાના બાપદાદાના મજહબ [જરતોશ્તી] ઉપર કાયમ હોય તોબી." આ સઘળા મોટાં દિલના સખુનો ઉપરાંત પોતાનાં એહદનામાની શેવટે ઇસ્લામીઓના આ પેગામ્બર સાહેબે પાર્સીઓની પરવરશીના બાબમાં જે કસમ આપયા છે તે તે સાહેબનું પાર્સીઓ તરફનું મોટું મન અને સખી દિલગુર્દો દેખાડી આપે છે:—"જે કોઇ આ મારાં ફરમાન મુજબ મારો હુકમ બજા લાવશે તો પરવરદેગાર તેવા ધણીઓથી રાજી રહેશે; પણ જે કોઇ આ ફરમાનથી ઉલટો ચાલશે અને તે મુજબ અમલ નહિ કરશે તેવા શખ્સથી પરવરદેગાર તથા તેના પેગામ્બર રાજી નહિ રહેશે અને તેણે તેઓની નાફરમાની કીધા બરાબર થશે. તેવા શખ્સો ઉપર રોજે કેયામત સુધી ખોદાતાલાની લ્યાનત હોજો! જે ધણીઓ આ મારાં ફરમાન મુજબ ચાલનારાંઓ સાથ નેકી કરશે તેઓએ

ગોયા મારી સાથ નેકી કીધા બરાબર થશે, અને ખોદાતાલા તેવા શખ્સોને તેમની તે નેકીનો બદલો આપશે, પણ જો કોઇએ એઓ [ પાર્સીઓ ]ને ઇજા દીધી અથવા દુઃખ પહોંચાડયું તો કયામતને દિન તેવા શખ્સોનો હું મુદઇ થઇશ, અને તેવા શખ્સોની સજા દોજખની આગથી થશે.'' હજરત **મોહમદ** આ સખુનો લખીને નીચલા શબ્દોમાં પોતાનું દાનાઇ અને નેકનામીભરેલું ફરમાન સમાપ્ત કરે છેઃ—'' મારી તરફથી તમોને [ યાને **સલમાને ફારસી**, તેના ખેશકુટુંબીઓ અને પાર્સી કોમને ] સલામ હોજો, અને તમારા પરવરદેગાર તમારી ઉપરથી દરૂદ હોજો ! ''

**અલી** લખે છે કે આ નામુ તેણે હજરત **મોહમદ**ના હુકમથી નીચલા ધણીઓની હજુરમાં લખ્યું હતુંઃ—**અબુબક્ર, ઑમ્ર, ઉસ્માન, તલેહ,** જબીર, **અબ્દુલરહેમાન** બિન **ઓફ, સલમાન** (યાને દસ્તુર **દીન્યાર** પોતે), **અબુજર, ઉમાર, સહીબ, બલાલ, મીકદાદ** એબ્નુલ **અસ્વદ** તથા બીજા અસ્હાબો અને લોકો. આ એહદનામુ હીજરી ૯ ( ઇસ્વી. ૬૩૦ )માં યાને મક્કેથી મદીને ગયા પછી નવમે વરસે લખી આપવામાં આવ્યું હતું, જે વખ્તે આરબોની ચહડાઇ ઇરાન ઉપર થઇ ન હતી. પણ તે ચહડાઇ પછી અને આરબોએ ઇરાન જીત્યા અને લુટ્યા પછી મોટાં દિલના પોતાના પેગામ્બરની વસીહત કેવી પાળી અને પાર્સીઓની નેકેહબાની તથા સંભાળ કેવી લીધી તે વાંચનારથી છુપ્યું નથી.

**ફસલ ૨—હજરત અલી તરફથી બેહરામ શાહને મળેલું ફરમાન.**

હજરત **મોહમદ** પછી ૩૦ વરસે, ઇસ્વી ૬૫૯ માં, પાર્સીઓનુ રાજ તાજ ગયા પછી, તેઓ ઉપર આરબો તરફથી પડતા જુલ્માતને લીધે, પેગામ્બર તરફથી પોતેજ આગળ લખી આપેલાં મેહરબાનગી ભરેલાં ફરમાનથી ઉલટોજ મામલો જોઇને, હજરત **અલી**એ પોતાની ટુંક મુદતની ખેલાફતમાં એક બીજું ફરમાન **બેહરામ શાહ** બિન **ખેરાંદરૂસ** નામના જરતોસ્તીને લખી આપ્યું હતું. શરૂઆતમાં **અલી** જણાવે છે કે, '' એ સાહેબ [ **બેહરામ શાહ** ] પાર્સીઓની દીનનો બુજર્ગ મુબદ છે, અને એના વડવાઓનો સિલસિલો હજરત **આદરબાદ** બિન **મારસ્ફંદ** તલક પહોંચેલો છે.'' આ ઉપરથી જણાય છે કે હજરત

**અલી**નું ફરમાન જે ધણીને લખી આપવામાં આવ્યું હતું તે કોઇ ધર્મ-ગુરૂ હોવો જોઇએ, અને દસ્તુરાન દસ્તુર **આદરબાદ**, જે સાસાની પાદશાહ મહાત્મા **શાપુર**ના વખ્તમાં થઇ ગયો હતો, તેનાથી ઉતરી આવેલો હોવો જોઇયે. આ **બેહરામ શાદ**નું ફરમાન માત્ર એકલા તેનાંજ રક્ષણને ખાતર હોય એમ જણાતું નથી, કેમકે હજરત **અલી** શરૂઆતમાંની જે કંઇ લખે છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આખી પાર્સી વસ્તીને માટે આ ફરમાન લખાયલું છે. એ ફરમાનનો ભાવાર્થ આ મુજબનો છે:—

"તમો [ યાને પાર્સીઓ ] તેહકીક કરીને જાણજો કે હું તમોને પરવરદેગારનાં તથા હજરત **મોહમદ**—જેના ઉપર ખોદાતાલા તરફથી દરૂદ અને સલામ હોજો !—તેનાં પેમાનથી જાહેર કરૂં છું કે મેં તમોને તમારા જાનમાલ તથા જનફર્જંદોથી અમન બક્ષ્યું છે, અને મેં ખોદાતાલાના તથા પેગામ્બરના સર્વ ફરમાનબરદારોને તથા ઇમાનદારોને તથા મુસલમાનોને તથા આ અને બીજાં લગતાં શેહેરોના સર્વ અમલદારોને તથા તેહસીલદારોને, તથા દીનને વાસ્તે લડાઇ કરનારાઓને હુકમ કર્યો છે કે તમો લોકોના જાનમાલની નેગેબાની કરે, અને હરેક બાબદમાં તમો લોકોનો બચાવ કરતા રહે, તથા તમારા ઉપર એહસાન અને મેહેરબાની ચાલુ રાખે, અને કદી જુલ્મ કરે નહિ. તમો [ પાર્સી ] લોકો તથા તમારી ઓલાદ ઉપરથી મેં ખંડણી માફ કીધી છે, અને ગાય ગોસ્પંદોની સર્વ જકાત તથા મામુલો પણ માફ કર્યો છે. મેં તમોને તમારા સર્વ માલ તથા જમીન ઉપર એખ્તીઆર આપેયો છે, એવી મતલબથી કે તે ઉપર તમો આતશકદેહો તથા ઇમારતો બાંધો, અને ધર્મની બાંધેલી એ જગાઓ તથા તમોએ પુણ્યને માટે આપેલી સર્વ મીલ્કતો અને ચીજો તમારાજ કબજામાં રાખો.

"આગળા વખ્ત પ્રમાણે તમારો હુકમ પાર્સીઓ ઉપર જારી રહેશે. રેવાજ મુજબ દરેક શખ્સ કનેથી એક દિહમ જકાત તમો લેતા રહેજો, કેમકે તમારા હાથમાંથી રાજપાટ ગયું છે, અને તેથી હું ચાહું છું કે તમારી આવી મોટી સલતનતના મરતબાની બુજર્ગીને વાસ્તે તમારો [ યાને **બેહરામ શાદ** બિન **ખેરાંદરૂસ**નો ] હુકમ તમારા પાર્સીઓ ઉપર કાયમ રહે. તમારી કોમ મધેથી જે કોઇ મુસલમાન થઇ ગયો હોય તે ઉપર તમારો હુકમ ચાલે નહિ, કેમકે બે જુદા જુદા ધર્મવાળા એક

બીજાના વારેસ થઇ શકતા નથી. તમારા પારસીઓની ઓલાદ પોતાના વડાઓની દીન ઉપર ઓસ્તવાર રહે તો તેઓ ઉપર તમારો તથા તમારી ઓલાદનો હુકમ જારી રહેશે, અને રાજપાટનું તથા લવાજમ લેવાનું કામ સર્વ તમારી મસ્લેહતથી થશે.

"હું સર્વ કોમને તાકીદ કરૂં છું કે તમારે તાબે રહે અને તમારી નસીહતો તથા તમારા હુકમોને સાંભળે તથા માન આપે, તથા તમોને પોતાનો દોસ્ત સમજે, તમારી સાથે સલાહ સંપજથી રહે, હરેક કામમાં તમારી પેરવી કરે, અને તમારા હુકમ મુજબ ચાલે. સર્વ પરહેજગાર અને મુસલમાન મર્દ અને ઓરતને ઘટે છે કે પાર્સી **બેહરામ શાદ બિન બેરાંદરૂસની** સર્વ વાતે બરદાસ્ત કરે, અને એ લોકો [ પાર્સીઓ ]ની કોમનો જે કંઇ દીન આઇનનો રેવાજ હોય તેમાં કશી હરકત નહિ કરે. વળી તેઓને ઘટે છે કે મેં કરેલી આ સઘળી શરતો અને જાહેર કીધેલા સર્વ હકોમાંની એકપણ શરત તોડે નહિ, અને એકપણ હકને છોડે નહિ. વળી તેઓને ઘટારત છે કે પાર્સીઓની દીન મધે જાસ્તી કે ધાસો નહિ કરે, કેમકે પરવરદેગારે કોરાનમાં આ મુજબ ફરમાવેલું છે કે 'દીનનાં કામમાં જોર જુલ્મ રવા રાખવો નહિ.' દરેક મુસલમાનોને લવાજમ છે કે આ મારી તમામ નસીહતોને અમલમાં લાવે, અને પાર્સીઓની કોમ તથા તેમની ઓલાદની બુજર્ગીને વધારે અને તેઓને માન આપતા રહે અગર એ પાર્સીઓમાંથી કોઇ પોતાની દીન ઉપર ઓસ્તવાર રહયો હોય યા મુસલમાન થયો હોય તો તે સર્વને માટે મારો એજ હુકમ છે."

આ રીતના ખુલ્લા મોટાં દિલના સખુનો ફરમાવીને હજરત **અલી** શેવટે શું લખે છે તે જુઓ: "પરવરદેગારની તથા તેના પેગામ્બરની રજામંદી આ વાતમાં છે કે આ ફરમાનને તાબે રહે. અગર જો કોઇ એથી ઉલટો ચાલશે તથા જુલ્મ જાસ્તી કરશે તો તે ઉપર તેઓ તરફનો ગજબ પડશે, અને મારી તરફથી તેવા [ જુલ્મ કરનારા ] લોકોને વાસ્તે કેયામતના દહાડા સુધી કીનો તથા અદાવત રહેશે."

હજરત **અલી**નું આ મુબારક ફરમાન [૧] તે સાહેબના બેટા **હુસેને** લખેલું છે. હજરત **અલી**ની ખેલાફતમાં એ લખાયું હતું, જે પછી

---

[૧] જુઓ આ તેમજ હજરત મોહમદનાં ફરમાન બાબે "તકવીઅતે દીને માજદીઅસના." આ ફરમાનો બાબેના દાખલા "હબીબુસ સીઅર," "મનાકેબે મુર્તજવી," અને "જલા ઉલ અયુન" નામની ફારસી કેતાબોમાં પણ છે.

બીજેજ વરસે તે નામવરનું ખુન થયું હતું. (ઇસ્વી ૬૬૦) આ એહદ-નામાઓથી તે જમાનાના પારસીઓ પોતાને મોટો ટેકો સમજતા હશે, પણ રાજપાટ ગયું ત્યારે અને તે પછી નજદીક બે સદી સુધી તેઓની જે કતલ ચાલી અને ત્યારબાદ હમણા સુધી ચાલુ રહી તે ઉપરથી અફસોસ સાથ જોવાનું છે કે હજરત **મોહમદ** કે હજરત **અલી**ના હુકમ મુજબ કોઇ ચાલ્યું નથી અને પારસીઓનો બચાવ કોઇએ કરવાની દરકાર રાખી નથી. હજરત **મોહમદ** પારસીઓ બાબે કેવો સારો વિચાર રાખતો હતો તે આ ઉપરથી પણ જણાય છે કે તે સાહેબના એક સોહબતી **અબુહોરેરા** (અથવા જેને **અબ્દુલ રહેમાન** પણ કહે છે તે) નીરવાયતમાં લખ્યા મુજબ **મોહમદ** કહેતો હતો કે, "અગર ઇમાન પર્વીન (આકાશમાંનાં હફતરંગ અથવા કૃત્તિકા નક્ષત્રના સેતારાઓનો ઝુમખો Pleiades) ઉપર લટકેલું હોત તોપણ પારસીની ઓલાદ ત્યાં જઇ તેને પોતાના સ્વાધીનમાં લેત." એક બીજી રવાયત મુજબ—"અગર ઇમાન પર્વીનની પાસે હોત તોબી પારસીઓમાંથી એક યા વધારેને તે મળી શકત." આ જાતની સર્ટીફિકેટ પારસીઓને આપનાર પેગામ્બર કેવાં મોટાં દિલનો અને તેમનાં કામોથી કેવો માહિતગાર હોવો જોઇએ!

---

# નોશીરવાન (આદેલ).*

## પાદશાહ અને તેની રૈયત.

### પાદશાહનું પેહલું ભાષણ.

**નોશીરવાન**[1] તખ્તનશીન થયો તેવારથી **વાઘ અને બકરી** એક હોવાડે પાણી પીતાં થયાં, યાને જાલેમોનો જુલમ ગરીબો ઉપરથી દુર થઇ ગયો. તમામ અનજુમન મેળવીને નોશીરવાને ખોદાની સ્તુતી કરી કહી સંભળાવ્યું કે— "ખોદાની બક્ષેશથી આપણી દીન નેકી અને મેહેરબાની ભરેલી હોજને, કાંયજે ખોદાથીજ નેકી બદી, મોરાદ

* બેહસ્તનશીન બ. પા. દેસાઈનું સાસાની શાહનામું સફે ૧૦૯.

૧ આ નામ "અનુશેહ રવાન" નું ટુકું રૂપ છે, કે જેનો અર્થ "પવિત્ર જાનનો" એવો થાય છે. કોબાદના ચાર બેટાઓમાં તે સર્વથી નાનો હોવા છતાં ઘણોજ બાહોશ અને રાજ ચલાવવાને બધી રીતે લાયક હોવાથી તેનેજ પસંદ કરવામાં આવ્યો હતો. તેનું અસલ નામ ખુસરો હતું. ખુસરો એટલે પાદશાહ. પાદશાહ કોબાદ તા૦ ૧૨ મી સપટેમ્બર ૫૩૧ ને દિને મરણ પામ્યો હતો, અને પાદશાહો દે માહિનો ને હોરમજદ રોજે—યાને સુરજ મેષ રાસીના બુરજમાં દાખલ થતો તે દિને—તખ્તે બેસતા કહેવાય છે, માટે જો કે નોશીરવાન બાપનાં મરણ પછી છ મહિને તખ્તનશીન થયો હતો, તોપણ ૫૩૨ ના માર્ચ માસની તા૦ ૨૧ મીએ તખ્તે બેઠા પછી તેના અમલનું બીજું વરસ શરૂ થયલું ગણાય છે. મિરખુંદ અને સિન્સેલસ નામે લખનારાઓ મુજબ નોશીરવાને ૪૮ વરસ રાજ્ય ભોગવ્યું હતું, તે ઉપર મુજબ શરૂઆતના છ માસને પહેલું વરસ ગણવાથી બરાબર મળી રહેછે; પણ તેમ નાહ ગણવાથી બીજા મહમદિયાન તવારીખનવેશો મુજબ આ પાદશાહનો અમલ ૪૭ વરસ અને ૮ માહનાનો હતો. તેના સિક્કાઓ ઉપરથી પણ ૪૮ વરસ મળી આવેછે, પણ અમલનું ૪૮ મું વરસ તા૦ ૨૨ મી માર્ચ ૫૭૮ થી બેઠું અને તા૦ ૨૧ મી માર્ચ ૫૭૯ ને દિને આખર થયું હતું; માટે એ બાર માસની મુદતમાં નોશીરવાનનું મરણ નિપજવું જોઇયે, કે જે માટેનો નકી દિવસ મળતો નથી. પણ રૂમી શેહેનશાહ ટેબીર્યસે તખ્ત લીધા પછી પાદશાહની દરબારમાં એલચીઓ મોકલ્યા ત્યારે ૫૭૯ નાં સાલના શિયાળાની અથવા વસંતની શરૂઆતની મોસમ હતી, તે ઉપરથી એટલું નકી થાય છે કે ૫૭૯ ના ફેબરૂઆરી સુધી નોશીરવાન હઇયાત હતો. આ ઉપરથી નોશીરવાનનો અમલ ૪૭॥ વરસનો નકી થાય છે.

નામોશી, શાદી, ગમી, સખ્તી અને નાતવાની, આસમાનના દોર મુજબ પેદા થાય છે. મગર આસમાન ખોદાના હુકમથીજ ફરતો છે, માટે આપણે ખોદાનાં ફરમાન મુજબ ચાલવું જોઇયે. જો પાદશાહ દુનીયાની દાદ દેશે તો પોતાની નેકબખ્તીથી સુખી થશે, અને જો બદી કરશે તો ગોયા પોતાના હાથથી પોતાનાં તન ઉપર બદી કરશે. આજે જે કામ થતું હોય તે કાલે કરવા ઉપર રાખવું નહી, કાંયજે આપણુને ખબર નથી કે કાલે વખ્ત કેવો આવશે. બાગમાં ખીલેલું ફુલ આજે નહી તોડશું ને કાલે લેવા જશું તો નકામું થઇ પડશે. આપણા તનદોરસ્તીના વખ્તમાં બીમારીના વખ્તને ભુલી જવો નહી જોઇયે; તેજ મુજબ જીંદગી છતાં મોતનેબી ભુલવું નહી. જેમ ઝાડના પાતરાંને પવન સાથે નીસબત છે તેમ જીંદગીને મોત સાથે નીસબત છે. દરેક કામમાં સુસ્તી કરવી તે તો તે કામને બીગાડવા સરખું છે."

## આરબ પાદશાહની ફરીયાદ.*

મદાએન તરફ કુચ કરતાં માર્ગમાં દુરથી એક લશ્કર આવતું નજર પડ્યું, તે મધેથી એક સવારે અગાડી દોડી આવી નોશીરવાનને જાહેર કીધું કે **આરબનો પાદશાહ મંજર** તારી પાસે આવેછે.

મંજરે આવી નોશીરવાનની મુલાકાત લઇને અરજ કીધી કે, "તું શાહનશાહ હોવા છતાં રૂમી કએસર તારે તાબેનો થઇ પોતાની ખુશીથી બીજાના મુલક ઉપર સવારી કરે તો તું નામદારે તેને કતલ કરવો જોઇએ. અગર તું નામદારે તેમ કરવાનો તેને હુકમબી આપ્યો હોય તો હું જેવો એક પાદશાહ તારે તાબે આવેલો છું. ગમે તેમ હુકમ કર."

આ વાત સાંભળી નોશીરવાને ભારે કોપાયમાન થઇને કહયું કે, "**રૂમી કએસર આટલી બધી મગરૂરી કરેછે** તેથી એક એલચીને મોકળી કેહેવાડું છું કે અગર વાઘ ગોરખરનો પીછો પકડવા માગે તો તેના કવાબ કરી શકે; તે વાત સમજયા વના તું મંજર ઉપર હાથ લાંબો કરવા ચાહતો હોય તો તારે જાણવું જોઇયે કે મુલુકોને બક્ષનાર હું પોતે નોશીરવાન પાદશાહ છું. હું તેમ કરવા ચાહું તો બની શકે, મગર કએસરની મકદુર નહી કે મંજરનું નામ લઇ શકે; અગર

* મી૰ બરજોરજી પા૰ દેસાઇનું "સાસાની શાહનામું" સફે ૧૧૫ થી ૧૧૮.

રૂમ ઉપર લશ્કર મોકલું તો તારી ફોલાદની તલવાર મુમનાં જેવી થઇ જાય.”[1]

## રૂમી કએસરની સરકશી.

એલચીએ જઇને કએસરને નોશીરવાનનો આ સંદેશો કહી સમજાવ્યાથી કએસરે જવાબ દીધો કે “મંજરે મારી સાથે બરાબરી કરતાં વીચાર કીધો નથી કે હું કેવો છું. માટે હું તો ખરો કે મંજરની પાણી વગરની સુકી જમીનને ભાલાનાં પાણીથી (લોહીનો) દરીઆવ કરી મેલું.”

એલચીએ પાછો આવી નોશીરવાનને ઉપલો જવાબ દીધાથી તે નામદારે લડાઇની તૈયારી કીધી. એક લાખ લશ્કર તૈયાર કરી મંજરને હવાલે કીધું, અને પછી નોશીરવાને એક એલચી સાથે કએસર ઉપર બીજું નામું લખી મોકલ્યું, જેમાં જણાવ્યું કે, “તું ગમે તેવો રૂમનો પાદશાહ મોટો હોય તોપણ અરબના મુલુક ઉપર તારો હુકમ ચાલી શકતો નથી. વરૂની ચુંગાલમાંથી બકરૂં છોડાવી લઇ જવું ઘણું મુશ્કેલ કામ છે, માટે કોલ તોડીને તારા મુલુકની હદથી અગાડી દગલું મેળતો માં, અને મંજરના મુલુક ઉપર લશ્કર મોકલતો માં. જો તું તેમ કરશે તો તારાં તખ્તને પાએમાલ કરી નાખીશ.”

એલચીએ જઇને કએસરને નોશીરવાનનું નામું પોંહોંચાડયું તે તેણે વાંચીને જવાબ લખી એલચીને પાછો મોકલ્યો. તેમાં લખ્યું કે—“તારા વજીરથી ચોકસ કર કે રૂમીઓએ કેયાની પાદશાહોને ખંડણી આપેલી નથી, પણ રૂમીઓએ લીધેલી છે; તેમ હું તારી પાસે ખંડણી

---

૧ નોશીરવાનને રૂમ સાથ લડાઈમાં ઉતરવાનું ફિર્દૂસી મુજબ મુળ કારણ મંજર હતો. પણ તેમ નથી. મંજરને ઈરાન સાથ દોસ્તી હોવાથી તે વખતના રૂમી શેહનશાહ પ્રખ્યાત જસ્ટીન્યને તેને પોતાને તાબે કરી લેવા માંગ્યો હતો. પણ તે ઉપરાંત રૂમી કએસર દેશ પરદેસ પોતાના સરદાર બેલિસેરિયસ (ફિર્દૂસીને, ‘ફરફુરીઉસ’) મારફતે ઘણીએક ફતેહો મેળવી હતી તેથી ત્યાંના રાજાઓ અને પાદશાહો પાયતખ્ત મદાઈન ખાતે નોશીરવાનની દરબારમાં ફરિયાદ લાવ્યા હતા. ફરિયાદનું કારણ તેઓએ એમ રજુ કીધું કે ઈરાન અને રૂમ વચ્ચે “જાવેદાનની સુલેહ” થયલી છે માટે તેનો લાભ લઈને રૂમીઓ આ રીતે નાનાં રાજ્યોને કચડી નાખવા માગેછે, કેમકે તેઓનો ઉસ્તાદ ઈરાન સિવાય બીજો કોઈ નથી. રૂમીઓએ સુલેહનો ભંગ કરી પાદશાહને કારણ આપવાથીજ નોશીરવાન તેઓનાં મુલુક ઉપર ચઢાઈ લઈ ગયો હતો.

લેવા માગું છું. તું એ સાંભળેલું ખી હશે કે સેકંદર હમારામાંનો હતો.[1] તેણે ઇરાનમાં શું શું કીધેલું હતું? તેની તરવારની વાત છુપી નથી તેવું છતાં તું મારી ઉપર સાહેબી ભોગવવાનો દાવો કરે છે તો લશ્કર લઇને હું તારી સામણે આવું છું. મારો મદદગાર ઇસા છે."

એલચીએ આ નામુ લાવી નોશીરવાનને વંચાવ્યાથી પાદશાહે દસ્તુરો, મોબેદો અને દાનાઓ સાથે ૩ દીવસ સુધી વીચાર કરીને તમામ લશ્કર રૂમ જવા સારૂ આજર આબાદગાન તરફ રવાના કીધું, જ્યાં **આજર ગોશસ્પની દરઘા (આતશકદેહ) આવી** ત્યાં દુરથી ઘોડા ઉપરથી ઉતરીને દરઘામાં ગયા. **નોશીરવાને પાક દસ્તુર પાસેથી બર્સમ માંગી** લઇ બંદગી કરી દુવા માંગી, તેની સાથે તમામ દસ્તુરો, મોબેદો અને હીરબદોએબી ખાકમાં માથાં નાખી બંદગી કરી ખોદા પાસે એવી દુઆ માંગી કે ખોદાતાલા હમોને વાજબી ઇનસાફ આપીને રૂમનાં કામમાં ફતેહમંદી આપજે.[2] પછી સર્વેને બક્ષેશ કરીને આતશની દરઘા આગળ છાવણી નાખી અને તમામ ઇરાની સરદારો ઉપર ફરમાનો લખ્યાં કે, "સર્વે સરદારોએ પોત પોતાને હસ્તકના મુલકોનો પુરતાં લશ્કરથી સંભાળ રાખવો અને મારા વાવટાની નીશાન જોવા વગર દુશ્મનથી ફરેબ ખાઇ તેને દખલ નહી આપવો."

---

૧ આપણા શાયરની અહીં ચુક છે. આ જગાએ રૂમી કએસરને માટે તે લખેછે, જેનાં મુખમાં આપેલા આ શબ્દો (કે "સેકંદર અમારામાંનો હતો") કેવળ ખોટા છે. સેકંદર યુનાની ગણાય, તો જોકે તે તો મેસિડોન્યન અથવા મકદુની હતો, પણ તે રૂમી તો ગણાયજ નહિ. સેકંદરના જમાનામાં રૂમીઓનું રાજ્ય આટલો બધો ફેલાવો પામેલું હતુંજ નહિ.

૨ હાથમાં બર્સમ પકડીને ભણવું, અને બર્સમ પકડીને બાજ ધરી જમવું એ અથોરનાનોનું કામ હતું. આગળા કેયાની પાદશાહો જેમ મજહબના વડા ગુરૂ તેમજ રાજ્યના વડા હાકમ હતા; તેજ તરીકો સાસાની જમાનામાંબી ચાલતો હોય તેમ પાદશાહો દીનની જોડે દુનિયાના પેશવા ગણાતા હતા; અને અર્દશીર બાબકાનથી નોશીરવાનના તેમજ યઝદેજર્દ શેહેરિયાર સુધીના પાદશાહોના સંબંધમાં ફિર્દૂસી આપણને જણાવી જાય છે કે તેઓ દીનના મોટા મદદગાર હતા, આતશની સેતાયશ કરનારા હતા, અને બર્સમ વિના બંદગી કરતા યા ભોજન લેતા ન હતા.

આ બાબતના સંબંધમાં એક બીજી વાત જાણવાજોગ એ છે કે આજર ગોશસ્પની દરગાહ સર્વોપરી હતી, તે આજર આબાદગાનમાં હતી, અને લડાઇમાં ઉતર્યા આગમજ પાદશાહો યારી માંગવા તથા ફતેહ થયા પછી શુક્રગુજારી માટે ત્યાં જતા હતા.

## રૂમી શેહેરોની ફતેહ.

**આતશનાં દરઘા છોડી નોશીરવાને રૂમનો માર્ગ પકડયો.** જે જે શેહેરોમાં તે ગયો ત્યાંના સરદારોએ હદીઓ મોકલી જોઇએ તેવો આશરો આપ્યો. મુસાફરીમાં દરરોજ શીકાર કરતાં અને રાતે હુન્નર સરદારો સાથે મજલસ કરતાં અંતે નોશીરવાન રૂમ[૩] જઇ પુગો અને લડાઇ માટે લશ્કર ગોઠવવાની તૈયારી કીધી. લશ્કરનો સરદાર શીરોએ બેહરામ નામનો હતો, જેણે લશ્કરની ડાબી બાજુની ફોજ ફરહાદને સોંપી અને જમણી બાજુની ફોજ ઉસ્તાદ બુર્ઝીનને સોંપી. વળી તમામ ખોરાકીની સંભાળ રાખવા ગોશસ્પને નેમ્યો. લશ્કરની હરોલમાં મેહેરાનને રાખ્યો. ચોકી પેહેરાનું કામ હોરમજદ ખુરરાદને હવાલે કીધું. શીરઝાદને લશ્કરથી કોઇના જાનમાલની ખરાબી નહીં થાય અને લશ્કરીઓ પોતપોતામાં કજીઓ બખેડો નહી કરે તેનો પુરતી રીતે સંભાળ રાખવાને મુકરર કીધો. એ સઘળી ગોઠવણ છતાં નોશીરવાન પોતે જાતેબી લશ્કરમાં રાતે અને દીવસે ફેરી ફરતો રહ્યો. માર્ગમાં કોઇ લશ્કરી મરણ પામે ત્યારે તેનું દુખમું બનાવી તેનાં જે હથીયાર અથવા સોનું રૂપું હોય તે સુધાં **તેને દુખમે ચહડાવતો.**[૧] નોશીરવાનની ચાલ આફતાબના જેવી હતી, યાને ગરીબ કે તવંગર હોય તે સર્વેને તે એકસરખો ઇનસાફ આપતો હતો.

જેવારે ઇરાનથી ગુશ્તાસ્પ રૂમ ગયો હતો તેવારે શેરઆબ નામનાં શેહેરમાં રહ્યો હતો. તેજ શેહેરમાં જ્યારે નોશીરવાન આવી પુગ્યો ત્યારે

---

૩ ફીર્દૂસી રૂમ કોને કહેવા માંગેછે તે નકી જણાતું નથી. આપણ આગળ જણાવી ગયા તેમ રૂમી શેહનશાહનું પાયતખ્ત રૂમ તે કાંઈ અસલનું રોમ શેહેર નહિ પણ આજનું કોન્સ્ટાન્ટીનોપલ શેહેર હતું. હવે નોશીરવાન કાંઈ એ શેહેર સુધી જઈ પુગ્યો ન હતો. તે તો મદાઇનથી લશ્કર લઈ ઈરાનની સરહદ છોડી રૂમી મુલકમાં દાખલ થયો, જે શેહેરો તાબે થયાં તેઓ કનેથી ખંડણી લેતી કીધી, જેઓ સામે થયાં તેમને લડાઈમાં હરાવી તેઓ કનેથી સોનાનો ભારી દંડ લીધો. એમ ફતેહ કરતો પાદશાહ અંતે મોટાં રૂમી શેહેર એંટિયોક ખાતે જઈ પુગ્યો. ફિર્દૂસી જેને રૂમી પાયતખ્ત ગણે છે તે આજ શેહેર હતું.

૧ જરતોશ્તીઓ સાસાની જમાનામાં દુખમે ચઢતા હતા, એટલુંજ નહિ પણ જ્યાં દુખમું નહિ હોય ત્યાં તેમને થકી દુખમું બનાવવામાં આવતું હતું—પછી તે એકજ માણસને થકી પણ કાં નહિ હોય—તે આ ઉપરથી સમજાય છે. હિંદુસ્તાનના જે જરતોશ્તીઓ જ્યાં દુખમું બાંધેલું ન હોય ત્યાં લાશને દુખમે ચહડાવવાને બદલે દાટે છે તેઓને આ દાખલા ઉપરથી શિખવાનું છે કે ગમે તેવી અજાણી જગા હોય તોપણ લાશને તો દુખમેજ ચઢાવવી, અને તેને માટે દુખમુજ બનાવવું, પણ કબર ખોદી લાશને તેમાં દાટવી નહી.

તેણે એક બુલંદ કીલ્લો દીઠો, જેમાં દાખલ થવાનો માર્ગ નહી માલુમ પડવાથી તે કીલ્લાને આગ લગાડીને તેને જમીન બરાબર કરી મેળ્યો, જેથી તે જગાના માલદારો ઘણુંએક નજરાણું હાથી ઉપર લાધી લાવી નોશીરવાન પાસે માફી માંગીને તાબે થયા. હાંઆંથી આગળ ચાલતાં એક બીજો કીલ્લો નજર આવ્યો, તે મધે રૂમના પાદશાહ (કએસર)નો ખજાનો ભરેલો હતો. તે ઉપર તીરનો મારો ચલાવી તેનેબી બાળી ખાક કરી નાખ્યો. તેમાંનો ખજાનો લશ્કરે લુંટી લીધા પછી નોશીરવાન ત્યાંના લોકોને માફી બક્ષીને આગળ ચાલ્યો. માર્ગમાં તેને ખબર મલી કે રૂમનો પાદશાહ લશ્કર લઇને સામો આવે છે.

## રૂમીઓની મોટી હાર.

ફરપુરીયુસ[2] નામના રૂમના સેનાપતીએ નોશીરવાન સામે લડાઇ ચલાવી, જેમાં રૂમનું ઘણુંજ લશ્કર કતલ થઇ ગયું, અને ફરપુરીયુસ પણ જખમી થયો. કેટલુંએક લશ્કર નાહાસી ગયું તેની પુઠે નોશીરવાને હુંબાલો પકડયો. જંગલના માર્ગમાં એક કાલીનુસ નામનો કીલ્લો હતો, તે મધેનાં લશ્કર સાથે ભારે લડાઇ ચાલતાં કીલ્લામાં કોઇ રહ્યું નહી. ઘણું લશ્કર માર ખાતાં નાહાસભાગમાં પડ્યું, પણ કેટલાક અમલદારોએ આવીને માફી માંગી. અંતાકીઆ,[3] જે રૂમના કએસર પાદશાહનું પાએતખ્ત હતું, તાંહાં તેને ખબર થઇ કે નોશીરવાન આવી પુગો છે. તેવારે રૂમનું લશ્કર સામું થયું, અને ૩ દીવસ સુધી નોશીરવાન સાથે ભારે લડાઇ ચલાવતાં આખરે રૂમીઓની હાર થઇ. નોશીરવાને કેટલાક સરદારોને કેદ પકડીને રૂમથી મલેલા ખજાના સાથે તેમને મદાએન મોકલી દીધા. શેહેરમાં જે હતા તે કએસરની સાથે નાહાસી ગયા, તેવારે નોશીરવાને ખાલી પડેલાં શેહેરમાં સઘળે ઠેકાણે ફરી આવીને

---

૨ ફરકુરીઉસ તે રૂમી સરદાર બેલિસેરિયસ, કે જેની મદદથી જસ્ટીનયને આફ્રિકા અને ઇટલીમા ઘણીએક ફતેહો મેળવી હતી.

૩ અંટિયોક શેહેર નોશીરવાન અહીં આવ્યો તેની ૧૪ વરસ આગમજ લાગટ ૧૦ માહના સુધી ધર્તિકંપના સખ્ત આંચકા ચાલુ રહેવાથી આ શેહેર નાશ પામ્યું હતું, પણ રૂમી કએસરે પુષ્કળ જર ખર્ચીને તેને ફરીથી બાંધીને પોતાનું પાયતખ્ત બનાવ્યું હતું. આ નવું શેહેર ઘણુંજ ભભુકદાર હોવું જોઇયે, કેમકે પાછલથી નોશીરવાને એજ શેહેરના નમુના ઉપર એક ઇરાની શેહેર વસાવ્યું હતું.

સરદારોને કહ્યું કે, "જેણે બેહીસ્તનો બાગ નહી જોયલો હોય તેણે અંતાકીઆને જોવું જોઇએ," એવું તે શેહેર દીલપજીર હતું.

પછી નોશીરવાને અંતાકીઆના નમુના જેવુંજ રૂમમાં એક નવું શેહેર બંધાવ્યું, જેનું નામ "જેએ ખુસરો" કરીને રાખી તમામ રૂમના કેદીઓના બંધ ખલાસ કરી તેઓને માલ તથા બક્ષીશ આપી જેએ ખુસરોમાં વસાવ્યા. તેવારે એક મોચીએ આવીને નોશીરવાનની આગળ ફરીયાદ કીધી કે "કાલીનુસ મધેનાં મારાં ઘરમાં હું રેહેતો હતો તે ઘરના દરવાજા આગળ તો ફળફુલનાં ઝાડો હતાં, અને આ ઘરની આગળ તો તેવું કંઇ નથી, તેથી નવાં શેહેરને હું પસંદ કરતો નથી!" નોશીરવાને હુકમ કરી મોચીને આંગણે ફળફુલનાં ઝાડ રોપી અપાવી તેને રાજી કીધો. પછી નવાં શેહેરની રખેવાળીનું ફરમાન એક યહુદીને લખી આપી નોશીરવાન અગાડી ચાલ્યો.

## કએસરનું શરણ થવું.

ફરફુરીયુસે કએસરને સમજાવ્યો કે નોશીરવાનનો જોર ભારી છે માટે સુલેહ કરવી જોઇયે. કએસરે વીચાર કરી ૬૦ ફીલસુફોને મેહેરાસ નામના ફીલસુફનાં ઉપરીપણાં નીચે કેટલોક ખજાનો અને કેટલાએક પોતાના બેશીઓને ઓલમાં આપવાને કબુલ કરી નોશીરવાનની હજુરમાં મોકલ્યા. મેહેરાસે નોશીરવાનને નમનતાઇથી જાહેર કીધું કે, "તમો અત્રે રૂમમાં ફતેહ પામેલા છો તેવું છતાં તમારૂં ઇરાન ખાલી પડેલું છે. હવે કએસર ઇરાનમાં જાય તેવારે બંધે મુલુકોની રસ્તાબેજ થઇ પડે. તેમ નહી કરતાં બેહેતર એજ છે કે આ ખજાનો અને ઓલમાં આપીયે તે સરદારોને તમારી સાથે રાખીને સુલેહના કાલકરાર કરવા જોઇયે."

નોશીરવાને આ વાત કબુલ કરવાની સાથે બીજી માંગણી એવી કીધી કે "કએસરે દર સાલ ૧૦૦ ગાયનાં ચામડાંના થેલા ભરીને દીનાર હદીઆની સાથે ઇરાનમાં પોહોંચાડયા કરવા અને **અરબના એમન શેહેરની** તરફ પોતાનું લશ્કર મોકલી તેઓને મુજાહેમ નહી થવું." આ માગણી કએસરે કબુલ કીધાથી નોશીરવાન રૂમથી પાછો ફરી શામના મુલકમાં આવી ઘણા દીવસ સુધી રહ્યો, અને શીરોએ

બેહરામ નામનો શામનો હાકમ હતો તેને કએસરવાળો બધો ખજાનો સ્વાધીન કરીને અરમન શેહેરમાં આવી પુગો.[1]

## નોશીરવાન આદેલના અદલ ઇનસાફના નમુના.

## અમીરોની ફરીયાદના જવાબો.*

---

નોશીરવાન વજીરોના આધાર ઉપર મુલકોનો સંભાળ રાખવા છતાં છુપ્યા જાસુસો રાખીને પણ ખબર રાખતો હતો. એક વખ્ત **વજીરોએ તેના ઉપર જુદી જુદી ફરીયાદો લખી મોકલાવી તેના જવાબમાં પાદશાહે નીચે મુજબ ફરમાન લખ્યાં:—**

"કોઇ વખતે હું ગુનેહગારોને સજા કીધા વના છોડી દેઉં છું તેનું કારણ એ જે જેમ એક વઇદ બીમારને સલાહ આપે તેમ એક મરતબે ગુનેહગારને શીખામણ દઇને છોડી દેઉં છું, અને વઇદની સલાહ મુજબ બીમાર નહી ચાલે ને બીમારીમાં વધારો થઇ પડે છે તેવારે વઇદે કડવું ઓશડ પાવું પડે છે તેમ બીજી મરતબે ગુનાહ કરે છે તેને હું સખ્ત સજા કરૂં છું.

"કોઇ પાસે મારા કરતાં વધારે ખજાનો હોય છે તો ખુશીથી તેનો સંભાળ રાખું છું.

---

૧ ફિર્દુસી મુજબ અહીં રૂમીઓ સાથની નોશીરવાનની લડાઇનું શેવટ આવે છે. પણ તેમ નથી. અંટાકીઆની ફતેહ પછી તો પાદશાહને અનેક મોટી લડાઇઓમાં ઉતરવું પડયું હતું. જેમકે આ રૂમી શેહેરની ફતેહ પછી કએસર જસ્ટીન્યન સુલેહ કરવા દોડતો આવ્યો, અને નોશીરવાને પોતાને મન ગમતી શરતો લખાવી, જેમાં લડાઇના દંડ દાખલ ૫૦૦૦ રતલ સોનું મેળવ્યું અને કેસ્પિયન સમુદ્રને માર્ગે ઇરાનમાં તથા રૂમી પ્રાંતોમાં ઘુસી આવતી જંગલીઓના અટકાવ માટે બાંધેલા કિલ્લાઓના નિભાવના ખર્ચ માટે દરસાલ ૫૦૦ રતલ સોનું લેતું કીધું. આ શરતો રૂમી શેહેનશાહે તરતજ તોડી અને લડાઇ તો જેમની તેમ ચાલુ રહી. લેજીકા નામનો એક પ્રાંત કાળા અને કેસ્પિયન સમુદ્રની વચ્ચે ઇરાનના તાબામાં હતો, તેને પોતાના કબજામાં લઇ રૂમીઓએ નવી લડાઇ બરપા કીધી અને ઇરાની મુલુક ઉપર તેઓ હુમલો લઇ ગયા, પણ એંગલનની મોટી લડાઇ (ઇસ્વી. ૫૪૩)માં રૂમીઓ હાર્યા, જે ઉપરથી થોડીક મુદતની સુલેહને ખાતર કએસરે નોશીરવાન જોગું નજરાનું મોકલાવ્યું, જેમાં ૨૦૦૦ રતલ સોનું તથા એક યુનાની હકીમ હતો. પણ આ સુલેહબી કએસરેજ તોડી. પાછી લડાઇ ઉઠી અને એકવાર ફરીને જસ્ટીન્યને ૨૬૦૦ રતલ સોનું સુલેહ તોડવાની ગુન્હેગારી દાખલ આપ્યું.

* મી૦ બ. પા. દેસાઇનું "સાસાની શાહનામું" સફે ૧૪૦.

"રૂમના કેદીઓમાં દુધમલ બાળકોની કેદી તરીકે લડાઇમાં પકડાયલાં હોય તો તેઓની માતાને હવાલે કરવાં, અગર કેદીઓના સગાવહાલાં થોડીએકની કીમત આપી પાછાં ખરીદ કરે તો આપી દેવાં.

"મારાં શેહેરમાં બે સોદાગરો છે, જે મધરાત સુધી રાગ સાથે વાજીંત્ર વગડાવે છે તેથી બીજા લોકોને નીંદ નથી આવતી; પણ તેજ રીતે અગરજો બીજા તવંગરોની રાત ગુજારે તો હું ખુશી થઇશ, કારણ કે રંગરાગથી કાંઇ દુખ ઉપજતું નથી.

"**ઇમનનો** પાદશાહ એવું કેહે છે કે હું (નોશીરવાન) **બાજ ધરૂં** છું, તે વખતે **ગુજરેલાં રવાનોને પ્રથમ યાદ કરૂં** છું, જેથી જીવતાં **માણસોને કંટાળો છુટે** છે. તેનો જવાબ એ જે જે કોઇ દાનેશમંદ અને નેક બુનીયાદ હોય તે **ગુજરેલાંઓને યાદ કરી પોતાની જીંદગીના શુકરાણા કરે.**[1] **જે ગુજરેલાને ભુલી જાય તેને તેઓનો દુશમન જાણવો.**"

## **યજદેજર્દ ૧ લો.***
## ઇરાનમાં બેદાદી.

---

બેહરામના નાંધલા ભાઇ **યજદેજર્દે**[1] તખ્ત ઉપર બેસી સરદારોને બોલાવીને કહ્યું કે, "મારી સખાવત અને મારા ઇનસાફથી તમે ખુશી

---

૧ ગુજરેલાં "રવાન"ની યાદ કરવા માટેનું ફિર્દોસીએ નોશીરવાનનાં મુખમાં મુકેલું આ કારણ કેટલીક રીતે અવસ્તાવાણીને બંધ બેસતું લાગશે. અહીં "રવાન" શબ્દ વાપર્યો છે તે "ફરોહર"ને.

* બેહરતનશીન બરજોરજી પાલનજી દેસાઇનું સાસાની શાહનામુ, સફે ૪૮ થી ૫૭, ૯૨ થી ૯૫.

૧ રૂમી લખનારાઓ અને સિક્કાઓ મુજબ યજદેજર્દ બેહરામનો ભાઇ નહિ પણ બેટો હતો, તે થંડા સ્વભાવનો અને નાહિમત હતો. રૂમની હાલત આ વેળા બહુ માઠી હતી. ત્યાંનો શેહેનશાહ આરકેડયસ પોતાના બેટા થિયોડોશ્યસની પરવરશી કરવાનું યજદેજર્દને સોંપી ગયો હતો, જે કામ પાદશાહે દિલોજાનથી પાળ્યું. તે ખ્રિસ્તીઓ તરફ બહુ રેહમદિલ હતો, જે ઉપરથી ફુલી જઇને મદાઇનના ખ્રિસ્તીઓએ ત્યાંનું મોટું આતશકદેહ બાળી નાખ્યું. આથી પાદશાહે ખ્રિસ્તીઓની કતલ ચલાવી તેમને આજેજ કીધા, જેથી તેને તેઓ "અથીલ" યાને "ઘાતકી"નું નામ આપી ગયા છે. પાદશાહે ઇસ્વી ૩૯૯ થી ૪૨૦ સુધી રાજ્ય ચલાવ્યું હતું. તેના સિક્કાઓ ઉપર આવો લેખ મળે છે કે "ખોદાને માનનાર, પાવત્ર, ઘણોજ સુલેહવાળો, ઇરાનના પાદશાહોનો પાદશાહ યજદેજર્દ." સિક્કાની બીજી બાજુએ આપેલા લેખમાં પણ "ઘણોજ સુલેહ ભરેલો યજદેજર્દ" એવું લખ્યું છે.

થઇને યજદાંની બંદગી કરતા રેહુજો. જેઓ મારાં વાજબી ફરમાનની વીરૂધ જશે તેઓને બરતરફ કરી ખરાબ કરીશ. હું મોબેદોની સલાહ લીધા વીના કંઇ કામ નહી કરીશ. ગરીબો ઉપર જેઓ સીતમ કરશે તેઓને ભારી સજા કરીશ. હું પોતે ગરીબો સાથે લાડ લડીશ. માટે મારાં ફરમાનને માન આપજો."

આ વાત સાંભળી સરદારો દીલમાં ધ્રુજવા લાગા. જેવારે તેની પાદશાહીનું કામ ચાલવા લાગું તેવારે તેનો દમામ વધતો ગયો, પણ સરદારોનાં દીલમાંથી તેનો પ્યાર ઘટવા લાગ્યો; કાંયજે તે પાદશાહીનું કામ ઉલટે માર્ગે ચલાવવા માંડવાની સાથે દાનેશમંદ સરદારોને ખુવાર કરવા લાગો. દેશેદેશના સરદારો, પેહેલવાનો, મોબેદો, સર્વે એકમળતા થઇને પાદશાહની હજુરમાં જઇ શીખામણ દેવા લાગા, પણ તેઓના સવાલોનો એક જવાબબી પાદશાહે દીધો નહી, પણ ઉલટી જફા ગુજારવા લાગો. દરેક પ્રાંતમાંથી લોકો ફરીયાદ લાવતા તે ફરીયાદ પાદશાહની આગલ લઇ જતાં તેનો જે ખાસ દસ્તુર (વજીર) હતો તેબી આનાકાની કરવા લાગો કે મબાદા પાદશાહ તેનેબી આસેબ પોંહુંચાડે! તેથી દસ્તુર લોકોને સમાધાનીભરેલા નરમ જવાબ દઇ પાછા મોકળતો. તે વજીર પણ સઘળા સરદારોની સાથે એકમલતો થઇ ગયો.

આવી બેદાદી સાથે યજદેજર્દે સાત વરસ રાજ ભોગવ્યું, અને આઠમાં વરસના મેષ રાસીના **ફરવરદીન મહીના ને અહુરમજદ રોજને દીવસે તેના એક દીકરાએ જન્મ લીધો. તેનું નામ બેહરામ કરીને રાખ્યું.** પાદશાહના બે જોષીઓ ઘણાજ કાબેલ હતા. એકનું નામ સરોશ અને બીજાનું નામ હુશીયાર કરીને હતું, તેઓને પોતાની નજદીક બોલાવીને બેહરામનો સીતારો કેવો છે તે વીશે સવાલ કીધો. તેઓએ રૂમી જીચો (પંચાંગો) ઉપરથી જોસ્તેજો કરી જવાબ દીધો કે, "એ બાળક તમામ જેહાનનો પાદશાહ થશે અને હમેશાં ખુશીભરેલો પરહેજગાર રેહુશે." તે વાતથી સર્વે ખુશી થયા, પણ સરદારો તથા વજીરોએ એક સભા ભરીને વીચાર કીધો કે "જો એ બાળક યજદેજર્દ પાદશાહની સાથેજ રેહુશે તો પાદશાહની સઘળી બદ ખસલત શીખશે અને જુલમનો પેશો જારી રાખશે, કે

જેથી મોબેદનો કે દસ્તુરનો કે પેહલવાનોનો વકર રાખશે નહી." માટે સંધા એકમળતા થઇ પાદશાહને કેહેવા લાગા કે, "બધી દુનીયાના પાદશાહો તુંને જગાત આપે છે અને તારાં ફરમાનને તાબે થયલા છે, માટે કોઇ શેહેરમાં ખબરદાર ઉસ્તાદ હોય તાંહાં એલમ હુનર શીખવવા બેહરામને મોકલવો જોઇયે; તે અત્રે કોઇબી શીખામણ માનતો નથી માટે એ બાળક હુંનર એલમ શીખશે તો પાદશાહી કરવાને લાયકનો થશે."

## પણોતો પુત્ર.

આ ઉપરથી પાદશાહે દરેક મુલુકના હુશીયારોમાં હુશીયાર જે દાનેશમંદ મોબેદો વગેરે હતા તેઓને બોલાવી મંગાવ્યા, તેમાં **અરબસ્તાનનો પાદશાહ નોઅમાન મંજર નામનો**બી આવેલો હતો. સઘળા દાનેશમંદોમાં નજુમ વગેરેનો હુંનર નોઅમાન વધારે રાખતો હતો, તેથી બેહરામને હુનર શીખાડવા નોઅમાનને સોંપી આપ્યો, અને **તેને ઇમનના પાદશાહીનું ફરમાન આપવાની સાથે મોટો સીરપાવ આપી અરબસ્તાનના તે શેહર તરફ રવાના કીધો. બેહરામની સાથે** જોઇયે તેવા અસ્બાબ અને કેટલીએક દાઇઓને પણ આપી. બીજા સરદારો તથા નજુમીઓ જે દેશાવરો ખાતેથી આવેલા હતા તેઓને સારાં ઇનામો આપી રવાના કીધા.

**નોઅમાન જયારે ઇમનમાં બેહરામને લઇને દાખલ થયો ત્યારે ભારી ધુમ સાથે આરબનું લશ્કર સામણે લેવા આવેલું હતું.** નોઅમાન ઇમનમાં જઇ આરામ પામ્યો ત્યારે બેહરામને સારૂ ચાર મોટા ખાનદાનની આયા અને બે આરબ અને બે કેયાની તોખમના ગૃહસ્થોને ખીજમતમાં રાખ્યાં. બેહરામની ચાર વરસની ઉમર થઇ ત્યાંસુધી તેને દુધનો ખોરાક આપ્યો; જયારે સાત વરસની ઉમર થઇ ત્યારે બેહરામે મંજરને કહયું કે "હવે તું મને સારા કાબેલ ઉસ્તાદને સોંપી આપ કે જે મને એવા હુનર શીખાડે કે તે પાદશાહીને લાયકના હોય." મંજરે ત્રણ મોબેદોને બેહરામને તાલીમ આપવા માટે મુકરર કીધા, તે મધે **એક મોબેદ લખવા વાંચવાનું શીખાડે; બીજો મોબેદ શીકારબાજીનું કામ શીખાડે** (જેમાં વાઘ ચીતાબી હોયછે), અને **ત્રીજો મોબેદ દડી દાવ, તીર કમાન અને શમશેર**

**બાજીનું કામ દેખાડે,** તથા તેની સાથે ઘોડાની સ્વારીનું અને પાદશાહી કરવાની રીતભાતનું કામ પણ શીખાડે.

આ ત્રણે મોબેદોથી ત્રણ જાતની તાલીમ લઇને બેહરામ ઉસ્તાદોની બરાબરનો ખબરદાર થયો ત્યારે મંજરે તે ઉસ્તાદોને ઇનામ આપી તેઓને દેશ રવાના કીધા, પછી બેહરામે મંજર પાસેથી પોતાની સ્વારી સારૂ ઘોડા મંગાવ્યા. મંજરે ૧૦૦ ઘોડા હાજર કીધા તે બધા મધેથી **બે ઘોડાએજ માત્ર બેહરામને બેસવાને પીઠ આપી;** બાકીના નકામા હતા તેમણે પાછા મોકલ્યા. આ બેમાંનો એક આરબી ઘોડો હતો અને બીજો કુફેથી આવેલો હતો.

બેહરામે મંજરને ફરમાશ કીધી કે હવે મને ઓરત પરણવી જોઇયે, કે જેથી ફરજંદ પેદા થાય, અને યજદાં ખુશી થાય. મંજરે ૪૦ રૂમી ઓરતો હાજર કીધી તે મધેથી બેહરામે બે ઓરત પસંદ કરી લીધી. હવે બેહરામનું દરરોજનું કામ તો શીકાર કરવા જવાનુંજ હતું.

## શાહજાદા બેહરામની શીકારબાજી.

**બેહરામ** એક દીવસે છડી સવારીએ પોતાની રૂમી ઓરત આજાદેહને સાથે લઇને શીકારધા ગયો. ત્યાં હરણનું એક જોડું નજર આવ્યું, બેહરામે આજાદેહને પુછ્યું કે "માદા જવાન છે અને નર બુદો છે: માટે એ બંધે મધેથી તું કેહે તેને તીરથી મારૂં."

આજાદેહે જવાબ દીધો કે, "એવી રીતે હરણને મારવાથી મર્દાનગી નથી જણાતી. અવલ તું માદાને એકેકો તીર શીંગડાંની જગા પર માર ત્યારે તેબી શીંગડાંવાલા નરની પેઠે દેખાશે. પછી પેલો નર નાહાસવા માંડશે એટલે તેની પુઠે તું ઘોડો ઝોંકાવીને તેના કાન ઉપર ગલોલો માર કે જેથી તે પોતાના કાનને ખાંધ ઉપર નાખી દઇને પગે કરીને કાનને ખવડશે; એટલે પાછો એક તીર મારીને તેના પગ, કાન અને માથાંને એટલે એકજ તીરથી એ ત્રણેને સીવી લે તેવારે હું તુંને મર્દાનો જાણું."

બેહરામે બે કાપલાનો **એક તીર** પેલા નર ઉપર ફેંકી તેનાં માથાંપરથી **બંધે સીંડાં કાપી કાહડયાં,** જેથી પેલો નર સીંગડાં વગાનો થઇ માદાની મીસાલનો દેખાવા લાગો. તેજ પ્રમાણે બેહરામે પેલી માદાને

માથે સીંગડાંની જગા ઉપર બે તીર ફેંકયા, જે લાગુ પડવાથી માદા નરની મીસાલે તીરનાં સીંગડાંથી દેખાવા લાગી. તે જોઇને પેલી લોંડી આઝાદે ઘણીજ અચરતીમાં પડી. પછી બેહરામે એક બીજાં હરણનાં જોડાંની ઉપર ઘોડો દોડાવીને એક નરના કાન ઉપર ગલોલો માર્યો, જેથી તેને દુઃખ લાગું તે મટાડવા પોતાનો પગ લઇ જઇને કાનને ખવડવા લાગો. તેવામાં એક તીરથી પેલા નરનું માથું અને કાન અને પગ એકઠાં સીવી લીધાં, તે જોઇને આઝાદેને દયા આવી.

બેહરામે આઝાદેને કહયું કે, "એવી રીતે હું હજારો શીકાર મારી શકું છું."

આઝાદેએ બેહરામને કહયું કે "તું તો હારેમન છે! જો તું હારેમન નહી હતે તો આવી રીતે શીકાર કેમ કરી મારી શકતે?"

આ બોલ સાંભળતાંજ બેહરામે આઝાદેને ઘોડા ઉપરથી ઉઠાવી જમીન ઉપર પછાડીને પોતાના ઘોડાના પગ નીચે કચડી નાખી. તે દીન પછી બેહરામ શીકાર જતો ત્યારે લોંડીને સાથે લઇ જતો નહતો.

એક દીવસ ફરીથી બેહરામ શીકાર કરવા એક પાહાડ તરફ નીકળી ગયો. એ જગા ઉપર **એક વાઘ એક ગોરખરની પીઠ ચીડતો** હતો, તે જોઇને શાહજાદાએ એક તીર માર્યો, જેથી નીચે પડેલાં ગોરખર અને તેની ઉપરના વાઘ એ બંનેને શીવી લીધાં. ત્યારબાદ એક અઠવાડીયું નહી થયું તેવારે નોઅમાન મંજર તથા કેટલાક આરબ સરદારોને સાથે લઇને બેહેરામ શેકાર કરવા નીકળ્યો. મંજરની મતલબ એવી હતી કે બેહરામના જોર અને હુનરની ખુબી પેલા આરબ સરદારોને દેખાડે. જયારે શીકારનાં મેદાનમાં ગયા ત્યારે તે જગા ઉપર સીતેર મૂર્ગો એક બીજાની પુઠે સાંઢણીની માફક નાસતા જણાયા. બેહરામે તેમની પુઠે ઘોડો ઝોંકાવીને સીતેર મૂર્ગની કમરમાં એકેક પછી ચાર તીર માર્યા તે એવી રીતથી કે પેહલા તીરના જખમ મધેજ બીજા ત્રણ તીરબી એક સોએના જેટલા પણ તફાવત વગર દાખલ થયા હતા! પેલા આરબ સરદારો મધેથી એકે તપાસ કરી જોઇ ત્યારે એક જખમ મધેજ બીજા ત્રણ જખમબી દાખલ થયલા માલુમ પડયા, યાને પેહલા તીરને તથા તેના પીછને વીંધી બીજો તીર, બીજાને વીંધી ત્રીજો

તીર, અને ત્રીજાને વીંધી ચોથો તીર પેહલા તીરનાં જખમમાંજ લાગું થયલા હતા, બેહરામના હુનર ઉપર મંજરે તથા બીજા સરદારોએ આફ્રીન કીધી. પછી **મંજરે પોતાનાં એવાનમાં જઇને ઇમન શેહેરના ચીતારાને બોલાવી એક તસ્વીર ચીતરાવી, જે મધે બેહરામે જે પ્રમાણે પેલાં હરણોને તથા સીતાર મૂર્ગને તીરથી મારેલાં હતાં** તે પ્રમાણે નક્ષો ઉતરાવીને યજદેજર્દ પાદશાહ પાસે મોકલાવી દીધો. તે તસ્વીર તમામ લશ્કરે જોઇને બેહરામના અચરતી ભરેલા હુનર ઉપર આફ્રીન કીધી.

## શાહજાદા ઉપર બાપની ઇતરાજી.

યજદેજર્દે બેહરામને પોતાની હજુર ઇરાન બોલાવ્યો તે વેળા મંજરે કેટલોક ઉમદા હદીઓ **અરબસ્તાનથી પોતાના બેટા નોઅમાન**ની સાથે આપીને બેહરામને અસ્તેખર રવાના કીધો. જ્યારે શાહજાદો પાદશાહનાં શેહેરમાં દાખલ થયો ત્યારે તેને સામણે લેવા સારૂં યજદેજર્દે લશ્કરના સરદારોને મોકલ્યા અને ભારી દમામ સાથે બેહરામ આવ્યો તેને અને નોઅમાનને લાયક જગા ઉપર પોતાની નજદીક બેસાડયા તથા તેઓને રેહેવા સારૂં મેહલો એલાહેદા હવાલે કીધા.

નોઅમાનને એક મહીનો રાખી પચાસ હજાર દીનાર, દશ ઉમદા ઘોડા અને સરપાવ આપી કેટલોક તેનો તથા તેના બાપ મંજરનો ઉપકાર માનીને **ઇમન** રવાના કીધો. તેને બેહરામે એક નામું મંજર ઉપર લખી આપ્યું, તેમાં લખ્યું કે "યજદેજર્દની ચાલથી હું ઘણો દલગીર રેહું છું, કારણકે એક શાહજાદાને જેટલું માન ઘટે છે તે ન આપતાં મને એક ચાકરની બરાબર ગણે છે." વળી એ પ્રમાણે નોઅમાન સાથે જુબાનીથીબી કેહેવાડયું કે "પાદશાહ ઘણી ખરાબ રીતે પાદશાહીનું કામ ચલાવે છે," ઇત્યાદી.

નોઅમાન પોતાના બાપ મંજરની હજુર **ઇમનમાં** પાદશાહનું તથા બેહરામનું નામું લઇને ગયો તે વાંચીને મંજરે બેહેરામનાં નામાંનો જવાબ લખ્યો કે—"પાદશાહ નેકી અથવા બદીની જેબી ચાલ તારી સાથે ચલાવે તે ઉપર તારે રાજી રહીને તાબેદારી કરવી જોઇએ. તારા ખરચને સારૂ દશ હજાર દીનાર અને તારી લોંડીને તારી તરફ મોકળી છે. બીજા દીનાર અથવા જે ચીજ તુંને જોઇતી હોય તે મંગાવજે,

પણ પાદશાહની તો તાબેદારી કરતોજ રેહુજે." અને તેમજ બેહરામે પણ કીધું.

એક દીવસે બેહરામ પાદશાહની હજુરમાં ઉભેલો હતો. રાતનો વખ્ત હતો, જેથી બેહરામની આંખમાં ઉંઘનો ઝોંકો લાગો. તે ઉપર પાદશાહની નજર પડી તેવોજ ગુસ્સામાં આવી દરબાનને હુકમ કરી **બેહરામને બંદીખાનામાં નાખ્યો.** કોઇ વખ્તે નોરોજ અથવા જશનનો દીવસ હોય ત્યારે પાદશાહની આગળ લાવીને તે પછી પાછો બંદીખાને નાખતા. એક દીવસે તલીનોસ નામનો રૂમના પાદશાહનો એલચી હદીઓ લઇને આવેલો હતો તેની નજદીક બેહરામે પેગામ મોકલ્યો કે "વગર તકસીરે પાદશાહે મને કેદી કીધેલો છે, માટે પાદશાહ પાસેથી તું મને માંગી લઇને ખલાસ કર, એટલે **મારાં મા-બાપ કરતાં મારાં ઉપર વધારે હેત રાખનાર મંજર છે તેની પાસે હું જાઉં.**"

તલીનોસે પાદશાહને એલતેમાસ કરી બેહરામનો છુટકારો કરી આપ્યાથી શાહજાદો પોતાના લાગતાવળગતાને સાથે લઇ **મંજર તરફ ઇમન શહેર ખાતે જઇ પુગો.** નોઅમાન અને મંજર બંધે બેહરામને એસ્તેકબાલ લેવા ગયા, ત્યાં ઘોડા ઉપરથી ઉતરી મુલાકાત કીધા પછી બેહરામે પોતાના દુઃખની હકીકતથી તેઓને વાકેફ કીધા.

મંજરે પુછ્યું કે "યજદેજર્દ પોતાની બેઅકલીનો બદલો પામશે ખરો ?"

બેહરામે જવાબ દીધો કે "તે તો તેના ભવીષમાં લખેલુંજ છે."

પછી **ઇમનમાં જઇ બેહરામ મંજરની હજુર ઘણી ખુશી સાથે દીવસો ગુજાર્યા.**

## પાદશાહનું નવાઇ જેવું મરણ.

હવે યજદેજર્દને પોતાની પાદશાહાતની ખરાબી વીષે અંદેશો પડવા લાગો, તેથી તેણે શેહરે શેહરથી દાના મોબેદોને બોલાવી એકઠા કીધા, અને પોતાનું મરણ કયારે અને શી રીતે નીપજશે તે બાબે સવાલ કીધો.

મોબેદોએ જવાબ દીધો કે "જેવારે પાદશાહનો વખ્ત આવી પુગશે તેવારે 'સુ' નામના ચશમા તરફ પાદશાહને જવું થશે. એ

ચશ્મો તુસ શેહેર તરફ આવેલો છે. તેને દરીયાએ શેહેદ (મધનો સમુદ્ર)ને નામેબી ઓળખે છે. તે જગા ઉપર પાદશાહનું મરણ નીપજશે."

નજુમીઓથી આ ભેદ સાંભળીને યજદેજર્દ **ખુરદાદ બુર્જીન આતશ** અને ખુરશીદ ( સુરજ )ના સોગંદ લઇ બોલ્યો કે " કદીબી સુના ચશ્મા તરફ હું જનાર નથી કે જ્યાં મારૂં મરણ નીપજે."

આ વાતને ત્રણ માસ ગુજર્યા કે યજદેજર્દને નાકમાંથી લોહી જારી થવાનો રોગ પેદા થયો. વઇદો દવાઇનાં જોરથી એક હફતો લોહી બંધ કરતા ત્યારે બીજે હફતે ઘણુંજ વધારે લોહી નીકળતું, તેથી મોબેદે તેને કહ્યું કે ખોદાનો હુકમ એવો છે કે ચશ્મે સુ તરફ તારૂં મરણ નીપજશે, તે હુકમની વીરૂધ તેં સોગંદ લીધા કે તે ચશ્મા તરફ જવું નહી કે તારાં મોતનો બચાવ થાય. એ તો તુંએ ખોદાનો માર્ગ છોડીને ચાલવાનો ગુનાહ કીધેલો છે; માટે હવે તો તે ચશ્મા આગળ જઇને ખોદા પાસે માફી માંગ અને આજેજીથી બંદગી કરીને અરજ ગુજાર કે "મારાં મોતને સોગંદના ફાંસા મધે મારેથી બંધાઇ ગયું છે તેનો છુટકારો કરનાર તુંજ કીર્તાર છે." આ મોબેદના સખુનો પાદશાહને પસંદ પડવાથી તેણે ચશ્મે સુ તરફ જવાની તૈયારી કીધી.

ત્રણસો ડોલી (પાલકી) તેયાર રાખીને યજદેજર્દ પાલકીમાં બેસી રાતદીન મુસાફરી કરતો દરીયાએ શેહદ નજદીક જઇ પુગો, ત્યાં સુધી તેના નાકમાંથી લોહી જારી હતું. પછી થોડુંએક ચશ્માનું પાણી માથાં ઉપર લીધું અને યજદાનની બંદગી કીધી, તેની બરકતથી કેટલાક દીવસ લોહી બંધ થઇ તે આરામ પામ્યો. ત્યારે પાદશાહી દમામથી તકોબરી કરીને બોલ્યો કે " શું ખોદાની એવીજ મરજી હતી કે મને નકામો એક જગાપરથી બીજી જગા ઉપર રઝલાવવો ? "

એજ વખ્તે દરીયામાંથી એક દરીયાઇ ઘોડો નીકળી આવ્યો. પાદશાહે સીપાહીઓને હુકમ કીધો કે " એ ઘોડાને મારી નાખો. " સવારો તથા બીજાઓએ ફાંસા લઇને ઘોડાને ઘેરી લીધો, પણ જીન બાંધવાને અશકત થયા. ત્યારે પાદશાહે પોતે ઘોડા આગળ જઇ સવારના હાથમાંથી લગામ લઇ ઘોડાનાં મોહોડામાં આપી. પછી જીન તેની પીઠ ઉપર મેળીને તંગ બાંધી લીધો ત્યાં સુધી ઘોડો નરમ થઇને ઊભો રહેલો હતો, પણ જ્યારે પાદશાહે તેના પાછલા પગ આગળ જઇને દુમચી બાંધવા

માંડી ત્યારે ઘોડાએ પોકાર કરીને પોતાના બંધે પગની લાત પાદશાહનાં માથાં ઉપર મારી, જેથી તેનું માથું અને તાજ ધુલ મળી ગયાં, અને યજદેજર્દ **ખાકમાંથી પેદા થયલો તે પાછો ખાકમાં ગયો. મોબેદે સાતે સીતારાની ચાલ ઉપરથી** જેમ કહેલું હતું તેમ યજદેજર્દનું મરણ નીપજ્યું.

શાયર કહે છે કે જ્યારે સીતારાની ચાલ પ્રમાણે જે બનાવ બનવાનો હોય તે બને છે, અને માણસ જાત તે વાતથી નાચાર છે, તેવારે તો સીતારાની પુજા કરવામાં કશો લાભ નથી; માટે યજદાનની બંદગી કરી તે સાહેબ પાસે આશરો માંગવો જોઇયે; કાંયજે તે સાહેબેજ આસ્માનને અને સીતારાનેબી પેદા કીધેલા છે.

હવે પેલો ઘોડો પાછો પાણીમાં પડીને ગેબ થઇ ગયો અને લશ્કર પાદશાહનાં મરણ ઉપર માહેતમ કરી બોલવા લાગ્યું કે "અરે યજદેજર્દ! તારી છેલી ઘડી તુસ શેહેરમાં પુરી થઇ." પછી એક મોબેદે આવીને યજદેજર્દની લાશને ચીરીને તે મધે કપુર અને કસ્તુરી દાખલ કરી લાકડાંની પેટીમાં મેળી સુનાનું તાબુત બનાવી પાર્સ મોકળી દીધી.

---

## નવો પાદશાહ ખુસરો.

### ઈરાન ઉપર ચોતરફની ચઢાઇ.

જો કોઇથી બની શકે તો પાપ કરવા કરતાં દીનનાં ફરમાન પ્રમાણે ચાલવું બેહતર છે. ઇરાનના સરદારો, મોબેદો, પહેલવાનો, જેવાકે ગુસ્તહમ, કારન બીન ગોસસ્પ, મીલાદ, આરસ, અને પરવીઝ, જેઓ યજદેજર્દનાં જુલમથી કંટાળેલા હતા તે સઘળા યજદેજર્દનાં દુખમાં આગળ ભેગા થઇ બોલવા લાગા કે "યજદેજર્દ જેવો નાપાક પાદશાહ કોઇએ જોયલો તો નહી હશે પણ આગલા જમાનામાં તેવો થઇ ગયલો સાંભળેલોબી નહી હશે; માટે તેની તોખમના કોઇને તખ્તપર બેસાડવો નહી. જોકે બેહરામ (ભલો) છે તોબી તે એની તોખમનો છે, અને વળી મંજરની મતલબ ઉપર ચાલનારો છે, માટે તેવા જુલમી (બાપના દીકરા) ને તખ્ત આપવું નહી."

એ બાબતનો ઠરાવ કરી સઘળાઓએ સોગંદ લીધા અને ઘર આવી નવા પાદશાહની શોધ કરવા લાગા. તેવારે અલાનશાહ, પાર્સનો પેહલવાન બીવરદ, શકખાન, બેહેજ્નદ બુર્જીન રૂસ્તમની ઓલાદનો, અને સામ કેકોબાદની ઓલાદનો, એ સઘળા દાવો કરવા લાગા કે હવે તો પાદશાહી હમોને ઘટે છે.

એમ કરતાં જ્યારે હુલડ થઇ ગયું ત્યારે ઇરાની સરદારોએ વીચાર કરીને ખુસરો નામનો એક શખ્સ જે ઉંચા કુળનો હતો તેને પાદશાહી આપી.[૧]

હવે જ્યારે **બેહરામને ખબર થઇ** કે તેનો બાપ, **યજદેજર્દ ગુજરી ગયો** છે અને તેની પાદશાહી ખુસરો નામના શખ્સને આપી **છે,** અને યજદેજર્દની ઓલાદને પાદશાહી નહી આપવા બાબે સરદારોએ સોગંદ લીધા છે, ત્યારે તે ઘણો દલગીર થયો અને એક માસ બાપનો સોગ પાળી તખ્ત કેમ હાથ કરવું તે બાબે **મંજર સાથે મસલત** કરવા લાગો. પછી શીબાનનું બે હજાર અને કબતીઆનું દશ હજાર લશ્કર લઇ **મંજરનો દીકરો નોઅમાન બેહરામની કુમકે ઇરાન ઉપર ચહડી ગયો,** અને સોરસાનના રસ્તાથી તે મદાયન સુધીનો મુલક લૂટી બાળીને ખાક કીધો, અને કેટલાક લોકોનાં બચ્ચાં છોકરાંને કેદ પકડી લીધાં. તેજ પ્રમાણે ખબર મળવાથી રૂમ, તુર્કસ્તાન, મકરાન અને હીંદુસ્તાનનાં લશ્કરોબી ચહડી આવી જ્યાં ફાવ્યું ત્યાં લુટફાટ કરી પાદશાહી ચલાવવા લાગાં. આવી રીતે ચોતરફનો ધસારો જોઇ ઇરાનીઓ ગભરાટમાં પડ્યા અને સઘળા વજીરો એકઠા થઇ મનસુબો કરવા બેઠા.

તેઓએ પ્રથમ જવાનું નામના એલચીને તૈયાર કરીને તેને નામું લખી આપી **મંજર તરફ યમન શેહેરમાં મોકલ્યો.** તેમાં લખ્યું કે—"હાલમાં મલુકોને તારી મદદની ગરજ પડી છે. ઇરાનનો તથા તુરાનનો બચાવ કરનાર તું સીવાય બીજો કોઇ નથી. ઇરાનનું તાજ અને તખ્ત પાદશાહ વીના ખાલી પડેલું છે, તેથી ખુનરેજી ઘણી થઇ છે, માટે હમે ધારીયે છીયે કે ઇરાનની બુજોર્ગી તું જાળવી શકશે: કારણ કે હાલમાં જે ખુનરેજી અને લુટ ચાલીને ઇરાન તારાજ થઇ ગયું છે તે સઘળું તુંએજ કીધેલું છે. અગાડી તું એવો બદકાર નહી હતો, પણ હાલ

૧ આ ખુસરો પાદશાહ અર્દશીર બાબેગાનની ઓલાદનો હતો.

બેયાનતનો ડર તુંએ રાખેલો નથી, માટે તારા ઘડપણના વખતમાં ફાયદા ભરેલી શીખામણ તું પસંદ કરે તો સારૂં. એ શીવાય બીજું જવાનુ એલચીએ નજરે જોયલું છે તે સઘળું તુંને કહી સંભળાવશે."

**જવાનુએ મંજરને નામુ આપી** સઘળી વાત કહી સંભળાવી, ત્યારે મંજરે એલચી જવાનુને બેહરામની પાસે મોકલ્યો અને એક સરદારને સાથે આપી કહ્યું કે, "એ નામુ બેહરામને વાંચી સમજાવો." બેહરામની આગળ જઇને ઉભો રહેતાં તેનો દબદબો જોઇને ઇરાની એલચી એવો તો ગાફેલ થઇ ગયો કે પેલું નામું તથા નજરે જોયલી વાત કહેવાને તદન ભુલી ગયો. બેહરામે તેને ધીરજ આપી નવાજેશ કરી, અને પેલા સાથે આવેલા **આરબ સરદારોની** જોડે તેને મંજરની હજુર પાછો મોકલીને કેહેવાડયું કે આ નામાનો જવાબ ઘટે તે રીતે લખી વાળો ત્યારે મંજરે એલચીને જવાબ દીધો કે, "અવલ બેહુદું કામ કોણે કીધું ? બેહરામ જે પાદશાહીનો હકદાર હતો તેને બદલે તમે ખુસરોને પાદશાહી આપી; પણ બેહરામ અત્રેથી ઇરાનમાં આવીને જેમ સાપને દરમાંથી ખેંચી કાહાડે તેમ ખુસરોને ખેંચી કાહાડી ખુનરેજી કરશે. જો હું ઇરાનમાં હતે તો ઇરાનીઓને અણઘટતી રીતે ચાલવા નહી દેતે."

એલચીએ જવાબ દીધો કે, "ઇરાનીઓની કમઅકલને લીધે તો આટલી બધી ખુનરેજી થઇ છે; માટે તું અને બેહરામ બંધે સાહેબો શીકારબાજીને અર્થે બાજ અને ચીત્તા લઇને ઇરાનમાં આવો અને વગર હરકતે ઇરાનીઓનું બોલેલુંબી સાંભળો અને તમો પણ દાનાઇભરેલા સખુનો તેઓને સમજાવો તો સારૂં, એમ હું ધારૂં છું." આ વાત સાંભળી મંજર ખુશી થયો અને એલચીને હદીઓ આપી રવાના કીધા.

# બેહરામ ગુર.

## ફસલ ૧—તખ્ત મેળવતાં નડેલી મુશ્કેલીઓ. બેહરામના દાવા બાબે રીકઝીક.

**મંજર અને બેહરામે** ખલવતમાં બેસી ઠરાવ કીધો અને ત્રીસ હજાર લશ્કર જમા કરી બંધે સાહુબોએ જેહરમમાં આવી મુકામ કીધો. આ ખબર સાંભળીને ઇરાનીઓ દલગીર થઇને **આજર મેહેરબુર્જીનનાં મકાન (આતશખાનાં)માં** જઇ ખોદાની બંદગી કરી એવી દુઆ માંગી કે આ લશ્કર આસાની સાથે પાછું વરામણા કરે તો સારૂં!

બેહેરામે મંજરને પુછ્યું કે, "લડાઇની તૈયારી કરીયે કે ઇરાનીઓને બોલાવી ગોફતેગો કરી જોઇએ?"

મંજરે જવાબ દીધો કે "સરદારોને બોલાવવા. જો તેઓ ખુશી સાથે આવે તો તેઓને જીઆફત આપવી. પછી તેઓ સાથે વાતચીત કરવી. સામેવાળા તેજી ભરેલા બોલો વાપરે તોપણ તારે તો નરમીથી જવાબ દેવો. જોવું કે તેઓ કોણને પાદશાહ ઠેરવે છે? તેથી જાણીતા થઇને જે કરવા ઘટે તે કરવું. તેઓની મતલબ લડાઇ કરવાની હોય તો પહેલાં આપણે જેહરમને તારાજ કરવું. પછીથી મારેથી જેવી બની આવશે તેવી હું લડાઇ કરી બતાવીશ, કારણ કે તારી પાદશાહીનો હક વાજબી છે."

બીજે દીવસે **ઇરાની સરદારોના માંગવા મુજબ મંજરે અને બેહરામે એક મજલસ સમારી, જેમાં અરબી સરદારો પણ હાજર** હતા. જ્યારે ઇરાનીઓ આવી લાગા ત્યારે તેઓને ઘટે તેવાં માન સાથે શાહજાદાએ પોતાની નજદીક બેસાડ્યા.

આ સરદારો આગળ બેહરામે પોતાનો દાવો રજુ કરતાં કહ્યું કે, "બાપદાદે પાદશાહી મારી છે, તેવું છતાં તમે હરકત શામાટે કરોછો?"

ઇરાનીઓ બોલ્યા કે, "અમને શા વાસ્તે જુલમ ખમવો જોઇયે? **તમારી** ઓલાદથી **અમોને** રાત દીન દુઃખ ભોગવવું પડે છે, માટે તને પાદશાહી આપવાની અમારી ખુશી નથી."

બેહરામે જવાબ દીધો કે, "અમારા વંશ ઉપર તમો રાજી નથી ત્યારે તમે પરભાડાનેબી શા માટે પાદશાહી આપી?"

ત્રણ દીવસો સુધી આવી તકરાર ચાલ્યા પછી એક ઠેરાવ એવો થયો કે જેની રૂએ પાદશાહોની ઓલાદમાંથી ૧૦૦ લાયક શખ્સોને ટાળી કાહાડ્યા, જેઓ મધે એક શાહજાદા દાખલ બેહરામનું નામ પણ લખાયલું હતું. આ એકસો મધેથી લાયકીવાળા દાખલ પચાસ જણને ટાળી કાહાડ્યા, જેઓ મધે તો બેહરામનું નામ પહેલુંજ હતું. પછી આ પચાશ મધેથી ત્રીશની ચુંટણી કીધી, અને તેઓ મધેબી પેહેલું નાંમ બેહરામનુંજ નોધાયલું હતું. તે ત્રીશ મધેથી મોબેદોએ ચાર શખ્સોને શોધી કાહાડ્યા તે મધે બેહરામનું નામ પાદશાહીને લાયક લખાયલું નીકળ્યું, પણ એ ઠરાવથી ઇરાની જુદા સરદારો ફરી ગયા અને કહેવા લાગા કે, "હમો બેહરામને પાદશાહી નથી આપવાના."

આ વાત સાંભળી મજલસમાં ભારી ઘોંઘાટ થઇ ગયો અને મજલસીઓના દીલ ખાટાં થઇ ગયાં. ત્યારે મંજરે ઇરાની સરદારોને કહ્યું કે, "બેહરામની સઘળી વાતની ખુબી જાણ્યા છતાં તે ઉપર શા માટે તમો દુ:ખી થાઓ છો અને રાજી ખુશી નથી રેહેતા?"

ઇરાનીઓએ જવાબમાં યજદેજર્દે ઘણાએક પાર્સીઓને કઢંગી રીતે જખમી કીધેલા હતા તેઓને હાજર કરી બતલાવ્યા. તેઓમાં એકના બંધે હાથ અને બંધે પગ કાપી નાખેલા હતા; એકના બંધે હાથ પગની સાથે જુબાનબી કાપેલી હતી; અને એકને બંધે ખાંધથી હાથ કાપી નાખેલા હતા. તે જખમીઓને જોઇને નોઅમાન ઘણોજ અચરત થયો. વળી એકને બંધે આંખે આંધળો કીધેલો દીઠો, જેથી મંજર ઘણોજ ખફા થઇ ગયો. બેહરામે પોતાના બાપની બેહુંદી પાદશાહીને ધીક્કારીને ઇરાની સરદારોને જવાબ દીધો કે, "તમો જે કહોછો તે ખરી વાત છે; હું તેનો દીકરો લાગું તેવું છતાં મારી ઉપર વગર તકસીરે કેદખાનાની સજા કીધી ત્યારે તમારી ઉપર જુલમ ગુજારે તેની નવાઇ નથી. પણ યજદાનની બક્ષીશથી તલીનુસે (**રૂમના એલચીએ**) મારો છુટકારો કીધાથી મંજરના આશરા નીચે હું રહેલો છું, અને તે (**મંજર**) હમેશાં મને આશરો આપતો રહેશે એવી દુઆ માગું છું. હું મારા બાપના જેવો કમઅકલ નથી. યજદાનની દીનની રીત પ્રમાણે ગરીબોની સાથે

ચાલવામાં જીંદગાની ગુજારીશ. ગરીબોને બકરાંનું ટોળું સમજીને તેઓનું રક્ષણ કરવામાં ગોવાલીઆની મીસાલે કોશેશ કરીશ. જેમ **મારા નીગાયાનો શાપુર, બેહરામ અને અર્દશીર દીનની દીનાઇ મુજબ પાદશાહી કરી** ગયલા છે તે મુજબ હુંબી કરીશ. વળી માતાની તરફથી મારી બુનીયાદ શમીરાનના પાદશાહને લાગે છે, માટે મારી બુનીયાદની સાથે એલમ હુનર, બુજેગી, સવારી અને મર્દાનગી એવી રીતે રાખુંછું કે મજલસમાં કે લડાઇમાં કે દરેક કામમાં મારી બરાબરીનો કોઇ મર્દાનો નથી. વળી મારી પાસે છુપો ખજાનો ભરપુર છે, જેથી દુનીયાને આબાદી સાથે ખુશહાલ રાખીશ. તેવું છતાંબી આપણે યજદાનના સોગંદ લઇને એવો કોલકરાર કરીયે કે જંગલમાંથી બે વાઘને લાવીને બંધે બાજુએ બાંધીયે; તેઓની દરમયાન તખ્ત મેળી તેની ઉપર તાજ મેળીયે; જેને પાદશાહી લેવાની મતલબ હોય તે બંધે વાઘોની વચેથી જઇને તાજ ઉઠાવી પોતાના માથાં ઉપર મેળીને તખ્ત ઉપર બેસે તેને આપણો પાદશાહ કહી તાબેદારી કરીયે. જો તમો આ વાતબી કબુલ નહી કરશો તો હું, **મંજર અને આરબી લશ્કર** ગોરજ અને તલવારથી લડીને તમારા પાદશાહ (ખુસરો) ને હલાકી પોહોંચાડવા વીના પછાત પડવાનાં નથી, માટે આ સવાલનો જવાબ આપો." એવું કહીને બેહરામ તથા આરબ સરદારો ત્યાંથી પોતાના તંબુમાં ચાલી ગયા.

## વાઘો વચેથી તાજ ઉઠાવવાની જુંબેશ.

આ વાતથી સઘળી દુનીયા ગભરાટમાં પડી. ઇરાની મોબેદો, દસ્તુરો અને સરદારો જે કોઇ હતા તેઓ વીચાર કરવા લાગા કે, "આ વાત તો બરાબર છે. કેયાની તાજ બંધે વાઘોની વચેથી જે ઉઠાવશે તેને પાદશાહી મળશે. અગર વાઘ ફાડી ખાશે તો તેનો દોષ આપણે માથે રેહેતો નથી."

બીજે દીવસે મજલસ કરી બેહરામે ઇરાની સરદારોને બોલાવી કેટલીક તકરાર કીધા પછી તેઓએ બેહરામને પુછયું કે, "કદાચ તુંને પાદશાહી મળે ત્યારે તું શું શું સુધારા કરશે?"

બેહરામે જવાબ દીધો કે, "બક્ષીશ અને ઇનસાફનો વધારો કરીશ અને જુલમ અને બેદાદીનો ઘટાડો કરીશ. જેઓ લાયક સરદારો હશે તેઓને મલુકોની સરદારી આપીશ, જેઓ મુફલીસ હશે તેઓને હેલાયદા ખજાનામાંથી બક્ષીશ કરીશ. ગુનેહગારોને નસીહત કરીને છોડી મુકીશ; ફરીથી ગુનાહ કીધેલો માલુમ પડશે તો કેદ કરીશ; લશ્કરને પુરતો પગાર પોહોંચાડીશ; દાનેશમંદોનો દરજ્જો વધારીશ; જે સખુન મોહોડે બોલીશ તે પ્રમાણે ચાલીશ; વચનથી પાછો ફરીશ નહી; કોઇ મરણ પામશે અને તેનો વારેસ કોઇ નહી હશે તો તેનો માલ દુરવેશોને બક્ષવાના હેલાયદા ખજાનામાં રાખીશ, પણ પાદશાહી ખજાનામાં દાખલ નહી કરીશ; જે અગતનું કામ નીકળી આવશે તે મોબેદોના વીચાર લીધા વીના મારી મરજી પ્રમાણે કરનાર નહી; જે બદી કરશે તેને બદીનો બદલો આપીશ; પાક યજદાનના સોગંદ લઇને હું આ વાત કબુલ કરૂંછું."

આ વાત સાંભળીને મોબેદાન મોબેદ અને સરદારો રાજી ખુશીથી કબુલ થયા, ત્યારે વળી બેહરામે વધારે એમ કહ્યું કે, "એક વરસ હું પાદશાહીનું કામ ચલાવું તે જો બરાબર નથી એવું તમારી નજરમાં આવે તો મને ખુવાર કરી ઉઠાડી મેળજો."

આ સખુનોથી ઇરાની બુજોર્ગો આગળા પોતાના બોલેલા સખુનોથી પસ્તાવો કરીને બોલ્યા કે, "મર્દીમાં, બોલવામાં અને દુનીયાદમાં એથી સરજવાર અને પાક બીજો પાદશાહ કોણ થઇ શકે? વળી બીજી વાત એ છે કે મંજરનું લશ્કર એની વાજબી રીતે મદદ કરશે ત્યારે બેહેરામ વગર બીજો કોઇ વાજબી હકદાર નથી, માટે આપણી ખુવારી થયા વીના રેહેશે નહી." એવો વીચાર કરીને તેઓએ બેહેરામ ગુરને કહ્યું કે, "ખુશરો જે પશીનની ઓલાદનો છે તેને હમે સોગંદ લઇને પાદશાહ કીધો છે, તેથી હમે વચને બંધાયલા છઇયે. તે પ્રમાણે ચાલીયે છીયે ત્યારે બે તડાં પડે છે; કેટલાક ખુસરોની તરફ અને કેટલાક તમારી તરફ હોવાથી લડાઇ ચાલશે અને મુલકની ખરાબી થશે: એટલા માટે બે વાઘની વચેથી પાદશાહી તાજ ઉઠાવી લેવાની જે દરખાસ્ત તુંએ મુકી છે તેમ જો થશે તો કશી હરકત નડશે નહી; માટે તેમજ કરવું."

આ વાતથી બેહરામ ખુશી થયો. પછી ગુસ્તેહમ નામનો સરદાર બે મોટા વાઘોને લાવ્યો, અને **દસ્તુરાન દસ્તુર** જે પાદશાહી આપવાની ક્રીયાનો અખ્તીયાર રાખતો હતો તેને હવાલે કીધા, અને દસ્તુરે તખ્ત મેળી બંધે બાજુએ વાઘોને બાંધ્યા.

ખુસરોએ **અંજુમનને** સવાલ કીધો કે, "જો બેહરામે મારી પાદશાહી લેવી છે તો પ્રથમ વાઘોની વચેથી તાજ ઉઠાવી લેવું તેને સજાવાર છે. બીજું એ જે હું બુઢો અને અશક્ત છું."

બેહરામ આ માગણી કબુલ કરી ગોરેજ ઉઠાવી વાઘોની આગળ આવ્યો, તેવામાં દસ્તુરે આરી કહ્યું કે, "પાદશાહીની લાલચને સારૂ જાન ખોવાની સાથે તું ખોદાનો ગુનેહગાર થશે."

બેહરામે જણાવ્યું કે, "તારે તથા અનજુમનને માથે ગુનાહ લાગુ પડતો નથી, કારણકે હું પોતે ખુશીથી વાઘોની લડાઇમાં ઉતરૂં છું."

દસ્તુરે કહ્યું કે, "ખોદાની તારા ઉપર પનાહ હોજો! પણ અવલ પશેમાની કરવી જોઇએ."

આ ઉપરથી બેહેરામે **ગોસલ કરી** પાક થઇ **શીર ખાકમાં** નાખી ખોદાની બંદગી કરી **દુઆ માંગી** કે, "અએ ખોદા! આ કામમાં મને તું **ફતેહમંદી** આપે તો દુનીયાની બદીને ધોઇને સાફ કરૂં."

પછી તે જેવાં તખ્તની નજદીક જાય છે, તેવામાં એક વાઘે સાંકળ તોડીને બેહરામ ઉપર ધસારો કીધો. બેહરામે તેના માથાંમાં એક ગોરજ માર્યો, જેથી તે વાઘ બંધે આંખે આંધળો થઇ પડયો; તેવામાં બીજો આવી લાગો, જેનાં માંથાપર ગોરજ મારવાથી તે વાઘ પણ લોહીલુહાન થઇ જમીન ઉપર પડયો. તેવારે બેહરામ ગુર તાજ માથાં ઉપર મેળી તખ્ત ઉપર બેઠો. આ બળાતવારી જોઇ પાદશાહ ખુસરોએ તેની આગળ શીર નમાવી, બંદગી કરી દુઆ માંગી કે, "આ તખ્ત ઉપર તારૂં બેસવું મુબારક હોજો અને તમામ જેહાનના સરદારો તારા હુકમને તાબેદાર હોજો!" પછી સઘળા બુજોર્ગોએ મુબારકબાદીની આફરીન કીધી અને કહ્યું કે **"તું હમારો શાહનશાહ અને હમો સઘળા તારા ફરમાંબરદાર છઇયે."**

એ દીવસે આદર મહીનાના સરોશ રોજનું જશન હતું.

## નવો પાદશાહ બેહરામ.

બેહરામગુરે તખ્ત ઉપર બેસી તમામ અંજુમન અને સરદારોને કેટલીક નસીહતો કીધી, તે મધે એવુંબી કહ્યું કે, "ખોદા મોજુદ છે તેની હસ્તી બાબે મારાં દીલોજાનથી ગોવાહી આપું છું. **બેહસ્ત, દોજખ અને કેયામતની વાત ખરી છે.** નેકીનો અને બદીનો બદલો મળ્યા વગર રેહેનાર નથી. જે લોકો કેયામતના દીવસનો ઇનકાર કરે તેઓને દીનદાર અને દાનેશમંદ કરી નહી જાણવા."

આ પછી જવાનુને બોલાવી તમામ મુલુકોના પાદશાહો ઉપર ફરમાનો લખી મોકળ્યાં, તેમાં કેટલીક નસીહતો સાથે એવુંબી લખ્યું કે— "**તેહમુરસની** રીત પ્રમાણે ચાલવા સારૂ મારા બાપના તખ્ત ઉપર હું બેઠો છું, પણ **જરતોશ્ત પેગાંમ્બરની દીન** પ્રમાણે જેમ મારા નયાગાનો ચાલી ગયા છે તેમ હું ચાલું છું યાને જરતોસ્તી દીન સાથે આગળી દીન (તેહમુરસની યજદાંપરસ્તી) ને એક મળતી કહીને જરતોસ્તી રાસ્ત દીન પ્રમાણે ચાલું છું. તમો સઘળા પાદશાહો પોતપોતાના મુલકની અને પોતપોતાના ધર્મની સંભાળ રાખવાને ખુશી છો ખરા, પણ સારાં ભાયગના તેઓનેજ જાણવા કે જેઓ પવીત્રાઇ અને નેક બુદ્ધીની રીત હોય તેને અખ્તીયાર કરે. આ નામામાં લખ્યા પ્રમાણે ચાલશો તો જાવેદાન સુધી બુજોર્ગી ભોગવશો. તમો નામદારો ઉપર મારી તરફથી આફરીન હોજો!" આ નામાં મોબેદોએ ઇરાનને તાબેના સઘળા પાદશાહો ઉપર મોકળી આપ્યાં.

જે ઇરાની સરદારો બેહરામ ગુરની વીરૂધ ચાલવાના વાંકમાં આવેલા હતા તે સઘળા મંજરની આગલ આવી કેહેવા લાગા કે, "યજદેજર્દે હમોને દુઃખ દીધેલું હતું તેથી હમોને બેહરામની વીરૂધ બોલવા ચાલવાની ફરજ પડી હતી. એથી જો તારૂં અને બેહરામનું દીલ દુખાયલું હોય તો તે વીસરી જવાની તારે હમો ઉપર મેહરબાની કરવી જોઇયે." આ ઉપરથી મંજરે બેહરામને કહી તેઓને માફી બક્ષાવી. પછી **પાદશાહે મંજર તથા નોઅમાનને અને તમામ અરબસ્તાનનાં લશ્કરને ત્રણ દીવસ સુધી ભારી જીઆફત આપી, તથા બેશુમાર હદીઓ આપી ઇમન તરફ રવાના કીધા.** બેહરામે ખુસરોને (માજી પાદશાહને) પાદશાહી સીરપાવ આપી લાયક જગા પર સ્થાપ્યો અને પોતાના ભાઇ

નરસીને લશ્કરનો સેનાપતી બનાવ્યો, તથા તમામ લશ્કરને બક્ષીશ કરી ખુશી રાખ્યું. ગોશસ્પને દીવાની કામ સોંપ્યું, જવાનું એલચીને ખજાનચી બનાવ્યો અને ઇરાની સરદારો પાસે વસુલાતની બાકી પાંચ અબજ અને સીતેર કરોડ દીરમ હતા તે સઘળા માફ કીધા, જેથી તેઓ ખુશી થયા અને પાદશાહ બેહરામના હકમાં દુઆ માગી. પછી સઘળા સરદારોની સાથે **બેહરામ ગુરે દરેમહેરમાં જઇ આતશ ઉપર કસ્તુરી બાળીને ખોદાની બંદગી કીધી.** છેવટે યજદેજર્દે જે લોકો ઉપર જુલમ ગુજારેલો હતો અને જેથી તે લોકો વીખરાઇ ગયલા હતા તે સઘળાને મલુકો ઉપર અનુભવવાળા દાનેશમંદોને મોકળી એક શેહેરમાં એકઠા રાખવાને ઠેરાવ કરી તેઓને નવાજેશ કરી સરપાવ આપ્યા, અને મલુકોના તમામ કારોબાર મોબેદાન મોબેદને સોંપી નેક માર્ગે ચાલવાની મનાદી ફેરવી, અને પછી પોતે હમેશાં એશઆરામ અને **શીકાર તથા દડીદાવની** રમતમાં વખ્ત ગુજારવા સાથે ઇરાની સર જમીનને આબાદ કરવા લાગ્યો.

**હીંદુસ્તાનથી ઇરાન** પાછું ફરી એક ભાપણુ કરી બેહરામગુર પાદશાહ તખ્ત પર બેસી ગયો, અને તમામ સરદારોએ તેના ઉપાં દુઆ કીધી. પછી પાદશાહ લશ્કર સાથે આજર ગુશસ્પની દરગાહમાં ગયો, અને જે કંઇ માનતા[1] ચહડાવવાનો ઠરાવ કીધેલો હતો તે કરતર વધારે ખજાનો અદા કરી ગરીબ લોકને વરતાવ્યા. આ પછી **આજરે જરતોસ્તના મોબેદો**[2] બાજ તથા બરસમ હાથમાં લઇને આવ્યા, તેમની આગળ બેહરામ ગુરે પોતાની ઓરત સપીનુદને લાવી હાજર કીધાથી **તેણીને દીનની ક્રીયા** કરવાને શીખવીને નીરંગે દીનથી અને ચોખાં

---

૧ અહીં માનતાનો અર્થ જે સાધારણ રીતે વપરાય છે તેમજ લઇયે તો સાસાન જમાનાના જરતોશ્તીઓને ફિર્દુસી આતશપરસ્ત ગણી જાય તેમાં નવાઇ નથી. આ માનતા એટલે પાદશાહે મુશ્કેલી વેળા ખોદાતાલાની મદદ માંગીને જે રૂડાં કામો કરવાની પોતાના મન સાથ કબુલાત આપી હોય તે. ઉપર જણાવ્યું તેમ આતશની દરેમેહેરોમાં પાદશાહો અને બીજાઓ પોતાની શકિત મુજબના હદિયા લઈ જતા હતા, અને આતશખાનાઓન તેવા ખજાના મારફતે દુર્વેશ યાને અશો ગરીબ લોકોનું પોષણ થતું હતું.

૨ આજરે જરતોશ્ત—આ આતશ તે કયો અને તેની દરેમેહેર ક્યાં હતી? છેક કેયાની પાદશાહ ગુશ્તાસ્પના જમાનાથી અનેક આતશોની સ્થાપના થઇ હતી; જેમકે આજર ગુશસ્પ, આજર બુર્જીન મેહેર, ઈત્યાદિ. પણ આતશોની એ સઘળી ઠીપમાં "આજરે જરતોશ્ત" એવા કોઈ પણ આતશનું નામ જણાતું નથી. શું આ આતશની મુરાદ એ હશે કે જરતોશ્ત જે આતશ લઈ પાદશાહ ગુશ્તાસ્પની દરબારમાં ગયા હતા તે આતશની સ્થાપના કરીને તેની દરેમેહેર બાંધી હતી?

પાણીથી તેણીને ગુસલ કરાવી, જેથી તેણીનાં બદન અંદરની નાપાકી દુર થઇ ગઇ.[૩] પછી જે બંધવા હતા, તેઓને છોડી દઇ પાદશાહે સખાવતનો હાથ લંબાવ્યો.

## હિંદુ રાજાઓની ઇરાનમાં મહારત.

પેલી તરફથી **કનોજના શંકલ રાજાને** ઇચ્છા થઇ કે પોતાની દીકરી સપીનુદના દીદાર જુવે. તે કારણ સારૂ રાજાએ બેહરામ ગુર ઉપર એલચી મોકલીને કોલ મંગાવ્યો. બેહરામે ખુરશીદ અને બેહસ્તને દરમ્યાન રાખી સોગંદ લઇ **પેહેલવીમાં કોલ** લખી એલચીને પાછો રવાના કીધો, ત્યારે શંકલ રાજાએ પોતાની સાથે ઇરાન જવા સારૂ સાત રાજાઓને તૈયાર કીધા. તેઓનાં નામઃ—શંકલ પોતે, કાબુલનો રાજા, સીંધનો રાજા, શંદલ રાજા, જંદલ રાજા, કાશ્મીરનો રાજા, અને મુલતાનનો રાજા. એ **સાતે રાજાઓ** ભારી દમામ સાથે ઇરાન જઇ પુગા. બેહરામ ગુર સામળે લેવા સારૂ ભારી લસ્કરના સણગાર સાથે સેહરવાન સુધી ગયો, અને ત્યાં જઇને મુલાકાત લઇ તેમને શેહેરમાં લાવ્યો, પછી એવાનમાં એક તીર ફેંકીયે તેટલી લંબાઇનો સુફરો બીછાવી સઘળા ખાણું ખાવા તથા શરાબ પીવા લાગ્યા. એ વેળા જગાએ જગા રામશગરોનાં વજંત્ર સાથ ગાયનોથી ખુશહાલી કરવામાં આવી. એ પછી **શંકલ રાજા પોતાની દીકરીની મુલાકાત લઇ** તેણીનાં દીદાર જોવાની ખાહેશથી બેહરામ પાસે રજા લઇને તેણીના મેહલમાં ગયો, અને તેણી સાથે વાતો કરી, તેણીની જાહેરોજલાલી જોઇ ખુશી થયો, તથા જે કાંઇ સોગાત હદીયો લાવેલો હતો તે તેણીને હવાલે કરી પાછો બેહરામની આગલ આવ્યો. તેટલા વખ્તમાં તો સઘળા આરામની જગા ઉપર ગયા હતા.

બીજે દીવસે બેહરામ ગુર સઘળા રાજાઓને સાથે લઇ જાનવરો સહીત શીકારનાં મેદાનમાં નીકળી ગયો, જ્યાં એક માસ સુધી

---

૩ સપીનુદ એક જુદદીન સ્ત્રી હતી તે છતાં તેને દસ્તુરાન દસ્તુરે જરતોશ્તી દીનમાં ઘટિત ક્રિયા સાથ દાખલ કીધી હતી. એજ રીતે અવસ્તાના જમાનામાં ઘણા જુદદીનોને દીનમાં લેવામાં આવતા હતા. આજના જરતોશ્તીઓની કુલે સંખ્યા એક લાખથી પણ ઓછી છે, તોપણ તેઓ પોતાની દીનમાં જુદદીનોને લેવાને નાખુશ છે.

મોજ મજાહમાં દીવસ ગુજાર્યા. આ દીવસોમાં બેહરામ ગુરની સાથે સઘળા રાજાઓની એકંદર મજલસ હતી.

શંકલ રાજાએ એક તેહેનામું લખીને પોતાની દીકરી સપીનુદને હવાલે કીધું. તે મધે લખ્યું કે "મેં કાંનો કપટ રાખ્યા વગર દીનની રસમ મુજબ સપીનુદને બેહરામ ગુર સાથે પરણાવી આપી છે, માટે મારાં **મરણ પછીથી બેહરામ ગુર હીંદુસ્તાનનો રાજા થશે;** સઘળો ખજાનો બેહરામ લેશે; પણ સપીનુદ મરે ત્યારે તેણીનાં તનને આતશમાં બાળજો."

બે માસ સુધી ઇરાનમાં રહીને શંકલ રાજા બીજા રાજાઓની સાથે પાછો હીંદુસ્તાન ગયો. તે કારણ સારૂ બેહરામ પાસે તેણે રજા મંગાવી ત્યારે બેહરામ ગુરે રજા આપવાની સાથે ઇરાન દેશની કેટલીક ઉમદા ચીજો, ઝવેરાત, તખ્ત, તાજ, તલવાર, કમરબંદ, આરબી ઘોડા, ઇત્યાદી આપીને ત્રણ મંજલ સુધી તેમને વદા કરવા પોતે ગયો: અને ઇરાનથી તે હીંદ સુધી રાજાની સાથના સઘળા રાજાઓનાં લશ્કરનો ઘાસ કાડી સુધાં ખર્ચ પુરો પાડવાનો હુકમ કીધો.

---

## પ્રજાને સુખી કરવાની પાદશાહની કાળજી.

**બેહરામ ગુર** પાછો ફર્યા પછી એક દીવસે તખ્ત ઉપર બીરાજી તમામ દીવસ આરામમાં ગુજારવા લાગો, પણ તેનાં દીલમાં પોતાનાં મોતનો વખ્ત યાદ આવ્યાથી વીચાર કરવા લાગો. તેણે પોતાના વજીરને બોલાવી કહ્યું કે "આપણા ખજાનાનો શુમાર કાહડ કે કેટલો છે." બેહરામ ગુરને નજુમીએ કહેલું હતું કે તારી ઉમર ૬૩ વરસની છે; ત્યારે બેહરામે કહેલું હતું કે "૨૦ વરસ ખુશીમાં ગુજાર્યાં; હવે બીજાં ૨૦ વરસ સખાવત અને રાસ્તી તથા ઇનસાફમાં પુરાં કરવાં; અને ત્રીજાં ૨૦ વરસ કાંઇ ઉસ્તાદ મળે તો ખોદાતાલાની બંદગીમાં ગુજારવાં."

મોબેદે ખજાનાનો શુમાર કાહાડીને જવાબ દીધો કે, "૨૩ વરસ સુધી બેસીને ખાતાં ખુટે નહી તેટલો ખજાનો તો મોજુદ છે, અને વળી પાદશાહોની તરફથી નજરાણાં તરીકે જે કાંઇ આવશે તે તો જુદું ગણાશે."

પાદશાહે વીચાર કીધો કે "ગઇ કાલ પાછી આવશે તે ઉપર ભરોસો રખાતો નથી. આવતી કાલે આપણી ઉપર દુઃખ પડવાનું છે તેથી આજે દીલગીર થવું નકામું છે. ત્રણ દીવસની દુનીયાનો ગમ ખાવાને બદલે જ્યાં સુધી જીવું ત્યાંસુધી નાંધલા તથા મોટા સર્વ લોક પાસેથી જે **મેહસુલ (કર) લેવાતું હોય તેની બીલકુલ માફી બક્ષું છું**, માટે સર્વે કોઇ ખુશહાલીમાં જીંદગાની ગુજારે. મગર લડાઇ કરીને બદનામ નહી થાય, તે બાબતનાં બંદોબસ્ત રાખવાને પાદશાહે મોબેદને ફરમાવ્યું. તેવું છતાંબી કર માફ થવાથી જવાન પુરૂષો પાસે અને હલકે વાંધેના ખેડુતો પાસે દીરમનો વધારો થઇ ગયો, જેથી **તેઓ બેપરવા** થઇને પાદશાહનો અને વજીરનો ખોફ નહી રાખતાં એક બીજા સાથે ટંટા કરી ખુનરેજી ચલાવવા લાગ્યા. તે વાતની ખબર પાદશાહને થવાથી કામદારોને હુકમ કીધો કે, "તેવા ફીતુરી લોક પાસેથી દર સાલનું મેહેસુલ (કર) લઇને દીવાનનાં દફતરમાં નોંધી રાખવું, અને દર છ છ મહીને તેઓને ખોરાકી પોશાકી અપાવવામાં ખર્ચવું, કે જેથી તેઓને કજીયો કરવાને બની નહી આવે."

વળી બીજી તરફથી અરજીઓ આવી તેમાં લખેલું હતું કે પાદશાહે **ઘણી સખાવત અને દાદ દીધાથી** તો દુનીયામાં સમાધાની રેહેતી નથી, તેનું કારણ એ જે વતનદારો પૈસાવાળા હતા તેઓ પાસેથીબી મેહેસુલ લેવાનું **બંધ કીધાથી વધારે માતબર થઇ સરદારીનાં મગરૂરી બતાવવા** સારૂં લોકને આજાર દેઇ લડાઇ શોધતા ફરે છે. એ બાબેબી પાદશાહે મોબેદને હુકમ કીધો કે જે વતનદારો આવી રીતની લડાઇ કરતા હોય તેઓ પાસેથી પણ મેહસુલ લઇને તેઓને ખોરાકી પોશાકી આપતી કરવી.

વળી પાદશાહની તપાસ ઉપરથી એક મલુક તરફથી એવો જવાબ આવ્યો કે પાદશાહની સખાવતનાં તો એવાં પરીણામ નીપજે છે કે ખેડુતોને **મોજ મજાહના દીરમ મળવાથી તેઓ ખેતીવાડી કરવાની દરકાર** રાખતા નથી. તેઓનાં ખેતરો નકામાં ઘાસથી ભરાઇ ગયલાં છે. તેઓના બલદ જ્યાં ગમે ત્યાં રખડતા ફરે છે, તેટલુંજ નહી પણ તેઓ દીનના તથા પાદશાહના કાયદા ઉપરબી ધ્યાન આપતા નથી. આ સર્વ ગેરરીતીના સુધારા માટે પાદશાહે એવો હુકમ આપ્યો કે "બામદાદથી તે

બપોર સુધી ખેતીવાડીનું કામ કરવાને ખેડુત લોકોને ફરજ પાડવી; બાકીનો બધો વખ્ત મોજ મજાહ એશઆરામમાં ભોગવવાની છુટ આપવી. જેઓ પાસે બળદ અને બીયાં નહી હોય તેઓને ખજાનામાંથી ખર્ચી અપાવવી, પણ તેમને કશો ઠપકો આપવો નહીં; અગર આસમાની આફતથી ખેતીવાડીને નુકસાન લાગે, જેવું કે તીડ પડીને લીલોતરીનો નાશ કરે, અથવા ખરાબ જમીન હોવાથી સારૂં ઘાસ નહી થાય, અને તે જમીન ખેડવાને લાયકનીબી નહી હોય, તો તેવી ખેતીના ખેડુત પાસેથી મેહસુલ લેવુંજ નહી; પણ જો કોઇ પાસેથી દમડીબી લીધેલી માલુમ પડશે તો તે કામદારને હવા વગરની અંધારી જગામાં જીવતો બંધ કરી મેળીશ, જ્યાં તેને બેસવાની જગાબી નહી મળશે."

એ પ્રમાણે હુકમનામાં દેશાવરો ખાતે લખી વાળી જવાબ મંગાવ્યા કે હવે પછી દુનીયામાં સર્વે કોઇ સુખી હોવા છતાં કોઇ દુરવેશબી મુફલેસ હાલતનો માલુમ પડે તો ખુલાસો કરી લખી જણાવવું. તે બાબે દેશાવરો ખાતેથી સઘળા મોબેદો (હાકમો)એ એવા જવાબ લખી મોકલ્યા કે, "તમામ મુલુકોનાં લોકો આબાદ છે, ખુશી થઇને પાદશાહના હકમાં દુઆ માંગે છે: મગર દુરવેશ લોકો પાદશાહની એટલીજ ફરીયાદ પોકારે છે કે તવંગર લોકો જે તારી દોલતથી મોજ ભોગવે છે, તે લોક માથાં ઉપર ફુલનાં તાજ મેળી રામશગરોનાં ગાયણ સાથે શરાબબાજી કરે છે, પણ અમો ગરીબોને તેવી મોજ મળતી નથી. તેથી વગર ફુલનાં તાજે, વગર વજંતરે અને વગર રામશગરનાં ગાયણે અમોને શરાબબાજી કરવી પડે છે. મગર પાદશાહની ખુશી તો તવંગર અને દુરવેશ બંધેને એકસરખી રીતે મજાહ કરતાં જોવાની છે, માટે અમારી દાદે પોંહોંચવું જોઇયે."

મોબેદનું નામું વાંચીને આ વાતથી પાદશાહ ઘણોજ હશીને ખુશી થયો. એ બાબે શંકલ રાજા ઉપર હીંદુસ્તાન ખાતે એક નામું લખ્યું, તેમાં લખ્યું કે ગાણું ગાવામાં અને વજંત્ર વગાડવામાં ઉસ્તાદ હોય એવાં ઓરતો અને મર્દો મળી **૧૦૦૦૦ રામશગર લોકોને અત્રે મોકળી** દેજો, કે જેથી મારી બાકી રહેલી મોરાદ તમોએ હાંસલ કરી આપેલી ગણાશે, અને તેનો ઉપકાર માન્યામાં આવશે."

નામું વાંચીને શંકલ રાજાએ પાદશાહના લખ્યા મુજબ જલદીથી રામશગરોને મોકલી આપ્યાં, તેવારે બેહરામગુરે તે મધેના દરેક જણને એક બલદની જોડ અને એક ગધેડાંની જોડ આપી, અને બીયાંને સારૂં ઘઉંની એક હજાર ખલી જોડે ખેતીવાડી કરવાની જમીન આપી એવો હુકમ કીધો કે જેમ તવંગરોની આગળ ગાયણ થાય છે તેમ દુરવેશોની આગળબી ગાયણ કરે, કે જેથી તેઓનેબી તવંગરોના જેવો ગાયનનો લાભ મળે. રામશગરોએ હુકમ પ્રમાણે સઘળા મુલુકોમાં ગાયન કીધું ખરૂં, પણ તેઓ ખેતી કરી ખાવાને બદલે પેલા બળદ અને ઘઉં એક વરસમાં ખાઇ જઇને પાદશાહની હજુર આવી દીલગીર થઇને ઉભા રહ્યાં, ત્યારે પાદશાહે કહ્યું કે બલદ અને ઘઉં તમોને ખેડણી વાવણી કરીને ખાવા આપેલા તેને તમે મુદલ ખાઇ ગયાં તે ખોટું કામ છે, માટે હવે તો તમો ગધેડાં ઉપર સામાન લાધજો, અને ગાયન કરી બેઠી ખાવાનું તમોને મુશકેલ કામ લાગે છે, માટે રેશમ કાંતી ખાવાનું સેહેલું કામ કરજો." બેહરામગુરના પાક કલામથી (શ્રાપથી) **ગાયણ કરનારાં લોકો હજુ સુધી દુનીયામાં ભટકતાં ફરીને ગુજરાન** ચલાવવાનો ઇલાજ શોધે છે.

બેહરામગુરના વખ્તમાં **કુતરાં અને વરૂ સાથે** મળીને એક માર્ગમાં ચાલતાં હતાં.

---

## પાદશાહનું મરણ.

નવાં વરસને દહાડે વજીરે આવીને બેહરામગુરને જાહેર કીધું કે "પાદશાહી ખજાનો બધો ખાલી થઇ ગયો છે, કારણ કે મલુકોની ખંડણી લેવાતી છોડી દીધી છે તેથી આ ખોટ પડી છે, તે પુરી પાડવાને હુકમ ફરમાવવો જોઇયે છે."

બેહરામે જવાબ દીધો કે:—"તું ઉતાવલો ના થા; તેમ કીધાથી તો મારી સઘળી હાજત પુરી પડી છે. જેહાનમાં જે ચીજ પેદા થઇ છે તે ફના થવા વીના રેહવાની નથી, તેવારે આપણા હાથમાં આવેલી ચીજ નેક માર્ગે ખરચીયે તો ખોદાતાલાનો હુકમ બજાવ્યા બરાબર ગણાય."

બીજે દીવસે બામદાદે દાનાઓએ જે ગોઠવણ કરવાની હતી તે કીધા પછી તમામ લશ્કર પાદશાહની આગળ હાજર થયું, જેની હજુરમાં

**બેહરામગુરે પોતાનું તાજ અને તખ્ત પોતાના દીકરા યજદેજર્દને હવાલે** કીધું; કાંયજે તેનો વખ્ત ખોદાની હજુર જવાનો આવી પુગેલો હતો. જ્યારે એ રીતે તે હક થયો ત્યારે તે ખબર મોબેદે આમદાદમાં જાહેર કરવાથી યજદેજર્દ અને સરદારો આવી કહેવા લાગા કે ઇરાનનાં તખ્ત ઉપર ૫૦ ) કેયાંની પાદશાહો થઇ ગયા પણ સખાવતમાં, ઇનસાફમાં અને બુજ્રગીમાં જોરાવર અને અકલમંદ બેહરામગુર જેવો કોઇ પાદશાહ થઇ ગયો નથી. લોહોડાંના પાહાડનેબી બેહરામગુર તીરથી વીંધી નાખતો હતો, તેથી અમીર લોકો તેને **રૂસ્તમને નામેબી** ઓળખતા હતા.

યજદેજર્દી અને તમામ લશ્કરે ૪૦ દીવસ સુધી સોગ પાળવા કપડાં **કાળાં રંગનાં પેહરેલાં** હતાં. [૧] જેવારે **બેહરામગુર દુ:ખમે ચઢયો**[૨] તેવારે તે પોતાની સખાવતને સાથે લઇને ગયો હતો.

( Extract from Capt. F. M. Hunter's Account of Aden, page 188 )

* Titles and names of the Kings of Ajam who ruled over the country of Aden.

1 Sultan Shah bin Jamshid bin Asaad ibn Kaisar

2 Abu Siman Siawash bin Asaad bin Kaisar Kaseem Amir El Momineen.

---

૧ આ ઘણું નવાઈ જેવું છે કે બેહરામ ગુરનાં મરણનો સોગ તેના બેટાએ અને પ્રજાએ કાળો પોશાક પેહેરીને પાળયો હતો. જરતોશ્તીઓમાં જેમ શાદી તેમજ ગમીને વખતે સફેદ પોશાક પેહેરવાનો રવઈયો આજસુધી ચાલુ છે તે ઉપલા દાખલા પછી પાછલથી પડેલો સમજાય તો અજબ થવાનું નથી. ઈરાનમાં આ વખ્ત ખ્રિસ્ટીઓની વસ્તી હતી ખરી, પણ તેઓની રાહરસમે કશો જીવ જેવો પગપેસારો કીધેલો ન હતો, માટે નવા પાદશાહે આ રીતે કાળાં કપડાં પેહેરીને બાપનો સોગ પાળવાનો જો નવોજ દાખલ કીધો હોય તો તેનું મુળ તેણે શા ઉપરથી મેળવેલું હશે તે સમજી શકાતું નથી.

૨ બેહરામે કેટલાં વરસ રાજ્ય કીધું તે ફરદૂસી જણાવતો નથી. તેનો અમલ ૪૨૦ થી ૪૪૦ સુધી યાને ૨૦ વરસ ચાલ્યો હતો. એવું તેના સિકકાઓ ઉપરથી જણાય છે. તેના અમલમાં રૂમીઓ સાથ લડાઈ થવા જોડે બીજો જાણવાજોગ બનાવ આર્મીન્યા ઈરાનને સ્વાધીન પુરેપુરૂં થવાનો બન્યો હતો (ઈસ્વી ૪૨૮).

* These were the Persian kings who ruled in Yemen.

3 Abu El Mozuffar Asaad bin Kaisar Burkan Amir El Momineen.

4 Abu Shahjaa Namshad bin Asaad bin Kaisar Nasra Amir El Momineen.

5 Abu El Fatah Kaikobad bin Mahomed bin Kaisar Moiz Amir El Momineen.

6 Abu Saeed Kaisar bin Rustam bin Kaisar Umdat Amir El Momineen.

7 Abu Samsan Ad bin Shedad bin Jemshed bin Asaad ibn Kaisar Femeen Amir El Momineen.

8 Abu El Mulk Taj-ul-deen Jemshed bin Asaad bin Kaisar Zabir Amir El Momineen.

9 Abu El Wafa Kudar Shah bin Huzeraat Femeen Amir El Momineen.

10 Abu El Burkat El Harith Hazraat bin Jamshed bin Asaad Husain Amir El Momineen.



# ઈતિહાસ ભાગ ૬ ઠો.

## પ્રકરણ ૪ થું.

હીઝરી સાલ પછી ૧૦ મું વરસ.–ઈ૦ સ૦ ૬૩૨.–ઈ૦ સ૦ ૭૪૯.– ઈ૦ સ૦ ૯૦૫ થી ૯૩૨.–ઈ૦ સ૦ ૧૦૩૮ થી ૧૧૩૭. ઈમામ ઈબ્ન ઓમર.–ઈ૦ સ૦ ૧૨૪૯.–ઈ૦ સ૦ ૧૩૨૫ થી અબદલ હસનઅલી તથા તેના વારસો ઈ૦ સ૦ ૧૪૫૪ સુધી.–ઈ૦ સ૦ ૧૫૦૦ માં ૧૬૦૦૦ વાર પાણીની નેહર.–૧૫૦૩ માં પોર્ચુગીઝની એડનમાં મુલાકાત.–ઈ૦ સ૦ ૧૫૧૩. ઈ૦ સ૦ ૧૫૧૬.–ઈ૦ સ૦ ૧૫૧૭.–ઈ૦ સ૦ ૧૫૩૮ એડન ઉપર ટરકીના સુલતાનની ચઢાઈ. ઈ૦ સ૦ ૧૫૫૧–ઈ૦ સ૦ ૧૬૦૯ માં કેપટન શારકી એડનમાં આવ્યો. ઈ૦ સ૦ ૧૬૧૮ માં કેપટન શીલીંગ મોખા બંદર આવ્યો. ઈ૦ સ૦ ૧૬૩૦. ઈ૦ સ૦ ૧૭૩૫ થી ૧૭૫૩. ઈ૦ સ૦ ૧૭૭૧ થી ઈ૦ સ૦ ૧૮૨૭. ઈ૦ સ૦ ૧૮૨૯ થી ૧૮૩૩. ઈ૦ સ૦ ૧૮૩૮ માં મુંબઈ સરકારની ચઢાઈ. એડન અંગ્રેજોએ જીત્યું. રાણી વીકટોરીઆના રાજ્યમાં મેલવેલું પેહલું સંસ્થાન. ઈ૦ સ૦ ૧૮૫૮ ઈ૦ સ૦ ૧૮૭૨. ઈ૦ સ૦ ૧૮૭૩ ઈ૦ સ૦ ૧૮૭૫. ઈ૦ સ૦ ૧૯૦૫ સુધી.

## યમનમાં રાજ્ય.

### * હીજરી સનેની શરૂઆતથી ૧૯૦૫ સુધી.

હીઝરી સાલ પછી ૧૦ મું વરસ.

હીઝરી દશમાં વરસમાં યમનમાં ગડબડ થવાથી, હજરત મહમદ પૈગમ્બરે પોતાના સરદાર અલીને ૩૦૦ ઘોડેસ્વાર લશ્કર આપીને યમન મોકલી આપ્યો, અને મહમદ પેગમ્બરની સત્તા કબૂલ કરનાર બદન રાજાએ, પોતાના દેશમાં સુલેહશાંતિ જાલવવા પેગમ્બરની મદદ ઘણી ખુશી સાથે કબૂલ રાખી. આ વખતે યમનમાં મુસલમા અને અલ-અસવાદ નામના **બે**

ઈ. સ. ૬૩૨.

**પેગમ્બરો વચ્ચે હરીફાઇ** ચાલતી હતી, ઇ૦ સ૦ ૬૩૨ માં બદનના મરણ પછી, અલ-અસવાદ પેગમ્બરે રાજ્ય સત્તા પોતાના હાથમાં લીધી. પણ મહમદના દોસ્તોએ તેને થોડા વખતમાં મારી નાંખ્યો. મુસલમા ત્યાર પછી રાજ્યનો ધણી થયો, પણ મહમદના વારસ અબુબકરે ખાલીદ નામના માણસને મોકલી મુસલમાને હરાવ્યો.

* Capt. F. M. Hunter's An Account of the British Settlement of Aden in Arabia pages, 161 to 171.

થોડા વખત પછી અકરામા અબુ સાહાલે એડનની મુલાકાત કીધી, અને તેની હાજરીથી કેટલાએક બળવાખોર માણસો, જેઓ હીમાઇરાઇટ લોકોને બંડ કરવાને ઉશ્કેરણી કરતા હતા, તેઓને યમનમાંથી ન્હાસવું પડયું. **અલીના મરણ પછી યમન દેશ, ઉમાયા વંશના રાજા** કેલીફ્સના હાથમાં ગયો અને તેમના હાથમાં ઇ૦ સ૦ ૭૪૯ સુધી રહ્યો. ત્યાર પછી તે **અબાસાઇડસના હાથમાં ગયો.** તે વખતે દાઉદ ઇબ્ન અબદલ-મજીદને એડનનો સુબો નીમવામાં આવ્યો હતો.

ઇ૦ સ૦ ૭૪૯.

ઇ૦ સ૦ ૯૦૫ માં યમન "**કારામાઇટ**" **ખલીફ઼ે**ની હકૂમત હેઠળ આવ્યું, અને ૯૩૨ માં **યમનના રાજાઓએ સ્વતંત્ર થઇ**, તેની સત્તાને નાકબુલ કરી **ઇમામનું** નામ ધારણ કરી, રાજ્યની સત્તા પોતાના હાથમાં લીધી. આ વંશનો પહેલો રાજા અસદ ઇબ્ન યફુર હતો.

ઇ૦ સ૦ ૯૦૫ થી ૯૩૨.

ઇ૦ સ૦ ૧૦૩૮ માં ઝાહીર અયા નામના રાજાના હાથમાં આપણને એડન માલૂમ પડે છે, તેણે સાહલી નામના સરદારને એડનનો સુબો નીમ્યો, પણ લાહજના સરદાર ઇબ્ન ઓમરે એકાએક એડન ઉપર હુમલો કર્યો અને એડન જીતી લઇ સાહલી સુબાને મારી નાખ્યો. આ પ્રમાણે એડન ઇ૦ સ૦ **૧૧૩૭ સુધી ઇબ્ન ઓમર** અને તેના **વારસોના હાથમાં રહ્યું,** તે પછી બેલાલ ઇબ્ન યારી મહમદ નામના રાજાએ હુમલો કરી એડન જીતી લીધું. પણ તેજ વરસમાં ઉપર જણાવેલા રાજાના હાથમાંથી એડનને સાબા નામના ઇબ્ન ઓમરના વારસે જીતી લીધું. આ પછી તે વખતના ઇમામના હાથમાંથી સુલતાન અલ મનસુર હાતીમ, કે જે તેનો એક હરીફ હતો, તેણે એડન દગા ફટકાથી પોતાના કબજામાં લીધું.

ઇ૦ સ૦ ૧૦૩૮ થી ૧૧૩૭. ઇમામ ઇબ્ન ઓમર.

ત્યાર પછી તેના વારસોના હાથમાં એડનની રાજ્ય સત્તા ઇ૦ સ૦ ૧૨૪૯ સુધી રહી, જે વરસમાં ઇમામ મઝફ્ફર સમસોઉદ્દીને તેમને હાંકી કાઢી, એડનને પોતાના કબજામાં લીધું. આ પછી થોડાં વરસો સુધી એડનમાં ભારે અશાંતી, અને લડાઇ થતી આપણે જોઇએ છીએ અને આખરે ઇ૦ સ૦ ૧૩૨૫ ની

ઇ૦ સ૦ ૧૨૪૯.

ઇ૦ સ૦ ૧૩૨૫ થી અબદલ હસનઅલી તથા તેના વારસો ઇ૦ સ૦ ૧૪૫૪ સુધી.

સાલમાં એડન અબદલ હસનઅલી નામના ઇમામના હાથમાં આવ્યું. ઇ૦ સ૦ ૧૪૫૪ સુધી આ **ઇમામના વારસોએ રાજ્ય કર્યું**, ત્યારપછી બે ભાઇઓએ એડન તેઓના હાથમાંથી છીનવી લીધું અને તેઓમાંનો એક **મલીકઅલી ઇમામ** ગાદી ઉપર બેઠો, તેના ભત્રીજા **અબદલ વાહબે બીર-મહેટથી એડન સુધી પાણી લઇ જવાની નેહર બંધાવી હતી,**

ઇ૦ સ૦ ૧૫૦૦ માં ૧૬૦૦૦ વાર પાણીની નેહર.

આ નેહરનો માગ આસરે ૧૬૦૦૦ વાર લાંબો હતો, તેનાં **ખંડીએરો હાલ પણ નજરે પડે છે.** આ બનાવ **ઇ૦ સ૦ ૧૫૦૦** માં બન્યો. ૧૪ માં સૈકાની આખેરીએ પોર્ચુગીઝ લોકો દુનીયાના આ ભાગ ઉપર દરીઆઇ મુસાફરીએ નીકળ્યા, અને ઇ૦ સ૦ ૧૫૦૩ માં એડ-

૧૫૦૩ માં પોર્ચુગીઝની એડનમાં મુલાકાત.

નની મુલાકાત **લુડો વીકો ડી વારથેમાં** નામના પોર્ચુગીઝે લીધી હતી. તેણે એડનનો જે હેવાલ લખ્યો છે, તે અર્બસ્તાનના ઇતિહાસ સાથે મળતો આવે છે.

ઇ૦ સ૦ ૧૫૧૩.

ઇ૦ સ૦ ૧૫૧૩ માં **અલફ્રન્સો અલબુકર્ક** નામનો પોર્ચુગીઝ સરદાર મુસલમાનોની વિરૂધ્ધ, એબીસીન્યનોને મદદ કરવાને રાતા સમુદ્રમાં આવ્યો હતો, તેના ઉપર **રાજા ઇમેન્યુઅલે,** એડનનો કીલ્લો એકાએક હલ્લો કરી જીતી લેવાનું તહોમત મૂક્યું હતું. તેઓ ઇ૦ સ૦ ૧૫૧૩ ની ફેબરવારીની ૧૮ મી તારીખે, હીંદુસ્તાનથી **૧૭૦૦ પોર્ચુગીઝ અને ૮૦૦ હીંદી ખલાસીઓ** સાથે નીકળ્યા હતા. ઇસ્ટરની સાંજે તેઓ એડનમાં આવ્યા અને બીજી સવારે નીસરણીઓ લઇ તે લસ્કર કીનારા ઉપર ઉતર્યું, તેઓ કિલ્લા-નો એક બહારનો ભાગ જીતી લેવા શક્તીવાન થયા, અને ચાર દિવસના ઘેરા પછી તેઓને **પાછું હઠવું પડયું,** અને બારાંમાંના વ્હાણોને બાળી નાખી તથા લૂટી લઇ અલબુર્ક પાછો રાતા સમુદ્રને રસ્તે ઉપડી ગયો. તે પહેલાં મોખા શહેરમાં ઉતર્યો, અને ત્યાંના હબસી ખ્રીસ્તીઓ સાથે, મુસલમાનોની વિરૂધ્ધમાં, મળી જવાને કોશેશ કરી, પણ તેમાં નહી ફાવવાથી, તે "કામરાન"ના ટાપુમાં ગયો, અને ત્યાં શિયાળો પસાર કરવાનો ઠરાવ કર્યો. એડનના સુબા અમીર મોરજાનના બહાદુર બચાવ છતાં, આ હુમલાથી યમનના વતનીઓને ઘણીજ ધાસ્તી લાગી.

ઈ૦ સ૦ ૧૫૧૬ માં **ઇજીપ્તના સુલતાન** કન્સુ–અલ–ઘુરીના એક અમલદાર સુલેમાને એડન ઉપર હુમલો કર્યો, પણ ભારે નુકસાન સાથે તેને પાછું હઠવું પડયું.

ઈ૦ સ૦ ૧૫૧૬.

ત્યાર પછી તેજ વરસમાં રાઇસ સોલમાન તરફથી એડનના કિલ્લાને નુકસાન પહોંચેલું હોવાથી, જ્યારે **લોરેઝ ડી આબરગરીયા** નામનો પોર્ત્યુગીઝ સરદાર એડનમાં આવી લાગ્યો, ત્યારે એડનની ચાવીઓ પોર્ત્યુગીઝ લોકને આપવા માગી, પણ પોર્ત્યુગીઝ લોકોએ એડનનો ખરેખરો કબજો લીધો નહિ. પાછળથી લોરેઝના આવવા પછી, કિલ્લાનું સમારકામ પુરૂં થયું, એટલે **અમીર મોરજાને** તે શેહેર તેના કબજામાં સોંપવા ના પાડી.

આસરે ૧૫૧૭ માં જ્યારે ઇજીપ્ટમાંથી મામલુક રાજાઓની સત્તા નાબુદ થઇ, ત્યારે, **ટરકીના સુલતાન** સલીમ પહેલાએ એડન જીતી લેવાની યુક્તિઓ રચવા માંડી, કારણ કે તે ધારતો હતો કે એડન એક સુંદર બારૂં ધરાવે છે, તેથી પોર્ત્યુગીઝ લોકોની સામે **હિંદુસ્તાનમાં મોકલવાની સઘળી ચઢાઇઓ એડન બંદરથી** થઇ શકશે, પણ આ યોજના તેના છોકરા સોલમાનને અમલમાં લાવવાને સોંપવામાં આવી, અને રાઇસ સોલમાન, જે આ વખતે ઘરડો થયો હતો તેને ચઢાઇ લઇ જવા કહેવામાં આવ્યું. ૧૫૩૮ ના આગસ્ટ મહિનામાં તે કાફલો એડન પહોંચ્યો, અને ત્યાંનો સુલતાન, જેનું નામ ઉમર બીન દાઉદ હતું, તેને પાશા સોલમાન મારફતે ટરકીના મહાન રાજાને શરણ થવા હુકમ કરવામાં આવ્યો, જ્યારે તે સુલતાન સોલમાનના વહાણ ઉપર આવ્યો કે તરત દગાથી તેને પકડી મારી નાંખવામાં આવ્યો. આ પહેલાં માંદગીનાં બહાનાંથી બીછાણા ઉપર સુવાડી ઘણા સીપાઇઓને એડનમાં મોકલવામાં આવ્યા હતા, અને તેઓએ પોતાનું રહેઠાણ શહેરમાં લીધું હતું. જ્યારે એડનના સુલતાનને મારી નાંખવામાં આવ્યો ત્યારે આ સીપાઇઓએ પોતાના રહેઠાણોમાંથી નીકળી એડન લઇ લીધું, ત્યારબાદ સોલમાન હિંદુસ્તાનની મુસાફરીએ ચાલ્યો, પણ ગોઆ આગળ તે હારી ગયો જેથી ૫ મી ડીસેમ્બરે એડનમાં પાછો ફર્યો, અને ૫૦૦ સીપાઇઓ તથા નાની મોટી થોડી તોપો બંદર ઉપર ઉતારી. આ વખતે મોખા અને ઝેબીદ તેને

ઈ૦ સ૦ ૧૫૧૭.

ઈ૦ સ૦ ૧૫૩૮ એડન ઉપર ટરકીના સુલતાનની ચઢાઈ.

શરણ થયાં, તેથી અર્બસ્તાનના આખા કિનારાનાં શહેરોએ **સોલમાન સુંદરની સત્તા કબુલ કરી,** અને આ પ્રમાણે તેનાં લશ્કરે યમનનો કબજો લીધો, ઈ૦ સ૦ ૧૫૩૯.

ઈ૦ સ૦ ૧૫૫૧

ઈ૦ સ૦ ૧૫૫૧ ના વરસની થોડો વખત અગાઉ એડનના રહેવાસીઓએ બંડ ઉઠાવ્યું અને એડન પોરચુગીઝ લોકોના હાથમાં સોંપ્યું, પણ તેઓના હાથમાંથી ઇજીપ્ટના **સુબા પેરી પાશાએ** પાછું એડન જીતી લીધું અને એક સારી સંખ્યાના લશ્કરને સર્વ સાધનો સહીત એડનના રક્ષણ માટે મુકયું.

ઈ૦સ૦૧૬૦૯માં કેપ્ટન શારકી એડનમાં આવ્યો.

ઈ૦ સ૦ ૧૬૦૯ માં **ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના** વહાણ "એસેનશન" માં કેપટન શારકીએ એડનની મુલાકાત લીધી, પહેલાં તો તેની સારી માવજત કરવામાં આવી, પણ પાછળથી જ્યાં સુધી તેના વહાણમાંથી જેટલું લેવાઇ શકે તેટલો માલ એડનના સુબાએ લીધો ત્યાં સુધી તેને કેદ રાખવામાં આવ્યો, છ અઠવાડીયા પછી તેને છોડવામાં આવ્યો, પણ જ્યાં સુધી ૨૦૦૦ ડાલરની રકમ આપવામાં આવે ત્યાં સુધી તેના બે સાથીઓને રોકવામાં આવ્યા હતા, પણ અંગ્રેજોએ આ રકમ આપવા ના પાડી, તે ઉપરથી તે બે અંગ્રેજોને સુનામાં પાશા આગળ મોકલવામાં આવ્યા. **કેપટન શારકી** ત્યાર પછી મોખા આગળ આવ્યો જે તે વેલા હિંદુસ્તાન અને ઇજીપ્ટ વચ્ચેના વેપારનું એક મોટું મથક હતું. તુરકી સુબો ઉમદા વિચારનો અને ન્યાયી સરદાર હતો અને તેથી પરદેશીઓને વગર હરકતે વેપાર કરવાની રજા આપી. તે પછીના વરસમાં ઇસ્ટ ઇન્ડીયા કંપની તરફથી **એડમીરલ સર હેનરી મીડલટન**ને વેપાર કરવા મોકલવામાં આવ્યો હતો. તે ૧૦ મી નવેમ્બરે એડનમાં આવ્યો, તે વખતે યફા પાશા એડનમાં સુબો હતો. અહીંથી સર હેનરી મોખા બંદર ઉપર ગયો. બન્ને બંદર ઉપર તેઓને છેતરવામાં આવ્યા, પણ ૧૬૧૨ માં જ્યારે **કેપટન સારીસે** મોખાની મુલાકાત લીધી, ત્યારે તેને ઠીક આવકાર આપવામાં આવ્યો અને ત્યાંના સુબા તેમજ મુખ્ય શહેરીઓએ વિનતી કીધી, કે સર હેનરી મીડલટનની સાથે ચલાવેલી આગલા સુબાની નાપસંદ વર્તણુકને ભુલી જવી. બે વરસ પછી, **ડચ ઇસ્ટ ઇન્ડીયા કંપની** તરફથી **વન ડેન બ્રાકે** એડનની મુલાકાત લીધી હતી અને તેને પણ સારો આવકાર મળ્યો હતો, પણ તેને પછ-

વાડેથી ખબર મળી કે શહેરના વેપારીઓ તેના તરફ અદેખાઇથી જુએછે, માટે તેણે એડન છોડી જવું. ત્યારબાદ તે "શેહર" મુલક આગળ ગયો, અને ત્યાં કોઠી સ્થાપવાને શકિતમાન થયો. ત્યારપછી તેણે મોખાની મુલાકાત લીધી, પણ યમનનો પાશા ડચ લોકોનું આવાગમન ધિકકારની નજરથી જોતો હતો, તેથી તેને હિંદુસ્તાન પાછું ફરવું પડયું.

ઇ૦ સ૦ ૧૬૧૮ માં કેપટન શીલીગ મોખા બંદર આવ્યો.

ઇ૦ સ૦ ૧૬૧૮ માં **સર ટૅામસ રે** જે મોગલ શહેનશાહને ત્યાં એલચી તરીકે આવ્યો હતો તેની ઇચ્છાથી **કૅપટન શીલીંગ મોખા બંદર** આવ્યો, અને ત્યાં પોતાની કોઠી સ્થાપવાની પરવાનગી મેળવવા શકતીવાન થયો.

ઇ૦ સ૦ ૧૬૩૦

ઇ૦ સ૦ ૧૬૩૦ માં **તુર્કી લોકોને યમન છોડવાની** ફરજ પડી, પાછો યમન દેશ **ઇમામ રાજાઓના હાથમાં** આવ્યો, અને મહમદ **પેગમ્બરના જમાઇ અલીના વંશના એક રાજાને** ગાદી મળી. આ વખતે એડન પણ આ રાજાના હાથમાં ગયું હોય એમ લાગે છે, કારણ કે ફ્રેંચ લોકોએ ઇ૦ સ૦ ૧૭૦૮ માં મુલાકાત લીધી હતી અને તેઓ પોતાના વર્ણનમાં લખે છે કે એડન ઇમામ– અલ–માહદીના હાથમાં હતું.

ઇ૦ સ૦ ૧૭૩૫ થી ૧૭૫૩.

ઇ૦ સ૦ ૧૭૩૫ માં **લાહજનો સુલતાન અબ્દાલી**, કે જે ઇમામથી તદ્દન સ્વતંત્ર હતો, તેણે પહેલાં એડન જીતી લીધું. પણ તેના જુલમાટ અને નિર્દયતાથી એડન બંદરની ઘણી ખરાબ હાલત થઇ. ઇ૦ સ૦ ૧૭૪૨ માં તેને મારી નાખવામાં આવ્યો, તેની પછી તેનો છોકરો અબ્દુલ કરીમ ગાદીએ આવ્યો. તે એક ડાહયો અને ઉદાર રાજા હતો. ૧૭૫૩ માં અબદલ–રાબ, હજારીયાના બહાદુર સરદારે એડન ઉપર હુમલો કર્યો, પણ તેને લાંચ આપી મનાવી લીધો પણ તેજ વરસમાં અબ્દુલ કરીમ ગુજરી ગયો, તેની પછી તેનો છોકરો અબ્દલ–હાદી ગાદીએ આવ્યો.

ઇ૦ સ૦ ૧૭૭૧ થી ઇ૦ સ૦ ૧૮૨૭.

ઇ૦ સ૦ ૧૭૭૧ માં એડન ઉપર, અઝાઇબી જાતના સરદાર, અઝાબ માખ્ખીએ હલ્લો કર્યો અને બે દિવસ સુધી એડન તેના હાથમાં રહ્યું. પણ ત્યાર પછી તેને હાંકી કાઢવામાં આવ્યો. અબદલ–હાદી પછી તેનો ભાઇ ફાદલ એડનનો રાજા થયો, પણ તે ઇ૦ સ૦ ૧૭૯૨ માં મરણ પામ્યો. તેની પછી તેનો બીજો ભાઇ આહમદ ગાદીએ આવ્યો, જેના વખતમાં ઇ૦ સ૦

૧૮૦૯ માં **મિ૦ સૉલ્ટે એડનની મુલાકાત** લીધી હતી, અને તેજ પ્રમાણે ઇ૦ સ૦ **૧૮૨૦ માં ઇન્ડીયન નેવીના કેપ્ટન હેન્સ** પણ એડનમાં આવ્યા હતા. ઇ૦ સ૦ **૧૮૦૨ માં સર કોમ પોપહેમે** એડનના સરદાર સાથે મિત્રતા અને વેપારના એકસંપ માટે સુલેહના કોલકરાર કર્યા હતા. આ સરદાર ૧૮૨૭ માં મરણ પામ્યો. તેની પછી તેનો ભત્રીજો મોહસીન બીન ફાધલ સત્તા ઉપર આવ્યો, પણ તે કપટી, લોભી અને નિર્દય રાજા હતો.

ઇ૦ સ૦ ૧૮૨૯ માં ઇંગ્લાંડની રાજ્યસભાએ, એડનને **એક કોલસા લેવાનું મથક** કરવાને વિચાર કર્યો, પણ મજુરો ન મળવાની મુશ્કેલીને લીધે, તે વિચાર તુરત છોડી દેવો પડયો. ઇ૦ સ૦ ૧૮૩૩ માં તુરકી બીલમાસે એડનનો કબજો લેવા પ્રયત્ન કર્યો, પણ તેના એલચીને મારી નાખવામાં આવ્યા; **કેપ્ટન હેન્સે ઇ૦ સ૦ ૧૮૩૫ માં પાછી એડનની** મુલાકાત લીધી, તે પછીના વરસમાં ફાદહાલી લોકોએ એડન ઉપર હુમલો કર્યો અને શહેરને કબજે કર્યું. એડનના ખરાબા ઉપર ભાગી ગયેલા એક બગલાના ખલાસી અને ઉતારૂઓ ઉપર જે જુલમાટ એડનમાં ગુજારવામાં આવ્યો, તેને લીધે મુંબઇની સરકાર તરફથી એડન જીતી લેવા એક ચઢાઇ મોકલવામાં આવી અને ઇ૦ સ૦ **૧૮૩૮ ના જાનેવારી માસમાં કેપ્ટન હેન્સે એડનનો કબજો લીધો.** સુલતાનના છોકરાની કપટ ભરેલી વર્તણુકને લીધે કેપ્ટન હેન્સને પાછું ફરવું પડયું, પણ અંગ્રેજ સરકારની પરવાનગી મેળવી અકટોબરમાં તે પાછો એડન આવ્યો. અંતે એડનના બંદર ઉપર તોપનો મારો ચલાવી એડન જીતી લીધું. ઇ૦ સ૦ ૧૮૩૯ નાં જાનેવારી મહિનામાં **મેજર બેલીની** સરદારી હેઠળ ૩૦૦ ગોરૂં તથા ૪૦૦ દેશી મલી ૭૦૦ માણસોનાં એક લશ્કરે એડન ઉપર હુમલો કરી **એડન શહેરને કબજે કર્યું.** અંગ્રેજ સરકારના ૧૫ માણસો માર્યાં ગયાં, અને આરબ લોકોનાં ૧૫૦ માણસ માર્યાં ગયાં. આ પ્રમાણે **એડન અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું,** અને આજુબાજુના મુલકોમાં વસ્તી જાતો સાથે દોસ્તી ભરેલા કોલકરાર કરવામાં આવ્યા.

ઇ૦ સ૦ ૧૮૨૯ થી ૧૮૩૩

ઇ૦ સ૦ ૧૮૩૮ માં મુંબઇ સરકારની ચઢાઈ.

એડન અંગ્રેજોએ જીત્યું.

**જુન મહિનામાં સુલતાનને** ૫૪૧ જર્મન ક્રાઉનનો **પહેલો પગાર** મળ્યો, અને જ્યાં સુધી તે નિમકહલાલ રહે ત્યાં સુધી સરકારે તેને દર માસે તે રકમ આપવા કબુલ કર્યું. અબદાલીએ એક બે વખત એડનનો કબજો પાછો લેવા પ્રયત્ન કર્યો, પરંતુ અંગ્રેજોએ તેને હરાવ્યો અને તે અંગ્રેજોને તાબે થયો. આ ઉપરથી ૧૮૪૪ ના ફેબરવારી મહિનામાં તેનો પગાર ચાલુ કરવામાં આવ્યો. સુલતાન મોહસીન બીન ફાદલ ઇ૦ સ૦ ૧૮૪૭ ના નવેમ્બર માસમાં ગુજરી ગયો, તેની પછી તેનો છોકરો આહમદ બ્રીટીશ તરફ ઘણીજ નીમકહલાલીથી વર્તતો હતો, તેણે ઇ૦ સ૦ ૧૮૪૮ માં એડનની મુલાકાત લીધી, પણ તે ૧૮૪૯ માં કમભાગ્યે મરણ પામ્યો, તેની પછી તેના ભાઇ અલીને તેના ભાઇનો વારસો મળ્યો. તેના ગાદીએ આવવા પછી તુરતજ **એક નવી સુલેહ થઇ,** તેની તારીખ ૧૮૪૯ નો મે મહિનો છે, અને તેમાં હિંદુસ્તાનના ગવર્નર જનરલ **લૉર્ડ ડેલહૌસીએ** તેજ વરસના ઑકટોબરમાં સહી કરી હતી.

રાણી વીકટોરીઆના રાજ્યમાં મેળવેલું પહેલું સંસ્થાન.

આ પછી આજુબાજુના મુલકના લોકોએ અંગ્રેજ સરદારો તથા સીપાઇઓને મારી નાંખવા માંડયા અને આવાં નિરદય કામો કરી તેઓ અબદાલી અને ફદહાલી લોકોના આશ્રયમાં જઇ રહેતા હતા, તેથી સુલતાનનો પગાર અટકાવવામાં આવ્યો હતો, પણ ઇ૦ સ૦ ૧૮૫૬ માં અંગ્રેજ લોકો આવા હુમલાથી તદન વિમુકત થયા. ૧૮૫૭ નાં વરસની શરૂઆતમાં ફદહાલીએ અંગ્રેજોની સાથે કોલકરાર કર્યા કે અંગ્રેજ સરદારો અને સીપાઇઓને મારી નાંખનારા સર્વે લોકોને પોતાના આશરાથી દુર કરવા અને તેની પ્રજાને રસ્તા ઉપર લુટફાટ ચલાવવાની સખ્ત મનાઇ કરવી. અકરાબી પણ તુરતજ શરણે થયો અને સુલેહ કરી, તોપણ સુલતાન અલી, જે અબદાલીનો વારસ હતો તે ઘણો જુલમ કરતો હતો. શેખ ઓથમાન ગામનો એક કુવો જેના ઉપર અંગ્રેજી પ્રજા પોતાના પાણીને વાસ્તે ઘણો મોટો આધાર રાખતી હતી, તેના ઉપર તેણે કર નાંખ્યો, પણ મુંબઇ સરકારે તેની સખ્ત રીતે ખબર લીધી, અને આખરે આ બાબતનો છેડો આવ્યો.

ઇ૦ સ૦ ૧૮૫૮ ના જાનેવારી મહિનામાં સુલતાન અલીએ અંગ્રેજ સરકારને એક કાગળ લખ્યો કે જ્યાં સુધી અંગ્રેજ સરકાર બરાબર શુધ્ધિમાં આવે ત્યાં સુધી હું અંગ્રેજોને મારા દેશમાં આવવા દઇશ નહિ. ફેબરવારી મહિનામાં

ઇ૦ સ૦ ૧૮૫૮

ત્રણ લુટ થઇ, વળી થોડા દિવસ પછી એવી એક ફર્યાદ થઇ કે અબદાલીએ કોરીનો થોડો એક માલ, જે અંગ્રેજોની માલેકીનો હતો, તેના ઉપર લુટ ચલાવી હતી. આ ઉપરથી તેની સાથે સઘળો વ્યવહાર બંધ કરવામાં આવ્યો અને તેનું લવાજમ પણ બંધ થયું. માર્ચ મહિનામાં સુલતાને શેખ ઓથમાનનું ગામડું પોતાના કબજામાં લીધું, જ્યાં તેણે કુવાને પુરી નાંખ્યો અને બીજાં કર્પીણ કામો કર્યાં. આ ઉપરથી અંગ્રેજ સરકારે તેના ઉપર બ્રીગેડીઅર કોગલનની સરદારી હેઠલ એક ચઢાઇ મોકળી, જેણે પહેલાં **શેખ ઓથમાનનું ગામડું જીતી લઇ** સુલતાનને કબજે કર્યો. થોડા વખત પછી ફદહલી સુલતાન આહમદ બીન અબદલ્લા પણ ઘણોજ મગરૂબ થઇ લુટફાટ ચલાવવા લાગ્યો. આ ઉપરથી તેના ફદહલ દેશ ઉપર કરનલ વુલકોમની સરદારી હેઠલ ચઢાઇ મોકલવામાં આવી. આ ચઢાઇ એ ફદહલ દેશમાં દાખલ થઇ, ત્યાંના બે ત્રણ ગામડાંનો નાશ કર્યો અને અંતે ફદહલ સુલતાને અંગ્રેજો સાથે ૧૮૬૭ માં સલાહ કરી કે તે કોઇ દિવસ પણ લુટ ચલાવશે નહિ. આ સુલેહની જાળવણી માટે તેણે અંગ્રેજોને એક જામીન આપ્યો.

ઇ૦ સ૦ ૧૮૬૮ માં અંગ્રેજ સરકારે એડનનો પશ્ચિમ તરફનો લીટલ એડનનો ભાગ ખરીદી લીધો. આ પ્રમાણે **નાનું એડન અંગ્રેજોના હાથમાં** આવ્યું.

ઇ૦ સ૦ ૧૮૬૮

ઇ૦ સ૦ ૧૮૭૨ ની સાલની આખેરીએ, **યમનમાં તુર્કી લોકોએ જે જીતો** મેળવી હતી, તેની અસરો એડનની આજુબાજુના મુલકોમાં જણાતી હતી. તુર્કી અમલદારોએ એડનની આજુબાજુના મુલકોની જાતોને વશ કરી લેવાને કોશેષ કરી, પણ હૌશાબી નામના માત્ર એકજ શેખે તેમની માગણી કબૂલ રાખી. પણ અંગ્રેજ સરકાર તરફથી જ્યારે એક મોટું લશ્કર મોકલવામાં આવ્યું ત્યારે **તુર્કી લશ્કર** ડીસેમ્બર મહિનામાં **પાછું ફર્યું**, અને અબદલ્લા મોહસીન, તેનો છોકરો અને તેનો ભાઇ અંગ્રેજને શરણ થયા, તેઓને કેદીની હાલતમાં એડન મોકલવામાં આવ્યા. અંગ્રેજી લશ્કર ઝૈદા તરફ કુચ કરી ગયું, પણ હૈશાબી ન્હાશી ગયો અને ઝૈદાનું પરગણું લાહેજના સુલતાનને આપવામાં આવ્યું, આ પછી

ઇ૦ સ૦ ૧૮૭૨.

લશ્કર પાછું એડન આવ્યું. પાછળથી હૈશાબી શેખ નામે અલી બીન માની, અંગ્રેજ રેસીડેન્ટને શરણે થયો, જેથી તેને માફી બખશી.

ઝાલીનો અમીર તુર્કી લોકો પાસેથી ન્હાસી ગયો, પણ તેના દેશની ગાદી એક બીજો શખ્સ પચાવી પડયો હતો, તેને ઝાલી હરાવી શકયો નહિ.

અલાવી એકદમ અંગ્રેજો સાથે મિત્રાચારીભરેલી વર્તણુંક ચલાવા લાગ્યો, તેનો છોકરો, કે જે તુર્કી લોકોના હાથમાં જામીન માટે કેદી હતો, તેને અંગ્રેજ લોકોની ભલામણથી છોડી દેવામાં આવ્યો.

ઈ૦ સ૦ ૧૮૭૩ ની વેપારની મોસમ ઉઘડતાં હબ્શીપશીયન લોકોએ **બરબરા શહેર** જીતી લીધું, ત્યાંથી લશ્કરને માટે **ઘી** અને કાપવા માટે **જાનવરોનો** મોટો જથો એડનમાં આવતો હતો પણ વરસની આખેરી સુધી તે માલ મોકલવામાં અને મંગાવવામાં કાંઇ પણ અડચણ પડી નહિ.

ઈ૦ સ૦ ૧૮૭૩

ગાદી પચાવી પાડનાર મહમદ માશાદ, હજી પણ અમીરના પરગણા ઉપર રાજ્ય ચલાવતો હતો. સોમાલી લોકો સાથે ઈ૦ સ૦ ૧૮૨૭ અને ૧૮૫૬ માં જે કોલકરારો થયા હતા તેથી ઉલટું, હબ્શીપશીયનોએ **સોમાલી દેશના કીનારા ઉપર આવેલું બુલહારનું બંદર અંગ્રેજો સામે** એક વરસ સુધી **બંધ રાખ્યું**, અને ઈ૦ સ૦ ૧૮૭૬ ની શરૂઆતમાં કે જ્યારે વેપારની મોસમ પુરી થઇ ત્યારે અંગ્રેજોની ઇજીપ્તના ખેદીવ ઉપરની વારંવારની અરજીઓ ઉપરથી, તે **બંદર ખુલ્લું મુકવામાં આવ્યું.** આજ વરસની અધવચમાં મહમદ મશદ ન્હાસી ગયો, પણ એડન તેમજ તેની આસપાસના મુલકને આથી ખલલ પ્હોંચી નહિ. અને કાફલાનો રસ્તો ઉઘાડો રહયો.

ઈ૦ સ૦ ૧૮૭૫

આ વરસમાં ફદહલ સુલતાન અને યફઇનો સરદાર પણ નાઝા નદીના પાણીને માટે અંગ્રેજોને જે પૈસાની રકમ ભરવાની હતી તે બાબતમાં સમજુતી ઉપર આવ્યા, જેથી એ બાબદનો પણ નીકાલ થઇ ગયો. ઈ૦ સ૦ ૧૮૭૬ ની સાલમાં અકરાબી અને અબદાલી સાથે એક એવી ગોઠવણ થઇ, કે સુલતાનની મરજી વિરૂદ્ધ તેઓ કોઇ બીજી જાતને આશરો આપશે નહિ.

ઈ૦ સ૦ ૧૮૬૯ ની ૧૭ મી નવેમ્બરે **સુએઝ કેનાલ** ખુલ્લી મુકી.
ઈ૦ સ૦ ૧૮૭૨ એડનની પશ્ચિમે આવેલું **લીટલ એડન** અંગ્રેજ સરકારે ખરીદી કીધું.

ઈ૦ સ૦ ૧૮૮૩ બારાંની ઉત્તર સીમાએ આવેલો જમીનનો ટુકડો અંગ્રેજ સરકારે ખરીદી લીધો.

ઈ૦ સ૦ ૧૮૮૪ ઉપલી જમીનના ટુકડા ઉપર **શેખ ઉસમાનનું** ગામ અંગ્રેજ સરકારે વસાવ્યું.

ઈ૦ સ૦ ૧૮૮૫ **સોમાલી લેંડ** ઉપર અંગ્રેજી રક્ષણ થયું.

ઈ૦ સ૦ ૧૯૦૧ માં અંગ્રેજ સરકારે પોતાના આરબ પાડોશીઓને તુરકીના જુલમાતમાંથી બચાવવાને જુલાઈ ૧૯૦૧ માં એક લશ્કર મોકલી સુલેહ જાળવી તથા તુરકી સરહદ નક્કી કરવાને એક **બાઉન્ડરી કમીશન** નીમ્યું, જેણે પોતાનું મથક **ડી'ધાલા** પસંદ કરી રક્ષણ અર્થે એક નાની લશ્કરી ટુકડી રાખી.

ઈ૦ સ૦ ૧૯૦૧ **મેડ મુલ્લાને** શીક્ષા કરવા અંગ્રેજ સરદારી હેઠળ મોકલેલું સોમાલી લશ્કર.

ઈ૦ સ૦ ૧૯૦૨ અડરજા આગળ હોશબી મુલકમાં તુરકી લશ્કરે એક કીલ્લો લીધો, જેને અંગ્રેજ લશ્કરે હાંકી કાઢયા.

ઈ૦ સ૦ ૧૯૦૪ માં **બાઉન્ડરી કમીશનના** કામમાં ઉપલી યફાઈ તથા કોતેબી જાતોએ હરકત કીધાથી લાંબે વખતે **પુરું થયું.**

ઈ૦ સ૦ ૧૯૦૫ યમનમાં **દુકાળ** પડયો તથા ઇમામ તુરકી જુસરી ફેંકી દેવા નીકળ્યો જેથી અંદરના મુલકનાં વેપારને ઘણી અડચણ નડી.

# પ્રકરણ ૫ મું.

દેશી લોકની વસતી—મરકી—પારસી વસતીની ગણત્રી.
યુરોપીઅનો. અંગ્રેજી પેહડીઓની ગેરહાજરી. આરબોની વસતી.

## વસ્તી. (ભાગ ૧ લો)

**એડનના દેશી** લોકોની વસ્તી જયારે એડન અંગ્રેજ સરકારના હાથ હેઠલ આવ્યું ત્યારે ફકત ૬૦૦૦ માણસોની વસ્તી હતી, જે વધતાં વધતાં નીચે મુજબ થઇ છે.

વસ્તી.

૬૦૦૦ સને ૧૮૩૯
૧૫૦૦૦ ,, ૧૮૪૨
૨૦૦૦૦ ,, ૧૮૫૬ જાનેવારી તા૦ ૧ લી જેમાં ૬૧ પારસી.
૨૩૦૦૦ ,, ૧૮૭૨ જેમાં ૧૨૧ પારસીઓ છે.
૩૫૦૦૦ ,, ૧૮૮૫
૪૨૭૩૪ ,, ૧૮૯૧ ફેબરવારી તા૦ ૨૬ મી જેમાં ૩૧૮ પારસી.
૩૯૯૮૬ ,, ૧૯૦૧ માર્ચ તા૦ ૩૧ મી જેમાં ૩૨૮ પારસી.

સને ૧૯૦૧

૨૭,૧૩૨ પુરૂષ. જેમાં ૨૫૪ પારસી.
૧૨,૮૫૪ સ્ત્રી. ,, ૭૪ ,,

૩૯,૯૮૬ એકંદર ૩૨૮ પારસી.

**મરકી—**

ઇ૦ સ૦ ૧૯૦૦ ના સાલમાં મરકીનો રોગ ફાટી નીકલેલો હોવાથી વસ્તી ઓછી થઇ હતી.

તા૦ ૨૨ મી ફેબરવારીથી તા૦ ૬ ટ્ટી જુલાઇ ૧૯૦૦ સુધી મરકીનો રોગ જારી રહયો હતો, જે અરસામાં ૨૦૦ મરણો નીપજ્યાં હતાં અને પુષ્કળ સોમાલીઓ તથા આરબો પોતાને વતન ન્હાશી ગયા હતા.

ઇ૦ સ૦ ૧૯૦૧ ના સાલમાં લેવાયલી વસ્તીની છેલ્લી ગણત્રી મુજબ તેની આગલ લેવાયલી ગણત્રી કરતાં એડનની વસ્તીમાં ૨૭૦૦ માણસોનો ઘટાડો માલમ પડયો હતો.

ઇ૦ સ૦ ૧૯૦૦ ના વરસમાં ફાટી નીકલેલી મરકીને લીધે સંખ્યાબંધ માણસો મરણ પામ્યાં હતાં તથા ધાસ્તીને લીધે પોતાને વતન નાસી ગયાં હતાં.

સને ૧૯૦૧ ના વરસની ગણત્રી.

| | | વસતી. |
|---|---|---|
| ક્રેતર | ... ... ... ... | ૧૭,૫૨૪ |
| મઅલલા | ... ... ... ... | ૧,૭૬૨ |
| હોદજફ | ... ... ... ... | ૨,૧૩૫ |
| તવાઇ સ્ટીમર પૉઇન્ટ | ... ... | ૪,૫૩૭ |
| કેનટોનમેન્ટ | સીવીલ ... ... | ૨૭૨ |
| | લશકરી ... ... | ૪,૦૭૧ |
| આખી દ્વીપકલ્પની વસ્તી | | ૩૦,૩૦૧ |
| શેખ ઉસમાન | ... ... ... | ૬,૯૪૮ |
| બંદર | ... ... ... ... | ૨,૯૧૬ |
| સઘલી એડન સંસ્થાનની વસ્તી | | ૪૦,૧૬૫ |



## એડનમાં પારસી વસ્તી.

| | ગણત્રી ઇસ્વી સને. | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૮૭૨. | | | ૧૮૮૧ | | | | | | | | | |
| | | | સામટી સંખ્યા. | ૦—૬ | | ૬—૧૫ | | ૧૫ થી વધુ | | સામટા. | | સામટી. સંખ્યા. |
| | પુરૂષ. | સ્ત્રી. | બન્ને જાતી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | બન્ને જાતી. |
| કુમારા ... ... ... | ... | ... | ... | ૧૭ | ૧૯ | ૧૫ | ૧૫ | ૨૫ | ... | ૫૭ | ૩૪ | ૯૧ |
| પરણેલા ... ... ... | ... | ... | ... | ... | ... | ... | ૧ | ૧૦૦ | ૩૨ | ૧૦૦ | ૩૩ | ૧૩૩ |
| રંડાયલા ... ... ... | ... | ... | ... | ... | ... | ... | ... | ૭ | ૫ | ૭ | ૫ | ૧૨ |
| સામટા... | ૯૩ | ૨૮ | ૧૨૧ | ૧૭ | ૧૯ | ૧૫ | ૧૬ | ૧૩૨ | ૩૭ | ૧૬૪ | ૭૨ | ૨૩૬ |

## એડનમાં પારસી વસ્તી.

ગણત્રી ઇસ્વી સને.

| ૧૮૯૧ | | | | | | | | | ૧૯૦૧ | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦—૬ | | ૬—૧૫ | | ૧૫ થી વધુ. | | સામટા | | સામટી સંખ્યા. | ૦—૬ | | ૬—૧૫ | | ૧૫ થી વધુ. | | સામટા | | સામટી સંખ્યા. |
| પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | બન્ને જાતી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | બન્ને જાતી. |
| ૧૨ | ૧૧ | ૨૮ | ૨૨ | ૪૮ | ૪ | ૮૮ | ૩૭ | ૧૨૫ | ૧૭ | ૧૪ | ૧૯ | ૧૬ | ૬૯ | ૫ | ૧૦૫ | ૩૫ | ૧૪૦ |
| ... | ... | ... | ... | ૧૩૮ | ૪૦ | ૧૩૮ | ૪૦ | ૧૭૮ | ... | ... | ... | ... | ૧૩૭ | ૩૪ | ૧૩૭ | ૩૪ | ૧૭૧ |
| ... | ... | ... | ... | ૮ | ૭ | ૮ | ૭ | ૧૫ | ... | ... | ... | ... | ૧૨ | ૫ | ૧૨ | ૫ | ૧૭ |
| ૧૨ | ૧૧ | ૨૮ | ૨૨ | ૧૯૪ | ૫૧ | ૨૩૪ | ૮૪ | ૩૧૮ | ૧૭ | ૧૪ | ૧૯ | ૧૬ | ૨૧૮ | ૪૪ | ૨૫૪ | ૭૪ | ૩૨૮ |

વસતી એડનમાં બે ભાગમાં વ્હેંચાઇ ગઇ છે.

| | ઘેરો | | માણસો. |
|---|---|---|---|
| ગામમાં | ૨,૪૧૦ | માં | ૧૭,૫૨૪ |
| તવાઇમાં | ૬૪૫ | ,, | ૪,૬૫૭ |

ગામનો છેડો સ્ટીમર પૅાઇન્ટ અથવા તવાઇથી ૫ મૈલને અંતરે છે.

સ્ટીમર પોઇન્ટથી ગામમાં જવા માટે "મઅલા" નું બારૂં મુકતાં ઉંચી ચઢણ ચઢવી પડે છે, જેથી ત્યાં હલકી અમેરીકન ભાડુતી ગાડી વપરાય છે.

તવાઇમાં મોટી દુકાનો, કૅાનસલેટ આફીસો, આગબોટના એજન્ટો, બેંક, હોટેલ, ટપાલ અને તાર ઑફીસ વગેરે આવ્યું છે. મોટી પેઢુ-ડીઓની શાખાઓ ગામમાં પણ છે.

**અંગ્રેજો—**

અંગ્રેજોમાં મુખ્ય વસ્તી ગોરી રીજમીટના સીપાઇઓ, તેના અમલદારો તથા બારાંમાં લંગર કરી પડેલી મનવારો, આગબોટો ઉપર કામ કરતા ગોરા ખલાસીઓ તથા અમલદારની છે. કેટલાક અમલદારો કુટંબ કબીલા સહીત રહે છે.

યુરોપીઅનો.

યુરોપ્યનોમાં કેટલીક અંગ્રેજ, અમેરીકન, ફ્રેંચ, જરમન, ઇટાલ્યન, ગ્રીક વગેરેની પેઢડીઓ છે. અંગ્રેજોને વસવાટની જગ્યાઓ દેશીઓની વસ્તીથી તદન દુર છે.

અંગ્રેજ અમલદારોના રહેવાનાં મકાનો ટેકરીઓની ટોંચ ઉપર ખુલ્લી હવામાં બાંધ્યા છે. સાહસીક **અંગ્રેજી પેઢડી** ફકત **એકજ** છે.

એડન અંગ્રેજી હકુમત હેઠળ હોવા છતાં **અંગ્રેજી પેઢડીઓની ગેરહાજરી**નું કારણ સહેજમાં સમજ પડી શકતું નથી.

અંગ્રેજી પેઢડીઓની ગેરહાજરી.

**મુખ્ય વસ્તી આરબો અને સોમાલીઓ**ની છે. તેઓમાં એક સ્ત્રીએ બે મરદોની રાસ આવે છે. ઘણાકો એડનમાં જનમેલા હોય છે. કેટલાકો યમન અથવા સોમાલીલેન્ડના સામેના આફ્રીકન કોસ્ટા ઉપરથી આવેલા હોયછે. ઘણાક સોમાલીઓ થોડોક વખત માટે એડનની મુલાકાત લે છે. તેઓના દેશમાંથી લાવ લઇ જાવ કરવાને પુરતી સગ-

વડ મલે છે. શેઠ કાવસજી દીનશાહ તથા ભાઇઓ તથા પીરમ કોલ કુ૦ ની આગબોટો સોમાલી કોસ્ટા ઉપર વારંવાર દોડે છે, જેથી દર અઠવાડીએ ૨૦૦ થી ૫૦૦ સોમાલી મરદ, ઔરત અને બચ્ચાં એડનમાં આવજાવ કરે છે.

આરબો.

**આરબોની વસ્તી સઉથી વધુ છે.** તેઓ આખી વસ્તીના ⅔ ભાગ જેટલા છે. ત્યારબાદ યાહુદીઓ, હીંદીઓ અને સોમાલીઓ આવે છે. કેટલાક ધીકતો વેપાર કરનાર આરબ વેપારીઓની દેશાવરોમાં ઠીક આંટ અને દરજ્જો છે. હલકી જાતના આરબો સખત મેહનત કરી પોતાનું ગુજરાણ કરે છે. અજબ જેવું એ છે કે ધણા થોડાક આરબો આસપાસના નજદીકના ગામોમાંથી આવે છે. સઘલાઓ મોટે ભાગે યમનના અંદરના મુલકોમાંથી તથા તુરકી અર્બસ્થાનમાંથી આવે છે.



## પ્રકરણ ૬ ઠું.

સોમાલી સ્ત્રીઓ-સોમાલી ઓલાદ-સોમાલી સીપાઈ-સોમાલી શીકારી-સોમાલી-દીઆ-સોમાલી નામોની ઉતપંતી-સોમાલી કુમારીકાઓ-તજી દીધેલી સોમાલી ઓરતો-તજી દીધેલા સોમાલી છોકરાઓ-સોમાલીનો ખોરાક-સોમાલી લોકોનો પોષાક-સોમાલી કુમારીકા-સોમાલી લોકોની ક્રિયાઓ-સોમાલીમાં લગ્ન-ક્રિયા-સોમાલીમાં મરણ ક્રિયા.

## વસતી ભાગ ૨ જો.

### સોમાલી—

સોમાલી લોકો ઊંચા કદના, પતલા અને કાલા રંગના હોય છે. તેઓ ધાંધલીઆ અને જલદીથી ઉશ્કેરાઇ જાય એવો સ્વભાવ ધરાવે છે. તેઓના મોઢાનો ઘાટ ઠીક હોય છે, અને ચેહરા યુરોપ્યન લોકોને મળતા આવે છે. પોશાકમાં તેઓ એકજ સફેદ સુતરાઉ મોટું કપડું ડાબા ખભાથી પગ સુધી વીટાળીને પેહરે છે. જમણું ખભું તથા હાથ ખુલ્લા રાખે છે કે જેથી ઝટ દેતો જોઇએ ત્યારે ભાલો વાપરવાને બની શકે. એડનમાં હાલ ભાલા છોડાવી દઇ લાકડી વાપરવાની સરકારે ટેવ પાડી છે.

પોતાના દેશમાં જાતજાતમાં કજીઓ કંકાસ થાય તે વેલા તૈયાર રહેવાને તેઓ ભાલા, ઢાલ અને એક નાની તરવાર હમેશાં બાંધી રાખે છે. તેઓ માથા ઉપર કશુંએ ઢાંકણ અથવા ટોપી રાખત નથી. તેમના બાલ ટુંકા, કાળા અને કરચલીવાલા હોય છે, તેઓ બાલ ઉપર એક જાતની મટોડી ચોપડે છે જેથી તેનો રંગ રાતો પીલો લાગે છે. થોડા દીવસમાં તે રંગ ધોવાઇ જાય છે. એ મટોડી લગાડવાની મતલબ સુખશાન્તિના નિયમ ઉપર રચાઇ હોય એવું તેઓ માને છે. બુઢો માણસ તદન માથુ બોડાવી નાખે છે. સોમાલી સ્ત્રીઓને બહાર ફરવા હરવાની છુટ છે. તેઓ ખુલ્લે ચેહરે સઘળી જાતના લોકો સાથ ભેળાય છે તથા છુટથી વાતો કરે છે. સ્ત્રીઓનો દરજ્જો સોમાલીમાં ઉતરતો ગણાય છે.

**સોમાલી સ્ત્રીઓ** જો કે રંગે કાળી તોપણ ઘાટઘટમ તથા તન્દુરસ્તીની બાબતમાં ખચ્ચીતજ રૂપાળી અને સુંદર હોય છે. તેઓ પોતાની ગુંજાસ મુજબ દરદાગીના પહેરે છે તથા સફેદ સુતરાઉ કપડું પોતાના દીલની આસપાસ નાજુકાઇથી ઘટતી રીતે વીંટાળે છે.

સોમાલી સ્ત્રીઓ.

નાની સોમાલી છોકરીઓ માથાં ઉપર કશુંએ પહેરતી નથી પણ લગ્ન થવા બાદ પોતાના બાલો એક ઘેરાં બલુ કપડાંની ટોપીમાં ગોઠવી અંબોડો વાળે છે, કુમારીકાઓ સરખી લીટીમાં એક સરખા સફાઇદાર બાલ હોરીને ઝુલતા રાખે છે.

સોમાલીઓનો દેશ આફ્રીકા ખંડના ઉત્તર પુર્વ સીંગડા તરફ આવ્યો છે, જ્યાં પુષ્કળ સીંહ, હાથી વગેરેનો શીકાર મળે છે, જેથી ઘણાક જાણીતા **શીકારીઓની પારટી વેલાયત અને મુંબઇથી** ખાસ શેકારગાહે ઉતરી પડે છે.

સોમાલી ઓલાદ.

**સોમાલીઓ** જો કે આફ્રીકન જાતના છે, તોપણ તેઓના ચેહરા કોકેશ્યન જાતને વધુ મળતા આવે છે અને હબસી જાતથી તદન નીરાળા છે. એવું કહેવાય છે કે તેઓ હાલ સોમાલીલેન્ડને નામે જાણીતા થયલા આફ્રીકાના ભાગમાં રહેતા વતનીઓ સાથ આરબોએ કીધેલાં લગનથી ઉતરી આવેલા છે.

તેઓ સઘળા **મુસલમાની ધર્મ** પાળે છે.
અને પોતાની **સોમાલી ભાષા** બોલે છે.

સોમાલીઓ સખત મેહનતનું કામ કરવાને રાજી નથી. તેમજ કાંઇ જોખમદારીવાળાં કામ માટે પણ તેઓ પોતાના દેખાવ અને સ્વભાવથી તદન નાલાયક ઠરે છે. તેઓ બોટવાલા, ગાડીવાલા અને બીજા ધાંધલ ધરપચ વાપરી શકાય એવા ધંધામાં પડે છે. એથી વધુ ધંધામાં તેઓ ફાવી શકતા નથી.

સોમાલીઓ પોતાના દેશમાં અચ્છા સીપાહ બચ્ચા થઇ શકે છે.

સોમાલી સીપાઇ.

**મૅડ મુલ્લાં** સામે થવાને **સોમાલીઓની ટુકડી** અંગ્રેજ અમલદારોની સરદારી હેઠળ ઉભી કીધી હતી તેઓ માટે લશકરી સત્તાવાળાઓએ સારો રીપૉર્ટ કર્યો છે.

સોમાલી શીકારી

સોમાલીઓ **સીંહ અને હાથીના શિકાર** વખતે અચ્છી બહાદુરી તથા મરદાનગી બતાવે છે.

ચાલવામાં અને લાંબી મંજલ કાપવામાં સોમાલીઓની બરોબરી કોઇજ કરી શકે.

કોઇવાર તે **હરામખોર, આલસુ, લોભીયો અને બેદરકાર બની જાય છે.** સોમાલીઓ ખુનનો બદલો ફાંસી માનતા નથી, પણ આદમીના ખુન માટે ૧૦૦ સાંઢણી અને ૪ ઘોડા "દીઆ" લે છે. ઓરતના ખુનને માટે તેનો અરધો હીસ્સો લેછે.

સોમાલી દીઆ.

**સ્ત્રી હરણ સૌથી મોટો તકસીર કહેવાય છે,** જેને માટે કોઇવાર ભારે લડાઇ થાય છે. નાના ફેસાદ માટે મુલ્લાંની મરજી પ્રમાણે ખાસડાંનો માર પડે છે. **સ્ત્રીઓ** વગર કેળવાયલી, જાતે ફુવડ, મહેનતુ અને ધણીના કામકાજમાં મદદ કરનારી હોય છે. મંજલ કાપવામાં તથા મેઢાં બકરાંની દેખરેખ રાખવામાં પોતાના ધણીની બરોબરી કરી શકે છે.

**સોમાલી નામો** ઘણું કરી વખત અને ચોઘડયાં ઉપરથી આવે છે.

સોમાલીનામોની ઉતપંતી.

વાબેરી=સવારે જન્મેલો
ગેડી=કુચ કરતી વખતે જન્મેલો
ગડીદ=બપોરે જન્મેલો
રોબલે=વરસાદ વખતે જન્મેલો

**વધુ દીકરીઓનો બાપ વધુ સુખી કહેવાય છે,** જ્યારે દીકરી નાની હોય ત્યારે બાપના મેઢાં બકરાં સંભાલે છે, જ્યારે દીકરી પરણી જાય ત્યારે **તેનો ખાવીંદ તેણીના બાપને** ૩ ઘોડા અને ૨૦૦ મેઢાં બકરાંની **"વરદ" આપે છે.** જે ઘણું કરી તે બાપ પોતાની દીકરીને પાછું આપી સુખી કરે છે.

સોમાલી કુમારીકાઓ.

તેઓ નાની ઉમરમાં પોતાની દીકરીઓના લગન કરતા નથી. એક ભાઇના મરણ બાદ તેની વીધવાને બીજો ભાઇ પરણે છે. જેથી વધારે ભાઇઓ ધરાવતો ધણી વધુ પસંદ હોય છે.

સોમાલી લોકો એડનમાં નોકરીની શોધમાં આવે છે અને જ્યારે તેઓ નોકરીમાં જોડાઇ સારી સ્થીતીમાં આવે છે, ત્યારે તેઓ એડનમાં એક ઓરત પરણે છે, પણ તેઓની ખાસીયત પ્રમાણે પાછા તેઓને પોતાના દેશમાં નાસવાનું મન થાય, ત્યારે આ પરણેલી ઓરતને એડનમાંજ છોડી દઇ, તે ચાલ્યા જાય છે. તે વખતે તે ઓરત હમેલદાર હોય છે અથવા એક બે બચ્ચાંની માતા હોય છે. નાસી જનાર ખાવિંદ, ઓરતના હાથમાં

તજી દીધેલી સોમાલી ઓરતો.

એક નાની જેવી પૈસાની રકમ મુકી જાય છે, તે થોડા વખતમાં વપરાઇ જાય છે જેથી તે બાપડી ઓરતને પુનર્લગ્ન કરવું પડે છે અથવા પોતાનાં ગુજરાનને માટે મહેનત કરવી પડે છે. આવી માતાઓ પોતાના છોકરાઓને ચાર **પાંચ વરસની ઉમરેજ તજી જાય છે,** જે વખતે કોઇ ખેશી તેમની સંભાળ લે છે, અથવા તેઓને ભીખ માંગીને, ચોરી કરીને, ચાકરી કરીને, મછવા હંકારવાનું કામ કરીને, ઉતારૂઓના સંદેશા લઇ જઇને પોતાનું ગુજરાન કરવું પડે છે.

તજી દીધેલા સોમાલી છોકરાઓ.

આ છોકરાઓને બાપ તરફની ૭ સાત પેઢીનાં નામ યાદ હોય છે, કારણકે તે નામ વડે અરસપરસના કજીઆઓમાં તેઓને ઓળખી શકાય છે. છોકરીઓ ઘણું કરીને તેમની માતા સાથે અથવા તેમના કોઇ ઓળખીતા સાથે રહે છે અને હીંદીઓ અથવા યુરોપ્યનોને ત્યાં દાસી તરીકે કામ કરે છે. જ્યારે તેઓ પરણવાની ઉમરે પહોંચે છે, ત્યારે તેઓને આરબો, હીંદીઓ અથવા સોમાલી લોકો પોતાની મોહરદાર તરીકે સ્વીકારે છે.

સોમાલીઓ દીવસના બે વખત જમે છે. સવારના નવ વાગતાં અને સાંજના ૬ વાગે. તેઓ પોતાના **ખોરાક** પાછળ મહીને રૂ. ૭ થી રૂ. ૧૫ ખરચે છે. જેઓ એડનમાં રહે છે, તેઓ માલલા ગામમાં એક ઘર રાખે છે. તેમના **કપડાંનો ઝાઝો ખરચ થતો નથી.** એક "ટોબ"ની કીંમત એક ડૅાલર થાય છે, અને તેમનો એક પોષાક આખું વરસ ચાલે છે, સોમાલીઓ પાસે જવલ્લે ૮૦ થી ૧૦૦ રૂપીઆનાં ઘરેણાં હોય છે, અને તે પણ ઘણી વખત તેઓને વેચી નાંખવાની ફરજ પડે છે.

સોમાલીનો ખોરાક.

**સોમાલી લોકો સુતરનું એકજ સફેદ કપડું પહેરે છે.** આ કપડું આશરે ત્રીશ ઇંચ પહોળું અને ત્રણથી ચાર વાર લાંબુ હોય છે, અને તે માત્ર શરીરની આસપાસ વીંટાળવામાં આવ્યું હોય છે, અને તેનો એક છેડો માથા અથવા ખભાં ઉપર લઇ જવામાં આવે છે. આ કપડું કોઇપણ રીતે સગવડ ભરેલું કહેવાયજ નહિ, કારણ કે પહેરનાર તેને પોતાના હાથ વતી તેની જગા ઉપર રાખે છે, તે કપડું ઘણી વખત ખસી જવાની ધાસ્તીમાં રહે છે, અને કોઇ વખત તો તે નીચે પડી પણ જાય છે, જે દેખાવથી

સોમાલી લોકોનો પોષાક.

સામા માણસને ઘણું અસભ્ય લાગે છે. તેથી આરબ લોકોની માફક તેઓ પણ એક જભ્ભો પહેરે છે. તેઓ **માથું ઉઘાડું** રાખે છે, પણ ઘણા તવંગર લોકો તેમ કરતા નથી, જ્યારે માથાં હજામત કર્યા વગરનાં હોય અથવા ગુચ્છાદાર વાળવાળાં હોય છે, ત્યારે તેઓ માથાં ઉપર સફેદ માટોડી અથવા ચુનાની બનાવટની એક ચીજ ચોપડે છે, જે જ્યારે ધોઇ નાંખવામાં આવે છે ત્યારે બાલ ગુચ્છાદાર થઇ જાય છે. ઘણાક સોમાલી લોકો, હમણા આરબો, હીંદીઓ અથવા અંગ્રેજોના જેવો પણ પોષાક પહેરે છે.

સોમાલી કુમારીકા.

**કુંવારી છોકરીઓના કરતાં જુદીજ રીતે પરણેલી ઓરતો** પોતાના બાલ હોરે છે. તેઓ પોતાના માથાંને આસમાની રંગના જાલીવાળા એક રૂમાલથી ઢાંકે છે, જેનો છેડો ગરદન નીચે લટકે છે. પરણવા પહેલાં છોકરીઓ વચમાંથી સેંટો પાડે છે, અને ઝીણી ઝીણી હારમાં પોતાના બાલ હોરીને ગોઠવે છે. તહેવારના દીવસે તેઓ ફુલો પહેરે છે, અને આવા અવસરે એક સોમાલી છોકરી નાજુક દેખાવવાળી સુધરેલી કુમારિકા જેવી લાગે છે. મરદોની માફક **ઓરતો પણ એકજ કપડું વાપરે છે,** પણ તે બીજી રીતે પહેરવામાં આવે છે. પોતાની કમરની આસપાસ એક પેટીકોટની માફક તેને વીંટાળે છે, અને તેની પછવાડે કેટલીક ઘડીઓ કરી કલ્લી કરે છે. આ કપડાંને પવન વારંવાર ખસાડી નાંખેછે જેથી કુંવારી છોકરીઓ ઉપલા ભાગને ઉડી જવા નહિ દેવા માટે કંમરની આસપાસ દોરીનો એક કટકો બાંધે છે. પરણેલી ઓરતો એટલી બધી સંભાળવાળી હોતી નથી. તેથી ઘણી વખત ઘુંટણથી ઘણે ઊંચે તેનો પગ ઉઘાડો રહે છે.

સોમાલી લોકોની ક્રિયાઓ.

**જન્મ અને સુન્નતની** ક્રિયાને પ્રસંગે સોમાલીઓ આરબ લોકોથી કાંઇ જુદી ક્રિયાઓ કરતા નથી. જેઓ પાસે આરબ લોકો જેટલા પૈસા હોય છે તેઓ સર્વે અવસરો આરબોની માફક પાળે છે.

સોમાલીમાં સુનત ક્રિયા.

સોમાલી લોકોમાં આ ક્રિયા સાત આઠ વરસ પહેલાં થતી નથી. સોમાલી દેશમ **કાંઇ વિચિત્ર રીવાજ** ચાલુ છે. સોમાલી છોકરીઓને પણ સુન્નત કરે છે.

બીજા સુધરેલા દેશોની માફક આ લોકમાં પણ લગ્ન બેઉ બાજુની કબુલાત પછીજ થાય છે. જ્યારે છોકરા ને છોકરીની ચાલચલણ અને સ્વભાવ સંબંધી ખાત્રી થાય છે ત્યારે તે છોકરીના કુટુંબના વડા પાસે તેના હાથની માગણી કરે છે અને તે વડીલ તેની પસંદ કરેલી છોકરી સાથે ગોઠવી આપે છે.

સોમાલીમાં લગ્ન–ક્રિયા.

આરબોની માફક, છોકરા તરફના ત્રણ ચાર જણાઓ છોકરીના બાપને ત્યાં જાય છે અને "**ડાફા**"ની રકમ નક્કી કરે છે, જે ૩૦ ડાલરથી વધુ હોતી નથી. અદરાવા પછી એક વરસે, છોકરાના સગાંઓ છોકરીના બાપને ઘેર જાય છે અને નક્કી કરેલી "ડાફા"ની રકમ આપે છે. આ વખતે છોકરીનો બાપ તેમની ઘણી સારી માવજત અને પરોણાગત કરે છે. થોડા દિવસ પછી જેમ આરબ લગ્ન પ્રસંગે ધર્મની ક્રિયા હોય છે તે પ્રમાણે એક કાજી અહીં પણ ધર્મની ક્રિયા અથવા "**અકુડ**" કરે છે. હવે પરણતો છોકરો આ છોકરીના બાપને ઘેર સાત દિવસ રેહવા જાય છે, જે વખતે છોકરીના ઘરની સામે ખુશીખુરમી તથા નાચ રંગ થાય-છે. સાતમે દિવસે છોકરીનો બાપ છોકરાનાં સગાંઓને મેજબાની આપેછે જયારે પરણતા છોકરા અને છોકરીનો મેળાપ થઇ શકે છે. ધર્મ ક્રિયા વખતે તે પરણનાર છોકરો પોતાનાં હથીઆરથી સજ્જ થએલો હોય છે. "ડાફા" શિવાય તેને અથવા તેના કુટુંબને કાંઇપણ ખરચમાં ઉતરવું પડતું નથી. તે એક અઠવાડયું અહીં રહયા પછી પરણેતરને પોતાને ઘેર લઇ જાય છે, ગગરના લગનની વખતે ધર્મ ક્રિયા શિવાય બીજું કશુંએ થતું નથી. **વિધવા** ઘણું કરી પોતાના ગુજરનાર ધણીના નજદીકના સગાને પરણે છે.

**સોમાલી લોકોની મરણ** વખતની ક્રિયા આરબોમાં ચાલતી મરણ ક્રિયાથી કાંઇ જુદી નથી. માત્ર આટલોજ તફાવત છે કે આરબોના મરણ વખતે કુરાનનું વાંચન મસજીદમાં થાય છે, પણ સોમાલી લોકોમાં કુરાનનું વાંચન તેઓના ઘરમાં થાય છે, અને સોમાલીઓ શોક માત્ર બેજ દિવસ પાળે છે.

સોમાલીમાં મરણ ક્રિયા.

# પ્રકરણ ૭ મું.

આરબો—આરબોનો પોષાક—આરબ ઓરતોનો પોષાક—આરબ લોકોનો ખોરાક—આરબોમાં પીણાનું વ્યસન—આરબોની ધર્મ ક્રિયાઓ—આરબોમાં જન્મ ક્રીયા—આરબોમાં સુંનતની ક્રીયા—આરબોમાં લગ્નની ક્રીયા—પરણતો છોકરો—પરણતી છોકરી રીત-કાટ—આરબોમાં મરણ ક્રિયા.

## વસ્તી—ભાગ ૩ જો.

### આરબો:—

આરબો.

આરબ લોકો ઠીંગણા કદના, ખડતલ, અને મજબુત બાંધાના ખુલ્લા ઘઉંવરણના ચેહરા તથા લાંબા કાલા બાલવાલા હોય છે. તેઓ મોટો જભ્ભો તથા પાઘડી પેહરે છે. આરબ સ્વભાવે નરમાશવાલો હોય છે. ઉંચી વર્ગની આરબની સ્ત્રીઓ સખત પરડામાં રહે છે, જેથી તેઓ પોતાનો ચેહરો બહાર દેખાડતી નથી.

આરબ સ્ત્રીઓ માંથાથી પગ સુધી ઘેરા રંગનો જભ્ભો પહેરે છે.

એડનના આરબો મોટે ભાગે ખડતલ મેહનત કરે છે અને કોલસો ઉંચકનાર તથા બોજે ઉપાડનાર મજુરો તરીકે તેમજ આગબોટોમાં આગવાલાની નોકરીએ લાગેલા હોય છે. ઘણાકો દુકાનદારો તથા વેપારીઓ હોય છે. કેટલાક વહાણવટીઓ હોય છે. તેઓ ઘણાક દેશી વહાણો તથા બંગલાના ધણીઓ હોય છે. તેઓની પેહડીઓની શાખાઓ ઇજીપ્ટ, અરેબીઆ, અને આફ્રીકામાં હોય છે.

આરબોનો પોષાક.

એડનમાં વસ્તા આરબોએ લાહજના પરગણામાં રહેનાર લોકોનો પોષાક પસંદ કીધો છે. મરદો સુરતી બનાવટની રેશમી અથવા સુતરાઉ પાઘડી પહેરે છે. તે માથાથી ગરદન સુધી નીચે વીંટાલવામાં આવે છે અને તેનો એક છેડો પીઠ સુધી લટકે છે. આ પાઘડીની નીચે માથાને ઢાંકવાને એક ટોપી પહેરે છે. બીજું તેઓ સફેદ અથવા રંગેલા સુતરનો અથવા બીજા કોઇ જાડા કપડાંનો એક સાલો પહેરે છે. આ સાલ્યાને આગળની બાજુ

ઉપર ચાર પાંચ બટન હોય છે. તથા સુતરનો બનાવેલો સફેદ કોરવાળો એક "માવીઝ" પહેરે છે. જે પહેલાં ઝેબીદ શહેરમાંથી આવતો હતો પણ હાલ સુરત શેહરમાંથી તે સસ્તો મળે છે. આ માવીઝ તેઓ ઘુંટણ સુધી પહેરે છે, અને તેની આસપાસ તેઓ સુતરનો બનાવેલો એક પટો બાંધે છે. ડાબા ખભા ઉપર તેઓ સુતરનો બનાવેલો ખેસ લટકાવે છે. જે સુરત અથવા મદ્રાસમાં બને છે. જ્યારે કાંઇ ચીજ તેઓને લઇ જવી હોય ત્યારે તેઓ તેમાં મુકી ખભે લટકાવે છે, અને જ્યારે કાંઇ ઝડપનું કામ કરવાનું હોય ત્યારે તે ચીજ એક પટા તરીકે માવીઝ ઉપર બાંધી લે છે.

આરબો જુદી જુદી જાતના **ચંપલ** પહેરે છે, જે હોડેડા અથવા સીંગાપોરથી આવે છે. ઘણી હલકી જાતનો માલ એડનમાં પણ બને છે. આ ચંપલ જાડા ચામડાના તલીઆનું બનેલું હોય છે, અને તેને માણસના પગના આકારનું બનાવે છે.

આરબ ઓરતના પોષાક.

**આરબ ઓરતો** એક બદીઆન જેવું સુતરાઉ અથવા રેશમી કપડું પહેરે છે, તેને એક લીલા ચામડાંનો પટો બાંધેલો હોય છે. વળી જ્યારે તેઓ બહાર જાય છે ત્યારે તેઓનું મોઢું ઢાંકવાને તેઓ સુતરાઉ અથવા રેશમી લાલ અથવા કાળી શાલ ઓઢે છે. તેઓ માથા ઉપર એક રેશમનો નાનો રૂમાલ બાંધે છે. આ રૂમાલથી તેઓના બાલ બરાબર ઢંકાય છે. ઓરતો ઘણું કરીને તેલમાં ભેળેલી સુગંધીથી પોતાના કપાળ, બાલ, હોઠ, હડપચી, ગળું, છાતી ગરદનનો ઉપરનો ભાગ તથા હાથ પગ રંગે છે. મરદ અને ઓરત બન્નેને તેમનાં ઘરમાં અંબર, હીરાબોલ, લોબાણ, સુખડ, વિગેરે **સુગંધીઓ વાપરવાની ઘણી આદત હોય છે.** ઓરતો સોના રૂપાનાં ઘરેણા પહેરે છે. મોકા, હોદેદા, જદા, મસ્કત, મકાલા અને શહેરમાં વસતા આરબ લોકો પોતપોતાના દેશ પ્રમાણે પોષાક પહેરે છે.

આરબ લોકોનો ખોરાક.

પૈસાદાર આરબ લોકો હાથની બનાવેલી ઘઉંની રોટલી, ઘી, મધ, ચાવલ, અને ગોશ પોતાના ખોરાકમાં વાપરે છે. તેઓ તરકારી અથવા માછલી ઘણું કરીને વાપરતા નથી.

ગરીબ વર્ગના આરબો જુવારની રોટલી, ખજુર, માછલી, ચાવલ અને મેથીના બીનો બનાવેલો સુપ જેને તેઓ "હોલબા" કહે છે, તે ચીજો પોતાના ખોરાકમાં લે છે. તેઓ ગોશ કદાચજ ખાય છે.

હબસીઓનો ખોરાક આરબના જેવો છે. પીણાં તરીકે સુંઠ અથવા એલચી નાંખેલી કૅાફી વાપરે છે. આ કૅાફી રાત દિવસ પુશ્કળ પીધામાં આવે છે તેથી એડનમાં ઠેકાણે ઠેકાણે **કાવાખાના** છે, ત્યાં સર્વ લોકોને કૅાફી વેચાતી મળી શકે છે.

આરબોમાં પીણાં નું વ્યસન.

**તંબાકુ અને કાટ** સિવાય આરબ લોકો બીજું કાંઇ કેફી પીણુ વાપરતાં નથી. તવારીખ લખનાર પ્લેફેર ૧૬ મી સદીના આરબ લેખકના પુસ્તક ઉપરથી લખે છે કે પહેલાં કાટનો ઉકાળો વાપરવામાં આવતો હતો પણ તેમાં કૅાફી નો ભાગ વિશેષ હતો. ઉંચા વર્ગના આરબો બેરીની બનાવેલી કૅાફી વાપરે છે. આરબો માત્ર યુરોપ્યનો સાથે સંબંધમાં આવવાથીજ દારૂ પીએ છે, પણ દારૂ પી છાકટા થવું તેઓમાં સાધારણ નથી. લગભગ સઘળા લોકો તંબાકુ ખાય છે અથવા પીએ છે.

આરબોની ધર્મ ક્રિયાઓ.

આરબોની ધર્મ ક્રિયાનું અત્રે પહેલાં વર્ણન આપ્યું છે. તેઓની ધર્મ **ક્રિયાઓમાં મુખ્ય જન્મ, સુંનત, લગ્ન અને મરણ** વખતની ક્રિયાઓ છે. નીચે જે ક્રિયાઓનું બ્યાન આપેલું છે, તે મધ્યમ વર્ગના માણસોમાં થાય છે. તવંગર અને ગરીબ લોકો તેઓની સ્થીતિ પ્રમાણે ખર્ચ વધુ ઓછો કરે છે.

આરબોમાં જન્મ ક્રીયા.

એક બાળકના **જન્મ વખતે** એક બકરાનો બાળક નજદીક **ભોગ** આપવામાં આવે છે, અને તેનું ગોશ પડોશી અને સગાંઓને વ્હેંચી આપવામાં આવે છે. જન્મ પછી સાતમે દિવસે બચ્ચાંનાં માબાપ અથવા મુલ્લાં અથવા તેનો સગો બચ્ચાનું નામ પાડે છે. બાળકના કાનમાં ખોદાની બંદગીના કલામો કહી સંભલાવે છે. તે વખતે સગાં અને પાડોશીઓને બોલાવવામાં આવે છે અને મીજલસની વચ્ચો વચ એક ખાલી થાલી મુકે છે, તેની અંદર દરેક માણસ ઘણું કરીને એક રૂપીઆનો સિક્કા નાંખે છે. આ થાળીમાં એકઠી થએલી રકમ, બચ્ચાંની માતાની સાર વાર કરનાર દાઇને આપવામાં આવે છે. ત્યાર પછી મેજબાનોમાં ફુલપાન અને સુગંધીઓ ફેરવીને સઘલા રૂખસદ લે છે.

આરબોમાં સુંનતની ક્રીયા.

જન્મ પછી સાતમે, દશમે અથવા વીસમે દિવસે આ ક્રિયા થાય છે. તે દિવસે દોસ્તો અને સગાંઓને એકઠાં કરે છે. એક **હજામ આ ક્રિયા** કરે છે તથા ક્રિયા કર્યા પછી સાધારણ ઉપાય કરે છે. આ વખતે પણ વચમાં એક થાળી,

ખેરાતના પૈસા નાખવાને મુકવામાં આવે છે, જે પૈસા હજામને મળે છે. એક અઠવાડીઆ પછી દોસ્તો અને સગાંઓને બચ્ચાંના માબાપ તરફથી એક જ્યાફત મળે છે, તે રાતે ધર્મના ફરમાન મુજબ બંદગી કરવામાં આવે છે, જે વખતે કવિતામાં ખુદાની બંદગી થાય છે અને "કાટ" ઘણો વપરાય છે.

આરબોમાં લગ્નની ક્રીયા.

જ્યારે એક આરબ પોતાના છોકરાને **પરણાવવા** માંગતો હોય ત્યારે પસંદ કરેલી છોકરીના માબાપને ઘેર એક આદમી મોકલે છે. જો તે આદમી અને છોકરીના માબાપ વચ્ચે સમજુતી થાય છે તો છોકરાનો બાપ અથવા સૌથી નજદીકનો સગો છોકરીના માબાપને ઘરે જાય છે, અને સાથે

પરણતો છોકરો—પરણતી છોકરી—રીત.

**રીત** "ડાફા" નક્કી કરે છે, જે સાધારણ રીતે ૫૦ થી ઉપર ડાલર હોય છે. થોડા દિવસ પછી ૫૦ અથવા ૬૦ દોસ્તો અને ખેશીઓને લઇને પાછો તે ત્યાં આવે છે અને તે સઘળાની હાજરીમાં નક્કી કરેલી "ડાફા" છોકરીના **બાપને આપે** છે. કૉફી, અત્તર અને મીઠાઇ તે મીજલસમાં વ્હેંચાય છે અને ત્યારપછી તેઓ ત્યાંથી રજા લે છે.

એક અઠવાડીઆમાં લગ્ન થાય છે. છોકરાનો બાપ પોતાના ઘેરની સામે એક માંડવો બાંધે છે તથા "મકીલ" અને "સમસ" માં હાજરી આપવાને પોતાના દોસ્તો અને સગાંઓને તેડાંની ચીઠી મોકલે છે. જે એક દહાડો અને રાત ચાલે છે અને તે પછીની સહવારે, પરણતા છોકરાને હુના અથવા "માહદી" થી નવરાવે છે તથા તેને ભપકાદાર કપડાં પહેરાવે છે. તે એક તલવાર અને જંબીઓ કમરે લટકાવે છે. આ વખતે પણ પૈસા ઉઘરાવવાને થાળી રાખવામાં આવે છે અને એકઠા થએલાં પૈસા વતી હજામ અને ગવૈયાઓને ખુશી કરવામાં આવે છે. ત્યાર પછી કાઝી અને છોકરીના બાપને બોલાવે છે. કાઝી બન્નો બાજુઓને "લગ્ન કબુલ છે કે નહિ" એમ પુછે છે. આ બાબતનો બેઉ તરફથી હાનો જવાબ મળવા પછી છોકરીનો બાપ છોકરા સાથે રીતની રકમ ઠરાવે છે. આ રકમ ૬૦ ડાલરથી વધુ ઓછી હોય છે. કાઝી ત્યાર પછી પરણતા છોકરા અને છોકરીનો મેલાપ કરે છે તે વખતે પવીત્ર કુરાનમાંથી કલામો બોલે છે, અને પોતાના દફતરમાં આ લગ્નની નોંધ કરી, કાયદા મુજબ ફી જે આઠ આનાથી રૂપીઓ હોય છે તે લઇ વિદાય

થાય છે. તેજ સહવારે ૫૦ થી ૧૦૦ માણુસો માલલા બંદર ઉપર જાય છે અને ત્યાંથી પુરતા ભપકા અને સભ્યતા સાથે **એક ઉંટની ઉપર સામાન લાધીને છોકરાના બાપને વાસ્તે** એડનમાં આવે છે,

કાટ. આ સામાનમાં "કાટ" મુખ્ય હોય છે. જે **ઉંટો ઉપર "કાટ" લાધેલો હોય છે** તેને ચાંદીનાં ઘરેણાંથી શણગારેલા હોય છે અને તે "કાટ" ને પણ કસબના કપડામાં લપેટેલું હોય છે. આ સામાન લઇ જનાર માણુસો ગીત ગાય છે, વાજાં વગાડે છે અને સુગંધી બાળે છે. આ રીતે તેઓ પરણુતા છોકરાના ઘર સુધી આવે છે. ત્યાં તેઓને સુંદર પોશાકની પેહરામણી થાય છે. ઉંટની ઉપરનો સામાન નીચે ઉતારે છે અને ઉપર લખેલા કાટને મોટાં માન સાથે મંડપમાં ઉતારેછે.

આ અવસરે "કાટ" ને માન આપવાનું કારણ નીચે પ્રમાણે આપવામાં આવે છે, અને કહેવાય છે કે જ્યારે દીનદાર ધર્મચુસ્ત યમનના રહેવાસીઓને, ખુદાની બંદગી કરવાની હોય ત્યારે રાતની વખતે તેમને જાગૃત રાખવામાં "કાટ" ઘણોજ ઉપયોગી છે. આ પ્રમાણે જ્યારે **"કાટ" લગ્ન મંડપમાં ઠાઠમાઠ સાથે રાખવામાં** આવે છે ત્યારે મીજબાનો પોતા માટે પોતાની સાથે તંબાકુ, પાણીના વાસણ અને એક બે ડૉલરની કીમતનો "કાટ" લઇને ત્યાં એક પછી એક આવવા માંડેછે. આ પ્રમાણે "કાટ" ખાવામાં, બંદગી કરવામાં, અને સુગંધી બાળવામાં દિવસ પસાર થાય છે. સાંજે ખાણું આપવામાં આવે છે, સપર લઇને **સૌ** પોતપોતાને ઘેરે જાય છે. રાત પડવા પછી તેઓ પોતાની સાથે ત્રણ ચાર મીણબતીઓ લઇને ત્યાં આવે છે, અને આ મીણબતીઓ સળગાવીને તેઓ પોતાની પાસે રાખે છે. રાત પણ દીવસની માફક પસાર થાય છે, તે વખતે મીજબાનો નાની ખુરશીઓ ઉપર બેસે છે, અને તેઓના હાથ નીચે એક ટકીઓ રાખે છે. વળી હુક્કાની સાંપ જેવી નળી તેઓના મહોડામાં રાખેલી હોય છે. આ નળીઓ સામેના એક લાંબા સ્ટૅન્ડ ઉપર રાખેલી હોય છે તેની વચ્ચે મીણબતીઓ બળે છે. પાણીનાં પ્યાલાંઓ પીતલનાં સ્ટૅન્ડ ઉપર મુકેલાં હોય છે. તે વખતે પરણુતો છોકરો આઠથી નવ ફીટ ઉંચા માચડા ઉપર બેસે છે, અને તેની પાસે એક મુલ્લાં બેઠો હોય છે. હાજર રહેલા શખ્સો એક પછી એક ગાવામાં ભાગ લે છે, અને તે વખતના ગાયણ, લાઇટ અને ભપ-

કાદાર પોષાક, તેમજ રાહરસમ, "**અરબીયન નાઇટ**"**ની મેજબાનો** જેવો દેખાવ આપે છે. જનાનામાં ઓરતો પણ છોકરાના બાપને ખરચે, ગાયન ગાઇ, નાચ રંગ કરી ખાઇપી મોજમજાહ કરે છે. આ મીજ-લસના શખ્સો ત્યાંથી પોતાને ઘેર જવા પહેલાં પરણતા છોકરાના માયડા આગળ જઇ તેના હાથમાં એક બે ડૉલરની સેસ કરે છે. સહવાર થતાં, તે મીજલસ બરખાસ્ત થાય છે.

બીજે દિવસે પરણતો છોકરો સાહજન સાથ પોતાના દોસ્તો અને સગાંઓને લઇ, રાતની વખતે છોકરીના બાપને ઘેર જાય છે, તે પ્રસંગે તેની આગળ ગવૈયા ગાનતાન ગાતાં ચાલે છે, અને વાજાં તેમજ બીજાં વાજીંત્રો વગાડતા વગાડતા જાય છે. છોકરાની સાથેના શખ્સો બહાર ઉભા રહે છે તેઓને કૉફી આપે છે તથા ગુલાબ અને સુગંધીઓ તેમના ઉપર છાંટવામાં આવે છે. પરણનાર છોકરો અંદર જાય છે અને એક કોચ ઉપર પરણતી છોકરીની બાજુમાં બેસે છે. છોકરીનો ચ્હેરો તે વખતે બુરખાથી ઢાંકેલો હોય છે. ત્યાર પછી છોકરી ઉપર છુટથી ગુલાબ છાંટે છે, પરણતા છોકરાની એક સગી તેના કપાળ ઉપર સોના અને ચાંદીના સીક્કાઓ ગુલાબનેથી ભીંજવી ને લગાડે છે, તરત તે સીક્કાઓ પડી જાય છે, એટલે તેઓને ઉંચકી બાજુએ મેલે છે. આ પ્રમાણે જે સ્ત્રીઓ તવંગર હોય અને આ ક્રિયા કરવા માંગતી હોય તે પ્રમાણે સઘળી સ્ત્રીઓ તેના કપાળ ઉપર આગળી સ્ત્રીઓની માફક સીક્કાઓ વળગાવે છે. આ પ્રમાણે એકઠી થયલી મોટી રકમ હજામો, ભાડુતી ગવૈયાઓ અને વાજાં વગાડનારાઓને પ્હોંચી આપવામાં આવે છે. ત્યાર પછી પર-ણતો છોકરો ઉભો થાય છે અને છોકરીનો હાથ પકડી તેને દરવાજા બહાર લઇ જઇ પોતાની માતા અને બીજી બાનુઓ આગળ લઇ જાય છે, જેઓ તેને એક ગાડીમાં બેસાડે છે. આ ગાડીમાં સામે પરણતો છોકરો પોતા-ના દોસ્તો સાથે બેસેછે અને તેના સસરાને ઘેર જાય છે, જ્યાં સર્વેને આદરમાન સાથે આવકાર આપે છે. છોકરાની સગીઓ ત્યાં ચાર દિવસ સુધી ગાયન ગાઇને અને ગાયન સાંભળીને શાદી રામશનીમાં ભાગ લે છે. વીધવા અથવા તજી દીધેલી ઓરતના લગ્નમાં આટલી ધામધુમ હોતી નથી, તે વખતે ધર્મ ક્રિયા અને એક રાતની મોજ

મજાહ શિવાય બીજું કાંઇ થતું નથી. તે લગનમાં "ડાફા" રીત પણ અરધી રકમની હોય છે.

આરબોમાં મરણ ક્રિયા.

જ્યારે ખાકી બદનમાં થી **જીવ છુટો થાય** છે ત્યારે એક કાજીને બોલાવવામાં આવે છે. રવાન ને નવડાવે છે, અને એક સફેદ કપડામાં મુકી, તેની ઉપર ચટાઇ ઢાંકવામાં આવેછે. તે રવાન એક ખાટલીમાં મુકી, મરણ પામેલાં માણસ નાં સગાંઓ અથવા દોસ્તો તેને સૌથી નજદીકની મસજીદમાં લઇ જાય છે. ત્યાં બંદગી થાય છે અને મરનારને માટે દુવા ગુજારે છે. ત્યાર પછી તે રવાનને લઇ જઇ તરત દાટવામાં આવે છે. તેની આગલ થોડી સુગંધી લાવે છે અને કાઝી કુરાનમાંથી થોડાએક ધર્મના ફકરા બોલે છે. મરનારનો એક બેશી રોટી, ખજુર અને ફળ ત્યાં હાજર રહેલાં ગરીબોને વ્હેંચી આપે છે અને પછી સઘળા ઘેર આવે છે. ત્રણ દિવસ સુધી સઘળા સગાંઓ અને દોસ્તો રાત્રે એક મસજીદમાં જાય છે અને બે ત્રણ કલાક કુરાન વાંચે છે, તે વખતે લાઇટનો તથા કૅાફી, મીઠાઇ વિગેરેનો ખર્ચ મરનારના કુટુંબ તરફથી થાય છે. ચાહેરમને દીવસે તે કુટુંબ પોતાની શકતી પ્રમાણે એક જીયાફત આપે છે. બીજા ચાર દિવસો સુધી શોક પાળવામાં આવે છે, જે વખત પછી સો પોતપોતાને કામધંધે વળગે છે. મરણ પછી ત્રણ દિવસ સુધી મરનારના સગા અને દોસ્તોની ઓરતો મરનારના કુટુંબને દિલાસો આપવા આવે છે.

## પ્રકરણ ૮ મું.

યાહુદીઓ—યાહુદીઓનો પોષાક—યાહુદી ઓરતોનો પોશાક—યાહુદીઓની જન્મ ક્રીયા—યાહુદી સુનન્ત ક્રીયા—યાહુદી લગ્ન ક્રિયા—યાહુદી મરણ ક્રિયા—સોમાલી લોકોનો ખોરાક—યાહુદીઓનો ખોરાક—હીંદીઓનો ખોરાક—એડનમાં ધરમ—ત્યાંના લોકનું ધરમ ઉપર યકીન—યાહુદી શનીવાર—૧૮૭૩ નું ધરમ સંબધી હુલ્લડ.

## વસતી—ભાગ ૪ થો.

**યાહુદીઓ—**

એડનના યાહુદીઓની સંખ્યા ૩૦૦૦ ઉપર જાય છે. તેઓ મોટે ભાગે અર્બસ્થાન અને હીંદુસ્થાનથી આવેલા યાહુદીઓની ઓલાદના છે.

યાહુદીઓ.

ઘણું કરી તેઓ શાહમૂર્ગના પીછાનો ધંધો કરે છે, તથા પરચુટણ સામાનની દુકાન રાખે છે. તેમાં એકાદ બે મોટા પાયા ઉપર વેપાર કરે છે. સ્ટીમરો બારાંમાં લંગર કરે છે ત્યારે **યાહુદીઓ** ઉપર જાય છે અને ઉતારૂઓમાં સારો રોજગાર કરે છે. તેઓ બેઉ બાજુ કાન ઉપર લાંબા **ગુચ્છા** રાખે છે જેથી યાહુદીઓ તરીકે તુરત માલમ પડી આવે છે.

શાહમૂર્ગના પીછાંઓનો હુન્નર મુખ્ય કરી યાહુદીઓએ એકહાથ કરી લીધો છે.

યમનના અંદરના મુલકોમાં સેંકડો વરસ થયાં મોટી સંખ્યામાં તેઓ વસવાટ કરે છે. ત્યાંથી તેઓ ધંધા રોજગાર અર્થે એડન આવે છે.

યાહુદીઓ કીનારીવાળો જભો પેહેરે છે, આ જભો લગભગ પગ સુધી પોહોંચે છે, ઉપલા ભાગમાં, શરીરની અડોઅડ એક લાંબું ખમીસ પહેરેલું હોય છે. આ ખમીસ ઘુંટણ સુધી પોહોંચે છે, અને સુતરનું બનાવેલું હોય છે. આની ઉપર એક કાણાવાળું સુતરાઉ કપડું હોય છે, જેમાંથી માથું પસાર થાય છે, અને આગળ પાછળના બન્ને છેડા તેની જાંગ સુધી નીચે લટકે છે. આ કપડાંની ઉપર ઘણું કરીને રેશમનો એક સદ-રીઓ પહેરે છે, અને છેલ્લે ઘુંટણ સુધી પહોંચે એવો જભો પહેરે છે તથા પોતાના હાથોમાં અથવા ખભા ઉપર સુતરનો ખુલ્લા રંગનો રેશમનો મંદીલ રાખે છે. ખુદાની બંદગી કરતી વખતે આ મંદીલ એક બુરખાની માફક માથા ઉપર રાખવામાં આવે છે, પણ આથી

યાહુદીઓનો પોષાક.

તેઓનું મ્હોઢું ઢંકાઇ જતું નથી. જ્યારે બંદગી થતી હોય છે ત્યારે તેઓ પોતાના હાથમાં એક દોરી વડે તે મંદીલના ચાર ખુણા પકડી રાખે છે, અને બંદગીનો એક ભાગ પુરો થાય કે તરત તેને પહેલાં જમણી આંખ તરફ ફેરવે છે. ત્યારપછી ડાબી આંખ તરફ ફેરવે છે, અને ત્યાર પછી તેને ચુમી લે છે. આ પ્રમાણે ઓછામાં ઓછું આઠ વખત થાય છે. દર **શુકરવારે તેઓ માથું બોડાવે** છે અને કપાળના બન્ને ભાગ ઉપર નાના નાના બે બાલના ગુચ્છા રહેવા દે છે તથા સુરતી ટોપી માથા ઉપર પહેરે છે. જ્યારે તેઓ બહાર જાય છે, ત્યારે આરબોની માફક સુખડ વિગેરે સુગંધીઓ વાપરે છે.

યાહુદી ઓરતો ના પોશાક.

**ઓરતો** સુતરાઉ અથવા રેશમી સુરવાળ પહેરે છે. આ સુરવાળ ઘુંટી આગળ મજબુત હોય છે. તેની ઉપર તેઓ બાંહ્ય વગરના ખમીસના જેવું કપડું પહેરે છે, જે જમીન સુધી પહોંચે છે અને જે પટાવાળી ચીજનું બનાવેલું હોય છે. માથાની આસપાસ રંગીન સુતરાઉ અથવા રેશમી રૂમાલ બાંધી લે છે, જેથી તેઓના બાલ તદ્દન ઢંકાઇ જાય છે, કારણ કે **બાલ ઉઘાડા રાખવા** તેઓ **નામોશીભરેલું ગણે છે.** આ રૂમાલ ઉપર આરબી ઓરતોના જેવો એક બુરખો નાખવામાં આવે છે. એડનમાં યાહુદી લોકો સફાઇદાર કપડાં પહેરતાં નથી, કારણકે તેઓ પોતાના કપડાંને અઠવાડીઆમાં એક વખત ભાગ્યેજ ધોતા હશે. હીંદુઓ અને બીજી જાતો તેના દેશ પ્રમાણે પોષાક પહેરે છે.

## યાહુદીઓની ધર્મક્રિયા નીચે મુજબ છે:-

યાહુદીઓની જન્મ ક્રીયા.

જેવું એક **બાળક જન્મે** છે કે તરત તેની માતાના ઘોડ્યા નીચે એક બકરાનો ભોગ આપવામાં આવે છે, અને તેનું ગોશ અને ખજુર સગાં અને દોસ્તોમાં વેહેંચાય છે. સાતમી રાતે સુતરના પચાસ આંટા વીટાળવામાં આવે છે, દરેક આંટા સાથે, લસણનું એક ટોપકું બાંધે છે. આ આંટા દોસ્તો અને સગાંઓમાં વ્હેંચી દેવામાં આવે છે; આ સઘળાને બચ્ચાંના હાથ સાથે બાંધે છે. તેજ દીવસે જે ઘરમાં બચ્ચાંનો જન્મ થયો હોય તેના **દરવાજા ઉપર સાત કાળી લીટીઓ** દોરવામાં આવે છે, અને ત્રણ ઇંડા ભાગી નાંખી દે છે. તેઓ એમ માને છે કે આ ક્રિયા વડે, બાળક અને તેની માતાને અપસુકન થતાં અટકે છે.

જો જન્મનાર **બાળક છોકરી** હોય તો તેનું સાતમેજ દીવસે નામ પાડવામાં આવે છે અને તે દિવસે મેજબાની થતી નથી. પણ જો જન્મ લેનાર બચ્ચું **છોકરો** હોય તો તેને **તેજ વખતે** સૌથી વડો ધર્મગુરૂ **સુનતની ક્રિયા** કરે છે. આ ક્રિયા બીજા કોઇથી થતી નથી. આ વખતે એક મીજલસ ત્યાં ભેગી થાય છે, તેજ વખતે ધર્મગુરૂ છોકરાનું નામ આપે છે, આ ધર્મગુરૂ તેના હાથમાં દારૂનું એક ગ્લાસ રાખે છે, અને છોકરાને સુન્નતની ક્રિયાની અસરમાંથી સુદ્ધીમાં લાવવાને જરૂરની બંદગી કરે છે. આ ધર્મક્રિયા છોકરાને આટલી નાની અવસ્થામાં કરવાથી ઘણી વખત મોત ઉપજાવનાર નીવડે છે. તેઓના ધર્મના ફરમાન પ્રમાણે આ ક્રિયા આઠમે દિવસે થવીજ જોઇએ. નામ આપવા પછી તુરત છોકરાના બાપ તરફથી એક ખાણું આપવામાં આવે છે.

યાહુદી સુનન્ત ક્રીયા.

**લગ્નક્રિયા** પહેલાંની ગોઠવણો સ્ત્રીઓ વડે નક્કી કરવામાં આવે છે. ત્યારપછી છોકરાનો બાપ છોકરીના બાપને ત્યાં **લગ્નની** કબુલાત મેળવવા માટે પોતાની તરફનાં બે માણસોને મોકલે છે. આ માણસોની સારી રીતે પરોણાગત થાય છે અને જો બન્ને બાજુએ સલાહસંપ રહે તો થોડા દિવસ રહીને છોકરા તરફની બે સ્ત્રીઓ છોકરીને ઘેર જાય છે અને તેને અરધી ગીની અને એક ડૉલર ભેટ આપે છે. થોડા દિવસ પછી લગ્ન ક્રિયા શરૂ થાય છે તે ચૌદ દિન ચાલે છે. ત્રણ ચાર દિવસ સુધી "સમરા" અથવા સાંજની બેઠક છોકરાના ઘરમાં થાય છે, તે વખતે કૉફી અને દારૂ સર્વને આપવામાં આવે છે. આ અવસરે ગીતો પણ ગવાય છે. દરેક પક્ષ પોતાના સગાં અને દોસ્તોને બે ત્રણ મેજબાનીઓ આપે છે. લગ્નને દિવસે એક છોકરો અથવા છોકરીને "ડાફા" અથવા ઠરાવેલી પૈસાની રકમ પરણતી છોકરીને આપવાને તેને ઘેર મોકલવામાં આવે છે જેમાં કપડાં અને ઘરેણાં મુખ્ય હોય છે. તેજ દિવસે પરણતા છોકરાની ઉપર સુગંધીઓ છાંટવામાં આવે છે, અને સુંદર કપડાં પહેરાવવામાં આવે છે. સગાં અને દોસ્તોને બોલાવવામાં આવે છે તથા મરજી પ્રમાણે પૈસા નાંખવાને એક થાળી ફેરવે છે. આ વખતે દરેક જણ ચાર આનાથી વધુ પૈસા થાળીમાં નાંખતો નથી, અને આ પ્રમાણે એકઠા થયલા પૈસા હજામને અપાય છે. દશમે દિવસે છોકરીના

યાહુદી લગ્નક્રિયા.

બાપને ત્યાં એક મેજબાની થાય છે, જે વખત પરણતો છોકરો પોતાની સાથે એક ધર્મગુરૂ અને દશ વીસ દોસતો લઇને ત્યાં જાય છે, આ મીજલસમાં સરસ કપડાં અને ચાંદીના ઘરેણાંથી શણગારેલો એક વાછરડો લાવે છે. પરણતો છોકરો અવ્વલ છરીને હાથ લગાડે છે અને ત્યારપછી તેનો હાથ પકડીને તે ધર્મગુરૂ તે વાછરડાને કાપે છે.

આ લગ્ન ક્રિયાના પહેલા અઠવાડીઆના સોમવારે ઘણું કરીને રાતે છોકરાને ઘેર "અકદ" અથવા લગ્નનીં ગોઠવણ કરવામાં આવે છે. આ વખતે પરણતો છોકરો અને ધર્મગુરૂ બન્ને છોકરીના બાપ અને લગ્ન નકકી કરનાર સગાંઓની સામે પાસે પાસે બેસે છે. ત્યાર પછી તે ધરમ-ગુરૂ લગ્નનું એક લખત, જે આગળથી તૈયાર કરવામાં આવ્યું હોય છે તે કાઢે છે, અને પોતાના હાથમાં દારૂથી ભરેલું એક ગ્લાસ પકડીને, આ ખત પરણતા છોકરાને આપે છે. છોકરો તે બન્ને ચીજો લે છે અને દારૂ પી ગયા પછી તે ખત પાછું ધર્મગુરૂને આપેછે. ત્યાર પછી તે મોટે સાદે વાંચે છે. આ પછી ત્યાં હાજર રહેલા સઘળા માણ-સો તે લખતને ચુમી લે છે અને તેમાં બે જણ સાક્ષી તરીકે સહી કરે છે. બાકીનો દિવસ ગીત ગાઇને અને કૅાફી પીને પસાર કરવામાં આવે છે. સહવારના બે વાગે ધર્મગુરૂ અને પરણતો છોકરો પોતાના દશ દોસ્તોને લઇને છોકરીના બાપને ત્યાં જાયછે. ત્યાં એક પડદામાં છોકરીને રાખી હોય છે, તેની બીજી બાજુએ પરણતા છોકરાને ધર્મગુરૂ લઇ જાયછે અને પોતાના હાથથી છોકરીને તે લખત આપે છે તથા તેને એક દારૂનું ગ્લાસ પાય છે. પરણતો છોકરો અને છોકરી અરસપરસ એક બીજાનાં નામ પૂછે છે. લખતમાં સહી કરનારને બોલાવવામાં આવેછે, તેમને જોવાને તેમજ પોતાને મોહડે સાક્ષી તરીકે સહી કરી છે એવું જાતે કબુલ કરેલું સાંભળવાને પરણતી છોકરીને હક હોય છે. છોકરો ત્યાર પછી દારૂનું બીજું ગલાસ છોકરીને આપે છે, જે તે પી જાય છે. લગ્નનું આ લખત પરણતી છોકરી જ્યાં સુધી હૈયાત હોય છે ત્યાં સુધી પોતાની પાસે રાખે છે. તે માત્ર લગ્નનો એકરાર છે. **પરણતી છોકરીની રીત** ઘણું કરીને ૧૬) ડૅાલર હોયછે. બીજે શુકરવારે પરણેલો છોકરો ધર્મગુરૂ પાસે જાયછે, અને બંદગી કરવા પછી પોતાના

થોડાએક દોસ્તોને લઇને પોતાના સસરાને ઘેર જાય છે. તેઓની સારી રીતે મેહમાનદારી થાય છે. થોડો વખત બેઠા પછી પરણતા છોકરા શિવાય સૌ રજા લે છે, અને તે છોકરો જો પોતાનો સસરો તેનું અને તેની બાઇડીનું ભરણપોષણ કરવા શકિતવાન હોય તો તે દિવસથી હમેશાં સસરાને ઘેર રહે છે, નહી તો ત્યાં થોડો વખત રહી પોતાની સ્ત્રીને લઇને પોતાના બાપને ઘેર તે પાછો ફરેછે.

યાહુદી મરણ ક્રિયા.

જેવો એક **યાહુદી ગુજરી જાયછે,** કે તરત તેના શરીરને નહવરાવેછે ચાદરમાં વીંટાલે છે, અને એક ઘોલ્યા ઉપર સુવાડે છે, ત્યાર પછી તેને ધર્મગુરૂ પાસે લઇ જાય છે, ત્યાં બંદગી કરવામાં આવે છે. આ પછી મરનારની લાસને કબ્રસ્તાનમાં લઇ જઇ, ત્યાં તેને દાટે છે. તેને દાટતી વખતે જે ધર્મગુરૂ તેની પાયદસ્ત સાથે આવ્યો હોય છે, તે કાંઇક ધર્મના શબ્દો બોલે છે, આ પુરૂં થઇ રહ્યા પછી સૌ ઘેરે પાછા આવે છે, મરનારના કુટુંબનો વડીલ માણસ ગુજરનારના શોકની નીશાની તરીકે, તેના મરણ પછી તરત પોતાનું ઉપરનું કપડું ફાડી નાખીને, સાત દીવસ સુધી ફાટેલું કપડું પહેરે છે. ઓરતો અને એક મહિનાની અંદરની ઉમરનાં બાળકોની લાસને ધર્મગુરૂ પાસે લઇ જતા નથી. પણ તુરતજ કબ્રસ્તાનમાં લઇ જાય છે. મરણ પછી ત્રણ દિવસ સુધી ગુજરનારના ઘોલ્યા નીચે, એક દીવો બાળવામાં આવે છે; આ દીવો નાનું માટીનું કોડીઉં હોય છે, તેમાં તેલ અને જોત પુરેલી હોય છે. ત્રીજે દિવસે જે માણસે આ દીવો મુકયો હોયછે, તે દીવો લઇ લે છે. તે વલી એક પાણીનું વાસણ અને એક નાનું પયાલુ પણ લઇ જાય છે. આ બધી ચીજો તે ગુજરનારની કબર ઉપર લઇ જઇ, ત્યાં તેની ઉપર તેઓને ભાંગેછે. સાત દિવસ સુધી દીલાસો આપવાને સગાંઓ, ગુજરનારને ઘેર જાય છે, અને શોકના છેલ્લા દિવસે સૌને કૉફી આપવામાં આવેછે, યાહુદી સ્ત્રીઓ પોતાનાં સગાંઓની કબર આગળ બંદગી કરવા જાયછે.

સોમાલી લોકો-ના ખોરાક.

**સોમાલી લોકોનો ખોરાક** આરબોને મલતો આવેછે, પણ તેઓ માછલી અથવા હોલબા ખાતા નથી. તેઓ અરધું ભુંજેલું ગોશ અને ઉકાળેલા ચાવલ પસંદ કરે છે. **ઘી ઘણું હદથી બહાર વાપરે છે.** જયારે તેઓ ઘેરે હોય છે, ત્યારે ગોશ અને દુધ તેનો માનીતો ખોરાક હોય છે, પણ એડનમાં ગોશ

મોઘું હોય છે, તેથી તેનો ઝાઝો ઉપયોગ કરી શકતા નથી. આરબોની માફક પીણાં તરીકે સોમાલી લોકો કૉફી વાપરે છે. ઘણા સોમાલીઓ તંબાકુ પીએછે, પણ તેઓ દારૂ પીતા નથી. સોમાલી મરદ જેની નીતી સારી હોય છે, તે કદી **દારૂ** પીતો નથી. પણ જે ઓરત નીતિ ભ્રષ્ટ ધંધો ચલાવે છે તેઓને દારૂ પીવાની આદત પડી હોય છે.

યાહુદીઓનો ખોરાક.

**યાહુદીઓ** ઘણું કરીને જુવારની રોટલી, ખજુર અને માછલી ઉપર રહે છે, માછલી તેઓનો મુખ્ય ખોરાક છે. તેઓ ઝાઝી કૉફી પીતા નથી પણ ખજુરમાંથી એક જાતનો દારૂ બનાવેછે, તે **દારૂ પીવાની** તેને બહુ આદત છે. આ દારૂ તેઓ મોટા જથામાં લે છે, આ દારૂની અસરથી કેટલાક યાહુદી મરદોના ચહેરાનો દેખાવ નાપસંદગી ઉપજાવે એવો થઇ જાયછે.

હીંદીઓનો ખોરાક.

**હીંદીઓ** પોતાના ઘેરે જેવો ખોરાક લેછે તેવો જો એડનમાં મળે તો ઘણીજ ખુશીથી તેવો ખોરાક ખાવાનું પસંદ કરે છે. વાણીઆને **તરકારી** મેળવવામાં ઘણી મુશ્કેલી પડે છે.

એડનમાં ધરમ.

એડનના રહેવાશીઓની મોટી સંખ્યાનો ધર્મ "મુસલમાની ધર્મ" છે, આ મુસલમાનોમાં શહેરી અને ગામડાના આરબો, સોમાલી લોકો, સીદી, અને હીંદીઓ હોય છે. હીંદીઓમાં મેમણ, વોહરા, ખોજા, શેખ, કોકણી અને પઠાણ લોકોનો સમાવેશ થાયછે. વોરા, ખોજા અને કેટલાક બીજા હીંદીઓ, શીઆહ પંથના છે તેમજ તૈજ જીબલા અને ઇબના પરગણામાં યમનના આરબો ઝૈદી અથવા શીઆહ હોયછે, અને બાકીના આરબો જેઓ એડનની મુલાકાત લેછે તેઓ સુની પંથ પાળે છે, સોમાલી લોકો, સીદી લોકો અને આફ્રીકાની પ્રજા પણ સુન્ની છે. સોમાલી આરબ બીજી આફ્રીકાની પ્રજા "શફાઇ" મુસલીમ છે. હીંદી, મિશરના લોકો, અને તુર્કીઓ "હનાફી" મુસલમાનો છે.

ત્યાંના લોકનું ધરમ ઉપર યકીન.

એડનમાં વસતી સઘળી મુસલમાન કોમ પોતાના ધર્મ ઉપર બરાબર ધ્યાન આપેછે. સઘળાઓ રોજની પાંચ વખત **નેમાજ** કરેછે, બંદગી કરનાર ૫૦ થી ૧૦૦ માણસો, બે **હારમાં** ગોઠવાઇને, કોઇ ખુલ્લી જગામાં બંદગી કરવાને એકઠાં થાય છે, આ માણસોને, એક ઇમામ, જે તેઓની સામે થોડે દુર ઉભો રહેછે, તે તેમની બંદગીને વખતે જુદી જુદી રીતે સેજદો કરવાને બતાવે છે; આ સઘળું જોઇને એક અંગ્રેજ જોનારને ઘણી નવાઇ લાગે છે.

કેટલીએક મસજીદોમાં, જુમાને દિવસે એક મુલ્લા "ખતબા" અથવા વાએજી આપેછે અને તેમના પવિત્ર મજહબના ઉપરી મહમદ પેગમબરના ખલીફ તથા મુસલમીન કોમના સરદાર તરીકે તુરકીના સુલતાનને માટે બંદગી કરવામાં આવેછે. હીંદી નોકરો, જેઓ પોતાના સ્વદેશમાં કદાચજ બંદગી કરતા હશે, તેઓ એડનમાં બંદગી ઉપર બરાબર ધ્યાન આપેછે, પણ લશકરી નોકરી કરનાર મુસલમાનો કેટલાએક અપવાદ શિવાય, ધર્મના બહારના દેખાવ ઉપર બરાબર ધ્યાન આપી શકતા નથી. **શુકરવારની બપોરથી રવિવારની સવાર સુધી કોઇ પણ યાહુદી પોતાનું**

યાહુદી શનીવાર.

**કામ કરતો નથી.** મોસીસના ધર્મમાં કેફી વસ્તુ પીવાની મનાઇ છે, એવું તેઓ ખુલ્લી રીતે માનતા નથી.

એડનના યાહુદી અને મુસલમાનો વચ્ચે ઇસવી સન ૧૮૭૩ માં કાંઇ

૧૮૭૩નું ધરમ સંબંધી હુલ્લડ.

એક ધર્મ સંબંધી મતફેરને લીધે **હુલ્લડ** થયું હતું; આ હુલ્લડ ઉપલી બન્ને કોમોના બે શખ્સની વચ્ચે એક નજીવા કજીઆમાંથી થયું હતું, અને જો સત્તાવાલાઓએ યાહુદીઓને બચાવવા વચ્ચે પડી આ હુલ્લડ દબાવી દીધું નહિ હતે તો અતિષય ગંભાર રૂપ પકડતે.

——o:—:o——

## એડનમાં પારસી વસ્તી.

| | ગણત્રી ઇસ્વી સને. | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૮૭૨. | | | ૧૮૮૧ | | | | | | | | | |
| | | | સામટી સંખ્યા. | ૦–૬ | | ૬–૧૫ | | ૧૫ થી વધુ | | સામટા. | | સામટી. સંખ્યા. |
| | પુરૂષ. | સ્ત્રી. | બન્ને જાતી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | બન્ને જાતી. |
| કુમારા ... ... ... | ... | ... | ... | ૧૭ | ૧૯ | ૧૫ | ૧૫ | ૨૫ | ... | ૫૭ | ૩૪ | ૯૧ |
| પરણેલા ... ... ... | ... | ... | ... | ... | ... | ... | ૧ | ૧૦૦ | ૩૨ | | ૩૩ | ૧૩૩ |
| રંડાયલા ... ... ... | ... | ... | ... | ... | ... | ... | ... | ૭ | ૫ | | ૫ | ૧૨ |
| સામટા... | ૯૩ | ૨૮ | ૧૨૧ | ૧૭ | ૧૯ | ૧૫ | ૧૬ | ૧૩૨ | ૩૭ | ૧૬૪ | ૭૨ | ૨૩૬ |

## એડનમાં પારસી વસ્તી.

| ગણત્રી ઇસ્વી સને. | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮૯૧ | | | | | | | | | ૧૯૦૧ | | | | | | | | |
| ૦—૬ | | ૬—૧૫ | | ૧૫ થી વધુ. | | સામટા | | સામટી સંખ્યા. | ૦—૬ | | ૬—૧૫ | | ૧૫ થી વધુ. | | સામટા | | સામટી સંખ્યા. |
| પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | બન્ને જાતી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | પુરૂષ. | સ્ત્રી. | બન્ને જાતી. |
| ૧૨ | ૧૧ | ૨૮ | ૨૨ | ૪૮ | ૪ | ૮૮ | ૩૭ | ૧૨૫ | ૧૭ | ૧૪ | ૧૯ | ૧૬ | ૬૯ | ૫ | ૧૦૫ | ૩૫ | ૧૪૦ |
| ... | ... | ... | ... | ૧૩૮ | ૪૦ | ૧૩૮ | ૪૦ | ૧૭૮ | ... | ... | ... | ... | ૧૩૭ | ૩૪ | ૧૩૭ | ૩૪ | ૧૭૧ |
| ... | ... | ... | ... | ૮ | ૭ | ૮ | ૭ | ૧૫ | ... | ... | ... | ... | ૧૨ | ૫ | ૧૨ | ૫ | ૧૭ |
| ૧૨ | ૧૧ | ૨૮ | ૨૨ | ૧૯૪ | ૫૧ | ૨૩૪ | ૮૪ | ૩૧૮ | ૧૭ | ૧૪ | ૧૯ | ૧૬ | ૨૧૮ | ૪૪ | ૨૫૪ | ૭૪ | ૩૨૮ |

# પારસીઓ.

## પ્રકરણ ૯ મું.

### સને ૧૯૦૧.*

### જુદે જુદે ઠેકાણે એડનમાં પારસી વસ્તી.

| | | પુરૂષ | સ્ત્રી |
|---|---|---|---|
| ગામમાં | પારસી | ૭૧ | ૨૩ |
| મઆલામાં | ” | ૧ | ૦ |
| હોડજફ્માં | ” | ૫ | ૦ |
| તવાઇમાં | ” | ૧૪૭ | ૩૫ |
| લશકર ખાતું, ગામમાં | ” | ૬ | ૬ |
| ” તવાઇમાં | ” | ૨ | ૦ |
| બારામાં | ” | ૭ | ૦ |
| દરીઆમાં વહાણમાં | ” | ૧૨ | ૭ |
| પીરમમાં | ” | ૩ | ૩ |
| | | ૨૫૪ | ૭૪ |

| સને ૧૯૦૧. | | | |
|---|---|---|---|
| વગર પરણેલા | પારસી | ૧૦૫ | ૩૫ |
| પરણેલા | ” | ૧૩૭ | ૩૪ |
| રંડાયલા | ” | ૧૨ | ૫ |
| | | ૨૫૪ | ૭૪ |

| | | |
|---|---|---|
| પારસી | પુરૂષ | ૨૫૪ |
| ” | સ્ત્રી | ૭૪ |
| | જુમલે. | ૩૨૮ |

| | | | કુલે | પારસી વસ્તી |
|---|---|---|---|---|
| સને | ૧૮૫૬ | માં | કુલે | ૬૧ |
| ” | ૧૮૭૨ | ” | ” | ૧૨૧ |
| ” | ૧૮૮૧ | ” | ” | ૨૩૬ |
| ” | ૧૮૯૧ | ” | ” | ૩૧૮ |
| ” | ૧૯૦૧ | ” | ” | ૩૨૮ |

* એડનના પારસીઓને લગતી જોઈતી વીગતો પુરી પાડવા માટે “પારસી પ્રકાશ” ના રચનાર ખા૦ બા૦ બહેમનજી બે. પટેલ, એડનના વડા અકાબર મરહુમ શેઠ હોરાબજી દીનશાહ એડનવાલા તથા દસતુરજી સાહેબ ફરામજી કોટવાલનો આ તકે, આભાર માનીએ છીએ.

શ્રી એડનની આજની **પારસી વસ્તી** પારસી ધરમનાં મકાનો, પારસી ધરમખાતાંઓ, પારસી માલ મીલકતો, પારસી માન મરતબો અને પારસી મોટાઇ એ સઘળું આજથી **અરધી સદાથી** સહુજ ઉપરનું છે.

એ સઘળું ત્યાં નામદાર અંગ્રેજ સરકારનું રાજ સ્થાપન થયા પછીનું છે, બાકી આરબ રાજમાં તો એક નામ લેવાનોબી પારસી હતો નહી.

હાલમાં ત્યાં જે સઘળું પારસીઓને લગતું છે, તે નામદાર **અંગ્રેજ સરકારે ૧૮૩૯ આ એડન જીત્યા પછીનું છે.**

એડનમાં અંગ્રેજ રાજ સ્થાપન થયું, તેજ દહાડે કપટાન **"હેનસ" ના લડાઇના વાહણોની સાથે સાથેજ પારસીઓ** ત્યાં **પહેલ વહેલા આવ્યા** હતા. તે પહેલા પારસી આવનારાઓમાં એક પારસી નામે **મેહેરવાનજી સોરાબજી ખરેગાટ હતા.** કોમેસરીઅટ હેડ કલાર્ક તરીકે અને બીજા પારસી નામે નશરવાંનજી મનચેરજી કોપર, કોપર તરીકે આવ્યા હતા. એ પ્રમાણે બે પારસીઓ સરકારી કામદાર તરીકે પહેલવહેલા એડન આવ્યા, ત્યારથી એડનમાં પારસી વસ્તીની શરૂઆત થઇ છે.

શરૂઆતમાં માત્ર ગણત્રીના જે બે પારસીઓ હતા તેની જગ્યાએ આજે એડનમાં સાડીત્રણસોથી બી ઉપર પારસીઓ વસે છે, જેઓમાંનાં ઘણાકો પોતાનાં કુટુંબ કબીલા સહીત ત્યાંજ ઠરીઠામ રહેલા છે.

હાલમાં જે પારસીઓ ત્યાં વસે છે, તેઓમાંના ઘણાકો સરકારી અને **વેપારી ખાંતાંઓમાં સારી નોકરી** ઉપર ગોઠવાઇ ગયા છે, કેટલાકો વેપાર ધંધામાં રોકાયલા છે, ઘણાકો મોટાં મોટાં યુરોપ શોપ ચલાવે છે, કેટલાકો છુટક કામકાજ કરે છે, જેવા કે સુથાર અને કોપરો, કેટલાકો પરચુટણ કામની નાની દુકાનો ચલાવે છે અને ઘણાક પારસીઓ, પારસી વેપારી અને પારસી દુકાનદારોને ત્યાં નોકરીએ લાગેલા છે.

હાલમાં એડનમાં જે પારસી પેઢી સૌથી ઓહોલા વીસ્તાર અને ઓહોલા પાયા ઉપર વેપાર ધંધો ચલાવે છે, તે **શેઠ કાવશજી દીનશાહ ને ભાઇઓના** નામે ચાલતી જાંણીતી પેહડી છે, જેના ઓહોલા કારોબાર નો ખ્યાલ નજરે જોયા વીના આવી શકે નહી.

હાલમાં એડનમાં ત્યાંના **પારસીઓને** ખરના જેવી **ધરમનાં મકાનો** છે, જેવાં કે દોખમાંઓ, અગીઆરી અને સર અવસરે વાપરવાનાં બીજાં મકાનો તે સઘલાં ત્યાંનાજ પારસીઓએ **બાહેરની કશીબી મદદ વગર** પોતેજ બંધાવેલાં છે, જેઓમાંનાં કેટલાંક એડનની પારસી અનજુમને અંદર અંદર ઉઘરાણું કરી બંધાવેલાં છે, જયારે કેટલાંક તો એક એક ધણીએ પોતે એકલે હાથે બંધાવેલાં છે, જેઓમાંનાં કોઇ એકની કીમત તો આશરે અરધા લાખ રૂપયા સુધીની છે, જે વીશે ત્યાંના પારસીઓ મગરૂરી લઇ શકે, એટલું છતાં ખુશી થવા જોગ એ છે કે, જેમ કેટલાક દેશાવરોમાં પારસી વસ્તી ટુંક છતાં, જે કુસંપ તથા મતફેર હસતી ભોગવે છે તેથી ઉલટું એડનના પારસીઓમાં સંપ ઘણો સારો છે, જો કે કોઇ વાર જરા કચવાટ જેવું થાય છે છતાં **સામાન્ય રીતે સુલેહ સંપ ઘણો સારો છે.** સર અવસરે ઘણોજ મોટો ભાગ કહો કે બધાઓ સાથે મળે છે, અને વર તહેવારે શું નાના કે શું મોટા સાથે એક ટેબલે જમે છે, જે માટે જવા આવવાનું ગાડીભાડું પણ મદદનીશોને તેઓના શેઠો તરફથી મળે છે.

જશનવારે અને ગહમબારે જશનો થાય છે, જેમાં ઘણાક જરથોસ્તીઓ સાથે ભેગા મળે છે. જશન ક્રિયા ખલાસ થયા પછી, દસ્તુર મોબેદો સાથે સામેલ થઇ ભેગી બંદગી કરે છે, કોઇ કોઇ વાર દસ્તુર વાએજના આકારે જશનની મતલબ કહી સંભલાવે છે, બાદ જશનમાં ભણાયલી ફરૂટ અને દરૂનની ચાશની કરી સઘલાઓ છુટા પડે છે, અને કોઇ વાર રી ખરચાવી સાથે ખાણું લે છે.

એ પ્રમાણે શરૂઆતથી તે આજ સુધી અનજુમનનો એ રૂડો બંદોબસ્ત અને સારો સંપ ચાલુ રહેલો છે, જેનું પુરેપુરૂં માન મરહુમ અશો રૂહ આગલા શેઠયાઓ અને મોબેદ બાદશાહને ઘટે છે, અને એ રૂડો બંદોબસ્ત અને સંપ આજ સુધી સાચવી રાખવાની શાબાશી હાલના જવાન શેઠયાઓ અને દસ્તુરને ઘટે છે.

હવે આપણે ઉપર જોઇ ગયા તેમ શરૂઆતમાં એડનમાં જે પારસીઓ આવ્યા હતા, તે **પારસીઓ તો માત્ર સરકારી કામદાર** તરીકે આવ્યા હતા, પણ તેઓ આવ્યા પછી, વરસ દોઢ વરસ રહીને, વેપાર અર્થે બીજા પારસીઓ મુંબઇથી એડન આવવા લાગ્યા.

જે પારસી મુંબઇથી **વેપાર અર્થે પહેલ વહેલા** એડન આવ્યા તે પારસી **શેઠ સોરાબજી કાવશજી ખરાસ નામે** હતા, જેવણ મુંબઇવાલા કામા ખાનદાનના શેઠ પેશતનજી હોરમજી કામાજી સાથે ચોકસ બંદોબસ્ત કરી, વેપાર **અર્થે** એડન આવ્યા હતા અને તે વખતના કોમેસરીઅટ હેડ કલારક શેઠ મેહેરવાનજી હતા કે જેવણ એડન નોકરીએ આવ્યા પછી, ત્યાં ધંધાનું સારૂં ખેતર જોઇ, ધંધો શરૂ કરવાની ખાહેશ રાખતા હતા, તેવણ સાથે એક વેપારી પેહેડી ઉઘાડી, **મેહેરવાનજી સોરાબજીને નામે** વેપાર ધંધો કરવા લાગ્યા.

મેહરવાનજી સોરાબજીની પેહડી પછી થોડેજ મહીને, રીજમીટનાં એજંટ દાખલની બીજી એક પારસી પેઢી શેઠ **મનચેરજી એદલજી સોપારીવાલાને** નામે એડનમાં સ્થાપન થઇ, જે પેહડીનાં મુખત્યાર મુનીમ દાખલ શેઠ કાવશજી એડનવાલાના બાવા **દીનશાહ હોરમજી દરજીના** ૧૮૪૩ માં આવ્યા હતા, અને એજ શેઠ સોપારીવાલાની પેહડીમાં તેની સ્થાપના પછી થોડે વખતે એડનવાલા સાહસીક વેપારી **શેઠ કાવશજી દીનશાહ એડનવાલા** ૧૮૪૫ માં પોતે બી આવ્યા હતા અને ત્યાંથી વેપારનું સારૂં મેદાન જોઈ પોતાના હાલના ધંધાની શરૂઆત ઇ૦ સ૦ ૧૮૫૫ માં કીધી હતી.

મેહેરવાનજી સોરાબજીની અને સોપારીવાલાની પેઢી પછી ત્રીજી એક પારસી પેહેઢી મુંબઇવાલા શેઠ નશરવાનજી ભાયાને નામે એડનમાં સ્થાપન થઇ, જેમાં શેઠ મનચેરજી કમોદનો ભાગ હતો. હવે જેમ પારશી પેહડીઓ એડનમાં વધવા લાગી, તેમજ બીજાં ખાતાંઓ બી ત્યાં ઉઘડવા લાગ્યાં. પી. ઓ. કુંપનીની આફીસ ઇ૦ સ૦ ૧૮૪૩ માં ઉઘડી ત્યાં હેડ કલારક તરીકે **શેઠ દોરાબજી દીનશાહ એડનવાલા** ઇ૦ સ૦ ૧૮૫૪ માં આવ્યા, તેજ માફક બીજાં ખાતાંઓમાંબી, પારસીઓના વગવસીલાને સબબે પારસીઓજ આવવા લાગ્યા તથા કોમેસરીઅટ ખાતાંમાંબી પારસીઓ વધવા લાગ્યા અને પાછલથી પારસી કુટુંબોબી એડન આવવા લાગ્યાં. જે પારસી કુટુંબ પહેલ વહેલું એડન આવ્યું, તે તે વખતના કોમેસરીઅટ હેડ કલાર્ક શેઠ **હોરમજી જામાસજી મોઘરાનું** કુટુંબ હતું. જેને માટે કહે છે કે તે પહેલવહેલું એડન આવ્યું, ત્યારે તે કુટુંબ**ની બાનુઓ,** આરબોની

ધાસ્તીને લીધે વાહણ ઉપરથીજ પારસી પોશાકની ઉપર આરબોની ઓરતો માફક ઝભો પહેરી અને મોહડાં ઉપર બુરખો નાખી જમીન ઉપર ઉતરી હતી અને થોડો વખત સુધી ગામમાંબી એજ પોશાકે ફરહર કરતી હતી.

## મહેરવાન બાગ.

વખત જતાં પારસી વસ્તી એડનમાં વધવા લાગી. પહેડીનાં શેઠયાઓ, તેઓના માણસો અને સરકારી નોકરો મલી તેઓની સંખ્યા વીસ પચીસની સંખ્યામાં ગણાવા લાગી ત્યારે ત્યાંના તે વખતના પારસીઓ, તેબી પારસી નામને જેબ આપે એવા ધર્મચુસ્ત પારસીઓએ પોતા માટે ચર્ચા કરવા માંડી કે, આપણને સર અવસરે વાપરવા સારૂ એક ધરમની જગ્યા તો જોઇએ, પણ સવાલ એ ઉભો થયો કે, એ બોજો ઉઠાવે કોણ? તે ઉપરથી ત્યાંના તે વખતના પારસીઓના સલાહકાર શેઠ દીનશાહ હોરમજી દરજીનાએ પોતાના દોસ્ત શેઠ મહેરવાનજી ખરેધાટને કહ્યું કે, "મેહરવાનજી, તું દોલતમંદ છે, અને સાથે લાગો વગવસીલાવાલો છે તો કાંયે નહી એક ધરમની જગ્યા બનાવી સદાનો સવાબ અને હમેશની નામદારી હાંસલ કરતો?" જવાન શેઠ મહેરવાનજીને એ ધરમી સુચના ઘણી પસંદ આવી, અને પોતેબી એક ધરમી જરથોસ્તી એટલે એ ધરમી સુચના તેવણે પોતે તરત ઉપાડી લીધી, ને હાલમાં જ્યાં પારસીઓની વાડી છે, કે જે શેઠ મહેરવાનજીનાં નામ ઉપરથી "**મહેરવાન બાગ**" નામે ઓલખાય છે, તે બોહોલી જગયા સરકાર પાસેથી મેલવી તેની અંદર એક પાકી બાંધણીનો મીઠા પાણીનો કુવો, એક ઓવલીનો બંગલો અને એક કુસાદે બાવરચીખાનુ બાહેરની બાજુએ મોટા પોહોલા વરંડાવાલું, જ્યાં પંગત માંડીને જમવા બેસી શકાય એવું પોતાના પૈસાથી બંધાવી, થોડોક ખપ જોગો સામાન મુકી અંજુમનને વાપરવા સારૂ આપ્યું કે જ્યાં ત્યાંના પારસીઓ વાર તહેવારે સાથે મલી ખાણીપીણી કરવા લાગ્યા. શરૂઆતમાં એ પહેલવહેલું મેહેરવાનજીવાલું મકાન "મેહેરવાન બાગ" થયા પછી ત્યાંના સઘળા જરથોશતીઓ એવા ઠરાવ ઉપર આવ્યા કે, હવે આપણને જરથોસ્તી દાખલ જરથોસ્તી તેહવારોના જશનો કરવાં જોઇએ, અને તે પવીત્ર ક્રિયા કરવા સારૂ એક મોબેદ જોઇયે. તેથી મુંબઇથી એક મોબેદ બોલાવ્યા. તે

પહેલા આવનાર મોબેદ નવસારી કસબાના ભગર પંથના મોબેદ **એરચજી કાવશજી ગાંડા** નામે હતા. તે મોબેદ પોતાના મોબેદ નામને એટલા તો લાયક નીવડયા કે, એડનની અંજુમન તેવણને માન અરથે "**મોબેદ બાદશાહ**"ને નામે બોલાવા લાગી, અને જ્યારેબી ત્યાંના પારસીઓને ધંધા સંબંધમાં કાંઇ વાંધો પડતો, તો તે વાંધાની લવાદીબી સઘળાઓ એ મોબેદ બાદશાહનેજ સોંપતા અને તેવણના વાજબી ચુકાદાથી સઘળાઓ એક સરખી રીતે રાજી થતા. એ મોબેદ બાદશાહને પગાર અંજુમન તરફથી મળતો હતો, પણ તેવણનું ખાવું-પીવું શેઠ મેહેરવાનજી ખરેઘાટના ઘેરમાં તથા શેઠ સોરાબજી કા૦ ખરાસના ઘેરમાં હતું.

## એડનમાં શેઠ મેહેરવાનજી સોરાબજી ખરેઘાટવાલું પેહેલું દોખમું.

પારસીઓ એડનમાં વસ્યા પછી સાત વરસે ૪૦ સને ૧૮૪૬ માં તેઓને એક દોખમાંની જરૂર પડે છે.

શેઠ મેહેરવાનજી ખરેઘાટના નાના ભાઇ રતનજી સોરાબજી ખરેઘાટ, કે જેવણ શેઠ મેહેરવાનજી સાથે એડનમાંજ વસ્તા હતા, તેવણ પહેલ વહેલા એડનમાં ગુજરયા યાને એડનમાં એ **પારસી મરણ પહેલવહેલું** નોંધાયું. હવે એડનમાં તે વખતે દોખમું નહીં હોવાના સબબે તરત તો થોડા વખતને માટે એ લાસને પેટીમાં મુકી, હાલ જ્યાં મેહેરવાનજી-વાલું જુનું દોખમું છે તેનાજ કમ્પાઉન્ડની અંદર એક બાજુએ દાટવામાં આવી હતી, અને કહે છે કે જ્યારે મરનાર રતનજીની લાસને **જમીનમાં મુકવામાં** આવી ત્યારે શેઠ મેહેરવાનજીએ પોતે સોગંદ લીધા હતા કે, "હું તમારાં રવાનને દોખમે ચહડાવીશ." તે સોગંદ પ્રમાણે શેઠ મેહેરવાનજી ખરેઘાટે હાલનું એડનનું જુનું દોખમું પોતાના પૈસાથી તૈયાર કરાવી મરનાર રતનજીની **લાશને દોખમે ચહડાવી** હતી. એ દોખમાની અંદર તેર પાવી છે અને તે સઘળી પાવીઓ લાંબા પગની છે, અને એ **દોખમાંને મથાલે જાળી** છે. એ દોખમું મહેરવાન બાગનાજ બોહોલા કમપાઉંડમાં આથમણ દીશાએ બાંધેલું છે; જેની નીચે મુજબ વીગત પારસી પ્રકાશમાં મળે છે.

---

# "પારસી ધર્મ સ્થળો.*"

## રચનાર—ખા૦ બ૦ બહમનજી બે૦ પટેલ.
## એડનનું શેઠ મેહેરવાનજી સોરાબજી ખરેઘાટનું દોખમું પરઠાએઆનો અહેવાલ.

મુંબઇનાં ચાબુક, તા૦ ૯ મી મેએ ૧૮૪૭ ને વાર રવેઉ.

શ્રી એડન તારીખ ૧૩ મી આપરેલ ૧૮૪૭ ચાબુકનાં બનાવનાર

**પેઆરા સાહેબ,**

જેહુનનો દરીઆવ જાંહાં આપણા નેઆગાનોની પેહેલી પેદાશ અને આપણાં બુજોરગોની ઓહોલી વસ્તી—અને ઇઅમેન જાંહાં આપણા પેગમ્બર હજરત જરથોસ્તે એકવાર પોતાની દીનદારીનો ફતેહમંદ જુહનડો ઉરાડેઓ હતો અને અરબસ્તાંન જાંહાંની મીતીમો આપણા કએઆંનીઓની હજારો બલકે લાખો લાશ મલી ગેઇચ—અને આપણું ઇઆવતન કે જાંહાં એકવાર હજારો દોખમાં બંધાઇને બીશમાર થાઇ ગીઆંચ પણ જેહુની મજબુત દેવારો હજુર ઉસ્તવારીથી ઉભેલી છે તેહની થોડીએક વેગલાઇમો ઇઆને એડનમો એક નવું દોખમું ઇઅજદેજરદી શને ૧૨૧૬ નાં વરશમો એક હીંદોશતાનના એક બુજોરગ બેહુદીને બંધાવી તઇઆર કરીને માજદીઅશની દીનની કીરીયા પરમાણે ઇજાવી આપીયું તે વીશેની ખુશ ખબર લખવાને મને આજ રોજે હુવી તો ખુશી પેદા થાઇચ કે ગોએઆ પારશીઓનાં હાથમો ઇરાંનનું લેખત નવેશરથી આવીયું હોએ અને પારશીઓ મધણ થાય તેહવો મધણ હું આએ ખબર લખતાં થાએઓચ.

અત્રે એક નેકબખત અને દીનચાશીદાર પારશી નામે મેહેરવાનજી શોહોરાબજી ખરેઘાટવાલા કરીને છે–ખોદા તેનાં તનની તનદરોશતી અને જાંનની દરાજી અને રોજીની કુશાદી કરે તે ખરા દીનદાર મરદે પોતાની ખરા પશીનાથી મેલવેલી ખાશ પણ ટુંક પુંજીમોથી મોટી રકમ ખરચ કરીને શ્રી એડન અને તેની આસપાસના જરથોસ્તી રેહેવાશીઓને વાપરવાને વાસ્તે એક મજબુત પાએઆનું અને ફોલાદને જેવું મુસ્તકીમ બાંધણીનું રોણકદાર દોખમું તથા બાગે એરમની મીશાલની વારીમો એક

(*પારસી પ્રકાશ, દફતર પહેલું સફે ૪૮૭.)

ઘણીજ પાએદાર અને ઓશનોમાહા તથા જીનતદાર દરેમેહેર તથા તેને લગતી આશરે શોથી તે સવાશો માણુશ જમે તેવી મોટી એક ચાલી તમામ જરથોસ્તીઓને શારે રૂડે વાપરવા શારૂ બંધાવીને તેની અંદર શઘલો કંપ્લીટ શામાન અશબાબ શુદ્ધાં તૈયાર કરીને બક્ષવી આપી આએ જાંહાંનમો જાવેદાનીનું નેકનામ રોજે કએઆમત શુધી હાંશેલ કીધું—કે જેનાં શવાબથી શેંહેંકડો જરથોશતીઓનાં ગુના તોબ્જશ અને રૂવાંનની પોશતી થાઇ રાખશે એ દોખમાંનો તાંણો રોજ ૧૮ મે અને માહા ૧૦ મે શને ૧૨૧૫ યઝદજરદીએ પુરાએઓ હતો અને રોજ ૭ મે અને માહા ૭ મે સને ૧૨૧૬ યઝદજરદીને દીને હાવન ઘેહેમો અત્રેના દસ્તુર એરચજી કાવશજી તથા બીજા મોબેદોએ માજદીયશની દીનના હોકમ મુજબ ક્રીયા કરીને ઇજીઉં. એ મુબારક જશનમો અત્રેના તમામ જરથોશતીઓ બામદાદથી એકઠા મળેયા હતા. તેથી એક મોટી રચના અને ભારે ખુશાલી હાંશેલ થાઇતી, અને એ યાદગારી ભરેલા નેક કાંમ કીધાથી શરવે કોઇએ શેઠ મેહેરવાંનજી શોહરાબજીનાં હકમો દોવા માંગીને શોકરગુજારી બજાવી હતી. એ જશનની કીરીયા શમપુરણ થાએઆ પછે શ્રી એડનની અનજુમને એક ઉંચી શાલનો જોડો એ સખી શેઠ મેહેરવાનજીને તાંહાંની અંનજુમનને નામે મોટાં આદરમાન અને ભારે હોરમત શાથે હોરાડેઓ, અને તેજ અંનજુમનનાં લોકોએ બીજી એક ઉનચી શાલ દસ્તુર એરચજી કાવસજીને હોરાડી. તાર પછે શેઠ મેહેર-વાનજીએ બીજી એક શાલ તથા કીનખાબની ઠેલીમો શવાશો રૂપીઆ રોકડા મેલીને દસ્તુર એરચજી કાવશજીને મોટી ઇજત સાથે આશોદાદ આપી. વલી તેજ રીતે અત્રેના શઘળા પારશીઓનાં ચાકરોને પાંચે કપરાં શાથે વાગો તથા તરણ તરણ રૂપીઆ રોકડા આપેયા. એ જશનની મીજલશ બરખાશત થયા બાદ તરેહવાર અંગરેજી શરાબ તથા ગોશત પલાવ મલીદા શુધાંનું સુતરૂં ભોજન સઘલાઓએ જમી એ નેક કાંમ કરનાર શેઠ મેહેરવાનજીનાં હાકમો હજારો હજાર દુવા માંગીને છેક શાંહજનાં શરવે કોઇ પોતપોતાને મકાને શીધારયા.

એ દોખમાની આશપાશ બીજી એક ફરતી દેવાલ પાકી બાંધણીની બાંધી લઇને વધારે ઉશતવારી કીધી છે.

એ **દોખમા ઉપર તખતી** જડેલી છે તે ઉપર જે બીનાં કોટરીચ તે બોલે બોલ નીચે ઉતારી લીધી છે.

"પનાંમે ઇજદાંન

"પાક પરવરદેગાર એહુ જેહાંનના શાહેબનાં નાંમની બરકતથી
"અને હજરત જરતોશતની રેહનોમાઇથી માજદીઅશની જરથુશતની
"દીનનો તાબેદાર બેહદીન મેહરવાનજી સોહરાબજી બીન મેહેરવાનજી
"ખરેઘાટે પોતે પોતાની ખાશ પુંજીના પઇસા ખરચીને આએ દખમું
"બંધાવેલું છે. શરવે જરથુશતીઓને દીનનાં હોકમ મુજબ વાપરવાને
"વાસ્તે એ દખમું અને વારી તથા હેને લગતી શરવે ઇશકેઆંમત
"હમારી બાંધેલી ધરમની છે તે શરવેના મુતવલી હમો છેજીએ અને
"હમારે બાદ હમારાં ફરજંદાન ફરજંદ અથવા હમારા બેશીનો મુતવલી
"છે શહી. શને ૧૨૧૬ એજદેજરદી શેહેનશાહીનાં રોજ ૭ મો અમેરદાદ
"માહા ૭ મો મેહેર તા० ૨ જી આપરેલ શને ૧૮૪૭ સંવત ૧૯૦૩ ના
"ચઇતર વદ ૧ ને વાર શુકરે."



# *પારસી પ્રકાશ

——:o—o:——

* તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૪૯
રોજ ૨૮ માહ ૪ (શે૦) ૧૨૧૮ યજદજરદી

આજ દીને એડન મધે કેટલાક આરબ લુટારાઓએ ત્યાંના કણ-પીઠ આગલના એક જાણીતા પારસી દુકાનદાર શેઠ સોરાબજી રૂસતમજી

પારસીનું ખુન.

કાપડયાનું તેમણે ત્યાં પલંગ આગળ મુકેલી નાણાંની પેટી ચોરી લઇ જવાના ઇરાદાથી મધરાતના આવી પેટમાં ખંજર ભોકી **ખુન કીધું** તથા તેમના શાપુરજી નામના એક દીકરાને સખ્ત જખમો કરી ઘાયલ કીધો હતો.

મુંબઇના સમાચાર તા૦ ૧૧ ફેબરવારી ૧૮૪૯.

———

## શેઠ કાવશજી દીનશાહ એડનવાલાની જુની અગીઆરી.

શેઠ મેહેરવાનજી ખરેઘાટવાલા બાવરચીખાનાની લગોલગ એક નાનો ઓરડો હતો, જે તે વખતે અગીઆરી તરીકે વપરાતો હતો, પણ પાછળથી તે બહુ બીસમાર હાલતમાં આવવાથી અને નકામો જેવો થઇ પડવાથી વાર તહેવારે ભણવા બેસવા માટે બહુ અડચણ પડવા લાગી; તેથી સઘળા સાહેબોના આગ્રહથી તે વખતને અનુસરતી એક નાની અગીઆરી બંધાવી આપવાનું પુણ્યનું કામ શેઠ કાવશજી દીનશાહ એડનવાલાએ માથે લીધું અને એક અગીઆરી પોતાના પહેલાં પરણેતર બહેસ્તન બાઇઆઇના પુણને માટે પોતાના પૈસાથી બંધાવી તા૦ ૨૦ મી સપટેમ્બર **૧૮૫૪**, રોજ ૩૦ મો અનેરાંન, માહ ૧૨ મો અસ્પંદાદ સને ૧૨૨૩ યજદઝરદીના રોજે બહેસ્તન બાઇઆઇની વરસીની **બાજના** રોજે એક જશન કરાવી સરવે જરથોસ્તીઓના વપરાસ માટે ખુલ્લી મેલી હતી અને રાત, દીવસ સરવે જરથોસ્તીઓનું એક ખાણું કીધું હતું તે ખાણું શરૂ થયાને **આજે પચાસ વરસ** થયાં છે. છતાં તે **બાજનું ખાણું** શેઠ કાવશજી પછી તેઓના વારસો **આજ સુધી કર્યા જાય છે.** એ જુની અગીઆરી જ્યાં હાલ શેઠ કાવશજીની નવી દરેમેહર છે તેજ જગ્યાએ હતી અને તેના અંદર

પાછલથી આતશ દાદગાહ પરથેલાં હતાં. એ જુની અગીઆરીમાં તખતી જેવું કશું હતું નહી.

હવે દોખમું અને અગીઆરી જેવાં પારસીઓને બરનાં ધરમનાં મકાનો ત્યાં તૈયાર થયાં, અને રફતે રફતે પારસી વસ્તીબી ત્યાં ઘણી વધવા લાગી. પણ મોબેદ એકજ અને તેબી જ્યારે રજા ઉપર ગામ જાય ત્યારે, ત્યાંના પારસીઓને મોબેદ વીના ધરમ ક્રીયા સારૂ અડચણ પડવા લાગી અને પાસે પારસી વસ્તીવાલું કોઇ બીજું ગામ પણ નહી કે ત્યાંથી મોબેદ બોલાવે, તેથી અંજુમને બીજા એક મોબેદને બોલાવવાનો ઠરાવ કીધો, અને મોબેદ બાદશાહ એરચદારૂ મારફતે બીજો એક મોબેદ ૪૦ સને ૧૮૬૩ માં બોલાવ્યો. તે બીજો આવનાર મોબેદ કાવશજી હોરમજી દાદાચાનજી (**હાલના નવસારીવાલા જાણીતા ખાન સાહેબ કાવશજી હોરમસજી દાદાચાનજી**) હતા. એ બંને મોબેદો અગીયારીમાંજ રહેવા લાગ્યા અને તેઓને પગાર અંજુમન તરફથી મલવા લાગો. ઘ્યાં કેહેવાની જરૂર છે કે, જ્યારે એડનમાં એકજ મોબેદ હતો અને તેબી જ્યારે રજા ઉપર ગામ જતો હતો ત્યારે મોબેદની ગેરહાજરીમાં મોબેદનું કામ એક બહેદીન ગ્રહસ્થ કરતા હતા, તે બહેદીન ગ્રહસ્થ કોઇજ નહી, પણ પહેલા એડન આવનાર પારસીઓમાંના બીજા પારસી **નસરવાનજી મનચેરજી કોપર હતા.** એ ગ્રહસ્થ જાતે ધર્મચુસ્ત અને અવસ્તા વાણી ભણી જાણનાર હતા, તે જયારેબી ભણતરને લગતું કંઇ કામ કરવું પડતું હતું ત્યારે અને જયારેબી કંઇ મરણ ક્રીયાને લગતું કામ કરવું પડતું ત્યારે, **લાશને સચકવાની ક્રીયાથી તે ગેહ સારવાની અને બીજી ક્રીયાઓ કરતા** અને કરાવતા હતા. સચકવાની ક્રીયા આગલ ઉભા રહી પુર ચોકસાઇથી કરાવતા હતા, અને ગેહ સારવાની અને બીજી ચાર દાહડાની જરૂર જોગી ક્રીયા પોતે બીજાઓના સંતોષ વચે કરતા હતા. તે વખતે કઇ તાર મારફતે ખબર આપવાનું સાધન કશું હતું નહી, જેથી મરનારના ખેશીઓને ક્રીયા કામ સારૂ ખબર આપવામાં આવે તે અગાઉ થોડું ઘણું જરૂરનું ક્રીયાકામ એ ગ્રહસ્થ પોતે કરતા હતા. એ ગ્રહસ્થે પોતાની હયાતીનો મોટો ભાગ એડનમાંજ ગુજાર્યો હતો અને ૮૩ વરસની બુજોરગ વયે એડનમાંજ શેઠ કાવશજી દીનશાહ એડન-

વાલાનાં ઘરમાં તેવણુના એક દોસ્ત દાખલ ૧૮૮૩ માં ગુજરયા હતા. એ મરનાર ગ્રહસ્થ એટલા તો લાયકીવાળા હતા કે જ્યારે તેવણુ ગુજરયા ત્યારે તેવણુના લગતાવલગતાઓએ **મરનારની યાદગારીનું એક ફંડ** ઉભું કીધું હતું, જેમાં મુખ્ય ભાગ શેઠ કાવશજી દીનશાહ તથા ભાઇઓની પહેડીના માણસોનો હતો. એ યાદગારીનાં ફંડનો એવો ઠરાવ છે કે એ રૂપ્યાનાં **વ્યાજમાંથી દર વરસે મરનારની બાજને** દીવસે મરનારને નામે ધર્મ ક્રીયા કરાવવી. તે ઠેરાવ માફક **આજ સુધી** મરનારને નામે ક્રીયા કામ થાય છે.

---

## પહાડ ઉપરનું અંજુમનનું નવું દોખમું.

એડનમાં શેઠ મેહેરવાનજી ખરેઘાટવાલું દોખમું હતું અને તે વપરાસમાંબી ચાલું હતું, તેમજ તે વાપરવાલાયક સારી હાલતમાંબી હતું અને તેને બંધાયાને હજુર તો પુરાં વીસ વરસબી થયાં નહી હતાં, છતાં અંજુમનને પાહાડ ઉપર બીજું **દોખમું બાંધવાની** કાં **ફરજ પડી** તેની થોડીક વીગત આપીએ છીએ.

એડનમાં જે જગ્યાને હાલમાં કેંપ કરીને કહે છે તેટલાજ ઘેરાવાના વીસ્તારમાં શરૂઆતમાં એડનની સરવે કોમની વસ્તીનો સમાવેશ થયલો હતો, અને એ હદની બાહેરની સર્વે જગ્યાઓ જેવી કે માલ્લા, હોજફ, સ્ટીમર પોઇંટ અને શેખ ઉશમાન કે જે જગ્યાઓ હાલમાં ખીચોખીચ વસ્તીથી ભરેલી છે તે જગ્યાઓ તે વખતે વેરાન અને ધાસ્તીભરેલી હતી, અને સૂર્ય અસ્ત થવા પછી તેવી જગ્યાએ જવું જાનની સલામતી જેવું હતું નહી. ગામનો હાકેમ, બીજા સરકારી અમલદારો, લશ્કર, લશ્કરી અંમલદારો, સરકારી ખાતાંઓ અને સરવે રૈયત એ સઘલાનો સમાવેશ ઉપલી કેંપની નાની હદમાંજ હતો તેમજ સરવે જ્ઞાતનાં કબ્રસ્તાનોબી ગામમાંજ હતાં. પણ વસ્તી દાહડે દાહડે વધવાથી અને કબ્રસ્તાનો પણ ખીચોખીચ વસ્તીની લગોલગ આવી જવાથી, સરકારે એક હોકમ બાહેર પાડયો કે હોકમની તારીખથી છ મહીના પછી કોઇબી જ્ઞાતે મુરદું ગામમાં દાટવું નહી, અને યુરોપીઅન કોમ સુદ્ધાં સરવે કોમે પોતાના કબ્રસ્તાનો ગામની બાહેર બનાવવાં. એ **હોકમની રૂએ ખરેઘાટવાળું દોખમું** વાપરવા લાયક **છતાં અંજુ-**

**મનને ફરજયાત બંધ કરવું પડયું, અને હાલનું પાહાડ ઉપરવાળું દોખમું બંધાવવાની અંજુમનને ફરજ પડી.**

હાલ પાહાડ ઉપર જે દોખમું છે તે પાહાડબી ગામનીજ હદમાં ગણાય છે. પણ તે વખતનાં શેઠીયાઓ મરહુમ શેઠ એદલજી માણેકજી, મરહુમ શેઠ કાવશજી દીનશાહજી અને બીજા સાહેબોએ પોતાનો વગ વસીલો ચલાવી, તે વખતના રેસીડંટ સાહેબને સમજાવી, ગામની બાહેર નહી જતાં હાલનાજ પાહાડ ઉપર નવું દોખમું બાંધવાની રજા મેલવી, હાલનું **નવું મોટું દોખમું અંજુમને માંહોમાંહે ઉઘરાણું** કરી બાંધવાનું શરૂ કીધું, તે ઇસ્વી સને ૧૮૬૬ માં શેઠ કાવશજી દીનશાહ એડનવાલાના બાવા એહસ્તી દીનશાહજીની બાજને દાહડે અસ્પંદાદ મહીનાના તીર રોજે જશનની છેલ્લી ક્રીયા કરીને વપરાસને માટે ખોલ્લું મેલ્યું. કહે છે કે નાણાની ઘટને સબબે દોખમાંનું બાંધકામ આગલ ચાલતાં અટકી પડલું હતું, તે ઘટતું નાણું શેઠ કાવશજી દીનશાહે પોતે આપી દોખમાનું બાંધકામ પુરૂં કરાવ્યું હતું.

ઉપલાં દોખમાંના ફંડમાં બાહેરનું નાણું માત્ર રૂ. ૧૦૦૦ છે. તે મુંબઇવાલા શેઠ મનચેરજી હોરમજી કામાની કુંપનીએ આપેલા છે. જ્યારે એ દોખમું બંધાતું હતું ત્યારે શેઠ કામાજીની કુંપનીવાલા સાહેબે વેલાતનો પોતાનો ધંધો બંધ કરી કમાઇ ધમાઇને મુંબઇ જતા હતા, તેઓની સ્ટીમરે એડનનું બારૂં કરવાથી તે સઘલા સાહેબો એડનમાં ઉતર્યા અને એક આખો દાહડો એડનમાં રહ્યા, તે સાહેબોની એડનનાં શેઠયાઓએ સારી પરોણાગત કીધાથી ખુશીથી રૂ. ૧૦૦૦ પોતા તરફથી દોખમાંનાં ફંડમાં લેવાનો આગ્રહ કીધો, અને રૂપ્યા એક હજાર ઉપલાં દોખમાંનાં ફંડમાં આપ્યા. ઉપલાં દોખમાને ઇજવાની જશનની ક્રીયા પુરી થવા બાદ થોડાજ દીવસમાં ઉપલાં દોખમાંને વપરાસમાં લીધું હતું. તેની થોડીક જાણવાજોગ તવારીખ નીચે મુજબ છે.

સરકારે હોકમ બાહેર પાડયો હતો કે ૭ મહીના બાદ કોઇએબી મુરદું ગામનાં કબ્રસ્તાનમાં દાટવું નહી. ૭ મહીના ખલાસ થયા કે, પહેલ વહેલું મરણ યુરોપ્યન કોમમાં થયું તેને પણ સરકારે ગામનાં કબ્રસ્તાનમાં દાટવા નહી દેતાં ગામ બાહેર જવાનો હોકમ કીધો તેથી સરવે કોમને પોત પોતાનાં જુના કબ્રસ્તાનો મુદતસર બંધ કરવાની

ફરજ પડી, હવે પારસીઓનું પાહાડ ઉપરવાલું નવું દોખમું તો હજુર બંધાતું હતું તેવામાં પારસીઓમાં ત્રણ બાળકોનાં મરણ થયાં. હવે તે લાશોને કયાં મુકવી ? જુના દોખમાંમાં મુકે છે તો સરકારનાં ગુનેહગાર થાયે છે, નવું તો હજુર બંધાયે છે. પારસી અને તેબી ધરમચુસ્ત પારસી એટલે દાટે તો નહી. પહેલું બાળક મી૦ દોરાબજી પોસ્ટ-માસ્તરનો છોકરો, બીજું બાળક શેઠ માણેકજી ર. પટેલની છોકરી તથા ત્રીજું બાળક શેઠ કાવશજી દીનશાહનો છોકરો મળી ઉપલાં ત્રણે બાળ-કોની લાશોને એ મહીનાની "હવદ" વખતની હદ બાંધીને જમીનમાં મુકી. કહે છે કે એ ત્રણેવે બાલકોની લાશો ફરી ઘેહસારનાની ક્રીયા કરી દોખમે ચહડાવવા સારૂ અંજુમન સમક્ષ જ્યારે બાહેર કાહડી ત્યારે આજનાંજ મરણ પામેલાની લાશો હોય તે માફકની લાશો નીકલી હતી.

## *એડનનું અંજુમનના ઉધરાતનું દોખમું.

તા૦ ૩૧ મી આગશટ ૧૮૬૬.

રોજ ૧૩ માહ ૧૨ (શે૦) ૧૨૩૫ યજદજરદી.

એડન મધે અંજુમનના ઉધરાતથી એ૦ એરચજી કાવશજી ગારાની આગેવાંની હેઠલ પાહડ ઉપર એક દોખમું બંધાવી આજ દીને પર-ઠાવ્યું હતું.

[ એ દોખમાંપર નીચલી તખ્તી મારેલી છે :—

"પાક દાદાર હોરમજદ જે મીનોઇ ઇઆને ગેટીનો સાહેબ
"તેનાં મુબારક નામથી અશો જરથોશત અસપંનતેમાન અનો શેહર-
"વાંનની રાસ્ત અને નેક રેહનોમાઇથી આએ દોખમું તથા સગડી
"તથા ફરતી દેવાલ સરવે શ્રી એદંનના જરથોશતી અંજુમનના ખર-
"ચથી અને કંઇ એક શ્રી મુંબઇના જરથોશતીઓની મદદથી
"મોબેદ એરચજી કાવશજી ગારાનાં ઉપરીપનાંથી બાંધીઉં છે. એ મકાન
"આજ દીનથી જરતોશતી કાયદા મુજબ વાપરવાને અંજુમનને
"અસ્તક કીધું છે. રોજ ૧૩ મો તેસતર તીર માહા ૧૨ મો અસ-
"પંદારમદ સને ૧૨૩૫ ઇઅજદેજરદી, તારીખ ૩૧ મી આગશટ
"૧૮૬૬ ઇસવી. સવંત ૧૯૨૨ શ્રાવન વદ ૬ ને વાર શુકરે."

* (પારસી પ્રકાશ દફતર બીજું સફે ૨૦૬.)

એ દોખમાંનાં ફંડમાં શેઠ મનચેરજી હોરમજજી કામાજીએ ઇ. સ. ૧૮૬૪ ના આપરેલ માસમાં ઇંગલાંડથી મુંબઇ પાછા ફરતી વખતે રૂ. ૧૦૦૦) **ની રકમ ભરી હતી.**

એ દોખમાંને લગતી શગડી તથા કુવો તથા પાહડ ઉપર જવાનો રસ્તો એડનવાલા શેઠ એદલજી માણેકજી કોલાએવાલાએ બંધાવી અંજુમનને હસ્તક કીધો હતો.

ઉપલી તખતીમાં તારીખ ૩૧ મી આગસ્ટ લખેલી છે, તેને બદલે તારીખ ૩૦ મી સપ્ટેમ્બર જાણવી, તખતી કોતરાયા પછી ઉપલી ભુલ માલમ પડી, પણ બીજી તૈયાર નહી અને એડનમાં કોઇ બનાવનાર નહી તેથી એ ભુલ સાથની તખતી મારવી પડી હતી.

ઉપલી તખતીમાં **"મોબેદ એરચજી** કાવસજી ગાંડાનાં **ઉપરીપણા** થી" એમ જે લખેલું છે તેનો સબબ એ છે કે, જ્યારે જુનું દોખમું બંધ થયું ત્યારે એડનની અંજુમને લાંબો વખત સુધી નવું દોખમું બાંધવાની કશી હીલચાલ કીધી નહી, ત્યારે એ મોબેદ સાહેબે બાહેર આવી એ નવું દોખમું બાંધવાની સઘલી હીલચાલ શરૂ કીધી. પાહડે પાહાડ ફરી દોખમાં માટે હાલનાં પાહાડની જગ્યા એડનના રેસીડન્ટ કર્નલ કોગડન સાથ મસલહત ચલાવી પસંદ કીધી તે જગા તથા દોખમાં વગેરેનો નકશો પબલીક વર્કસ ખાતાંવાલા મીં૦ રૂસતમજી પલાન મેકર પાસ દોરાવી રેઝીડન્ટ કર્નલ મેરીવેધરની મંજુરીઆત મેલવી શેઠયાઓને ઉસ્કેરી જગ્યાની પરવાનગી મેલવાવી અને સઘલી ગોઠવણો પોતે કરી, દોખમાંનું કામ શરૂ કરાવ્યું. એ સઘલી મહેનતના બદલા તરીકે તે મોબેદ એરચજી કાવસજી ગાંડાનું નામ એક યાદગારી તરીકે ઉપલી તખતીમાં અંજુમને કોતરાવેલું છે.

દોખમુ બાંધનાર **કંત્રાકટર** દાખલ સઘલી મહેનત મોબેદ કાવસ-દારૂએ (હાલના નવસારીવાલા કંત્રાકટર **ખાનસાહેબ કાવસજી હોર-મજી દાદાચાનજીએ ) કીધી છે.**

---

## પાહાડ ઉપર જવાનો શેઠ એદલજી માણેકજી કોલાબેવાલાનો રસ્તો.

પાહાડ ઉપર દોખમું તો બંધાયું તે વપરાસમાંબી આવ્યું, પણ નીચેથી લાશો ઉપર લઇ જવાની બહુજ મહેનત પડવા લાગી અને એ કામ બહુ મુશકેલ થઇ પડયું. લાશ ઉંચકનાર પગારદાર માણસો નહી, સૌ પોતપોતાની ખુશીથી બાહેર આવી લાશો ઠેકાણે પાડવાનું કામ કરે ત્યારે, તેમાં લાશ ઉપર લઇ જવાની મુશકેલ જહેમતને સબબે એકાએક લાશ ઉંચકવા કોઇ રાજી થવા લાગ્યું નહી, અને ઘણી અડચણ પડવા લાગી. તેથી સખી શેઠ **એદલજી માણેકજી કોલાબેવાલાએ એક પાકકો રસ્તો બાંધી** આપવાનું પુણ્યનું કામ માથે ઉઠાવ્યું, અને હાલનો પાકી બાંધણીનો મોટો લંબાણ રસ્તો નીચેથી તે ઠેઠ દોખમાં સુધીનો પોતે એકલે હાથે રૂપીયા દસ હજારને ખરચે ઇ○ સને ૧૮૬૬ માં બંધાવી આપ્યો. એ રસ્તા ઉપર કશી તખતી નથી.

---

## અંજુમનનો મોટો બંગલો.

એડનની અંજુમને પારસી વાડી મેહેરવાન બાગના કંપાઉંડમાં શેઠ કાવસજી દીનશાહની દરેમેહેરની જોડેજોડ ઉંચી ભરણીવાલો ચારે બાજુએ મોટા પોહોળા વરંડાવાળો માળ સાથનો એક **કુશાદે મોટો બંગલો** બંધાવેલો છે, જે એક કલબ દાખલ વપરાય છે, અને જેનો વારતહેવારે ઘણો સારો ઉપ્યોગ થાય છે. એ બંગલાના બાંધકામ પાછળ **અંજુમનને** રૂ. ૧૫ હજાર સુધીનો ખરચ લાગ્યો છે અને તે ઇસ્વી સને ૧૮૬૮-૬૯ માં બંધાવેલો છે. એ બંગલાનું સરવે ઉપરીપણું અને દેખરેખ તે વખતના અંજુમનના વડા મોબેદ કાવશદારૂ (પાછળથી એડનના જાણીતા કંત્રાકટર ખાનસાહેબ કાવસજી હોરમજજી દાદાચાનજી) એ કીધું છે. એ બંગલામાં એડનના **જાણીતા શેઠયાઓની સબીઓ** દેવાલે ટાંગેલી નજરે પડે છે, તે નીચલા સાહેબોની છે:—એડનના જાણીતા મરહુમ શેઠ **કાવસજી દીનશાહ** એડનવાલા સી. આઇ. ઇ.ની, મરહુમ શેઠો **એદલજી માણેકજી કોલાબેવાલાની,** મરહુમ **સોરાબજી કાવસજી ખરાસની,** મરહુમ **માણેકજી રતનજી પટેલ** સીંગણપોરવાલાની, મરહુમ **રૂસતમજી સોરાબજી ખરાસની** અને **મરહુમ બાઇ જરબાઇ કાવશજી એડનવાલાની.**

## મરહુમ શેઠ **એદલજી માણેકજી કોલાબેવાલાની યાદગારીનો** **મીઠાં પાણીનો કુવો.**

એજ વાડીનાં કંપાઉંડમાં આથમણુ દીશાએ એક મીઠાં પાણીને કુવો આવેલો છે, જે અંજુમને મરહુમ શેઠ એદલજી માણેકજી કોલાબે-વાલાની યાદગારી સારૂ બંધાવેલો છે. એની વીગત એ છે કે મરહુમ શેઠ એદલજી માણેકજી કોલાબેવાલાનાં ઉઠમણાને દાહડે અંજુમનની એક જાહેર સભા મલી હતી, જેમાં એવો ઠરાવ થયો હતો કે મરહુમ શેઠ એદલજી માણેકજીએ અંજુમનના ફાયદા સારૂ ઘણું કીધું છે માટે કોઇબી પ્રકારે તેવણની યાદગારી એડનમાં અંજુમને રાખવી જોઇએ. એ ઠરાવની રૂએ અંજુમને ઉઘરાણું કરી ઉપલો ૧૦૦ ફીટ ઉંડો કુવો બંધાવી તેના ઉપર મરહુમની યાદગારીની એક તખ્તી મારેલી છે. એ કુવા પાછલ અંજુમનને રૂ. ૧૫૦૦ નો ખરચ લાગ્યો છે. એ કુવાનાં બાંધકામની સઘલી મેનીજ તે વખતનાં અંજુમનના **ઓનરરી સેક્રેટરી** શેઠ મનચેરજી રૂસતમજી ઘોબુ ( હાલનાં **ખાનબાહદુર મનચેરજી રૂસતમજી ઘોબુ** સી. આઇ. ઇ. ) એ કીધી છે.

તે **કુવા ઉપર જે તખ્તી** છે તે નીચે પ્રમાણે છેઃ—

"પાક દાદાર હોરમજદની મદદ.

"બેહસ્તનશીન શેઠ એદલજી માણેકજી કોલાબેવાલાનાં ધરમને લગતાં સખાવતનાં કામોની યાદગારી કાયેમ રાખવા માટે" આ કુવો શ્રી એડનની જરથોસ્તી અંજુમને બંધાવીઓ છે.

સને ૧૨૫૦ યજદેજરદી ૧૮૮૧ ઇસવી.

---

## એડનની નવી દરેમેહેર.

સને ૧૮૫૪ માં એડનમાં બંધાવેલી દરેમેહેર જુની થવાથી શેઠ કાવ-સજી દીનશાહે મોટો ખરચ કરી તે દરેમેહેર નવેસરથી બંધાવી આપી નવા આલાતથી આદરાનનો કેબલો પરથાવ્યો હતો. એ કેબલો પરથાવાને દી-વસે એડનની પારસી અનજુમને મરહુમ શેઠ કાવસજીને એક શાલ તથા રૂપાંના ફુલદાંન સાથે એક માનપત્ર એનાયત કર્યું હતું.

એ દરેમેહેરના નીભાવ માટે શેઠ કાવસજીએ કેટલીક મીલકતો એલાહેદી કાઢી છે.

દરેમેહેરનો પાયો નાખવાની ક્રીયા તા૦ ૬ ઠી ફેબરવારી ૧૮૮૩ ને દીને શેઠ કાવસજીએ પોતાના મુબારક હાથે કરી હતી, અને એ નવું મકાન તૈયાર થવા પછી તા૦ ૮ મી અકટોબર ૧૮૮૩ ને દીને મોટી ધામધુમ સાથ પરથાવવામાં આવ્યું હતું.

મરહુમ **શેઠ કાવશજી દીનશાહનાં મરણ** માટે ખેદ બતાવવા માટે **એડનની પારસી અનજુમનની એક જાહેર સભા** તા૦ ૩૦ મી જુન ૧૯૦૧ ને દીને " મેહેરવાન બાગ"માં બોલાવી હતી, જે વેલા અનજુમનના **ઑનરરી સેક્રેટરી તથા એડનના જાણીતા મેજીસ્ટ્રેટ મી૦ મનચેરજી રૂ. ધોલુ,** સી. આઇ. ઇ. એ મરહુમ શેઠ કાવશજી સાથના પોતાના નીકટ સંબંધથી મરહુમનો જાતી ખવાસ, જાહેર તેમજ છુપી સખાવતો તથા માણસ જાતનાં ભલાં માટેની લાગણી વીષે એ મેજીસ્ટ્રેટ સાહેબે બહુ અલંકારીક ભાષામાં સર્વ ભાઇઓ ઉપર સારી અસર થાય તેમ વીવેચન કર્યું હતું, જે બાદ શેઠ પાલનજી દીનશાહ તથા મરહુમ શેઠ ભીખાજી કાવશજીના જમાઇ મી૦ પેશતનજી તેમજ શેઠ નસરવાનજી મનચેરજી એદલજી માણેકજીએ મરહુમની તારીફમાં ભાષણો કર્યાં હતાં, તથા અનજુમનના ઠરાવ મુજબ મરહુમના ભાઇ શેઠ દોરાબજી દીનશાહ તથા મરહુમના બેટાઓ શેઠો હોરમસજી, કેકોબાદ, સોરાબજી, શાવકશાહ અને બેટીઓ બાઇઓ કુંવરબાઇ, આઇમાય અને શીરીનબાઇ ઉપર દીલાસાપત્ર મોકલયું હતું.

———o:——:o———

## એડનની શેઠ કાવસજી દીનશાહજી એડનવાલાએ બંધાવેલી પેહલી દરેમેહેર.

તા૦ ૨૦ મી સપટેમ્બર ૧૮૫૪.

રોજ ૩૦ માહ ૧૨ (શે૦) ૧૨૨૩ યજદજરદી.

એડન મધે મરહુમ શેઠ મેરવાનજી સોરાબજી ખરેઘાટે બંધાવેલી દરેમેહેરનું મકાન બીસમાર હાલતમાં આવવાથી તે ફરી નવસરથી ત્યાંવાલા શેઠ કાવસજી દીનશાહજી એડનવાલાએ પોતાનાં પેહલાં ધણીઆણી મરહુમ બાઇ બાઇઆઇનાં પુનને માટે બંધાવી આજ દીને પરઠાવ્યું હતું.

[ પારસી પ્રકાશ, દફતર પહેલું સફે ૬૪૮ ]

*** એ દરેમેહર મજકુર શેઠ કાવસજી દીનશાહજીએ ફરી નવેસરથી રોણકદાર બંધાવી તેમાં તા૦ ૮ મી અકટોબર ૧૮૮૩ ને દીને આતશ આદરાન પરઠાવ્યા હતા.

## " પારસી ધર્મ સ્થળો "

### રચનાર—ખા૦ બ૦ બહમનજી બે૦ પટેલ.

### ઇ૦ સ૦ ૧૮૮૩.

## એડનની શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાની દરેમેહેરની ઇમારતનો પાયો નાખવાની ક્રિયાનો અહેવાલ.

રાસ્ત ગોફ્તાર, તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૮૩ ને એડન તા૦ ૬ ઠી ફેબરવારી ૧૮૮૩ રવેઉ.

એડનનાં જરથોસ્તીઓના વડા એડનનાં પરમુખ શેઠીયા શેઠ કાવશજી દીનશાજી એડનવાલાએ પોતાનાં મરનાર દીકરા ભાઇ દીનશાજી તથા તેવણુનાં માતા, પીતા અને મરનાર પેહેલાં ધરીઆંનીનાં પુનને શારૂં અતરેનાં જરથોશતીઓનાં સુખને શારૂં આતશઆદરીઆંન બાંધી આપવાનું તથા તેને લગતો ખરચ જાયુક ચાલુ રાખવાનું કબુલ કરીને આજ દીને એ શુભ કાંમનું મુહુરત ઠેરવીને એક જશન કીધું હતું. એ જશનની કીરીઆમો દરએક મુખય જરથોશતીઓ સાંમેલ થયા હતા. જશનની કીરીઆ નવ વાગતે પુરી થવા બાદ અતરેની અનજુમનના વડા મોબેદ ફરદુનજી નરીમાને ધરમ કરવાની બાબદો ઉપર એક લંબાંન ભાશણ વાંચી સંભલાવ્યું. તેઆર પછે અતરેની અનજુમનના આનરરી શેકરેટરી શેઠ મનચેરજી રૂસતમજી ઘોલુ ( કે જેઓ એડનના માજીસટરેટ અને જડજ છે ) શેઠ કાવશજી દીનશાજી તથા દરએક ભેગા મલેલા જરતોશતીઓને પાયાવાલી જગો ઉપર લઇ ગીઆ. શેઠ મનચેરજીએ નવાં બાંધવા ધારેલાં આતશ આદરીઆંનના લેખની નકલ તથા તખતી વાંચી સંભલાવેઆ પછે શેઠ **કાવસજીએ પોતાને હાથે પાયાનું** મુરત કીધું અને એક રૂપાંની થાપીથી ચુનો લઇને પાયા ઉપર નાખી પાયાનો પથર કીરીયા અને ખુશાલીના અવાજે શહીત બેશાડયો.

શેકરેટરી શેઠ મનચેરજી થોડું બોલેયા તેનો શાર એ છે જે આપરા જરથોશતીઓ અસલ વતન **ઇરાંન છોડી હીનદમો આવેઆ પછે** નવેશરથી નવા આતશ બનાવયા હતા. **તયારથી તે આજ સુધી** એવો દાખલો બનેઓ નથી. પણ તેજ કીરીયા પરમાંણે **બીજી મરતબે નવા આતશ બનાવી આપવાને** શેઠ કાવશજી **દીનશાજીએ માથે**

**લીધું છે.** એમ બીજી મરતબે આતશ બનાવવાનું કારણ એવું જણાવયું કે હીનદુશતાંન અને એડન વચે **પગ રસ્તો નહિં હોવાથી** અને જો હોય તો તે લાંમબી મનજલનો, બીકટ, અને જોખમ ભરેલો હોવાથી, એ કામ પાર પડી શકે નહીં. એટલા શારૂં એ ધરમનું કામ માથે લઇ અતરેના મોટા નાધલા જરતોશતીઓને એક શરખી રીતે ધરમનું સુખ કરી આપયું છે, કે જે સુખ હાલના જમાનામો પેહલવેહલું કહીએ તો કોઇ પણ જરતોશતી ના પાડશે નહીં. દાખલા તરીકે લેવો કે હાંગકાંગ, શીંગાપુર, લંડન, જંજીબાર વીગેરે એડન જેવા બીકટ મુલકો છે કે જેઆંના જરથોશતીઓ પોતાની અનજુમનમો મોટું ફંડ ધરાવવા છતાં આજ કાલ એવાં કામમો પછાડી પરેઆ છે તેવોએ શેઠ કાવશજીના વીચાર માફક રહીને પોતાનો શું ધરમ છે તે તપાશ કરીને એવનનાં દાખલા ઉપર ચાલવું.

પાયાનું મુરત થાઇ રેહુવા પછે શેઠ કાવશજી દીનશાજી, દરએક હાજર થાએલા જરથોશતીઓ શાથે મલતા થાઇને શેકરેટરી શેઠ મનચેરજીનો એ કામમો શહલ્લા અને મદદ આપવાને શારૂં ઉપકાર માંનવા પછે મીજલશ પાંન ગોલાબ લઇને બરખાશત થઇ.

શેઠ કાવશજીનાં નોત્રાંથી દરએક હાજર રહેલા ગરશથોએ આખો દાહાડો તીઆંજ ખુશાલીમો ગુજારેઓ હતો. બાદ ખુશી શાથે શરવે પોતપોતાને ઘેરે વધેઆ.

## એડનનું રવાનને સંજોગવાનું એલાહેદું મકાન.

રાસ્ત ગોફતાર, તા૦ ૧૮ મી મારચ ૧૮૮૩ ને વાર રવેઉ.

એડન, તા૦ ૭ મી મારચ ૧૮૮૩.

એડનના જરથોશતીઓમાં જેઆરે પણ રૂવાંન થાતું તેઆરે તે રૂવાંનને તુરત અતરેનાં મેરવાંન બાગના બંગલામો લઇ જાઇને મુકતા હતા. એ બંગલો મોહોટો તેમજ ખુલ્લો છે, પણ તેમાં જુદા જુદા ઓરડાઓ ન હોવાથી ઓરતોને એલાએદું બેશવાની જગા મહલાજાશરની નહી થાઇ શકતી હતી. એ અરચન દુર કરવા શારૂં અતરેના શેઠ માણેકજી રતનજી પટેલ શીગનપોરીઆએ મેરવાંન બાગના બંગલાની બાજુમો અને શેઠ કાવશજી દીનશાજીની અગીઆરીની પડોશમો એક એલાહેદું મકાંન બંધાવી આપેયું છે. એ શુભ કાંમનું મુરત આજ

દીને હોવાથી શેઠ માણેકજી પટેલે ઇજન કીધાથી આજ દીને પાછલા પોહોરનાં તરણ વાગતા પછે શરવે જરથોશતીઓ જશનમાં બીરાજમાન થયા હતા. જશનનું કામ શારાપાંચ વાગતે પુરૂં થવા પછે અતરેની અનજુમનનાં ઓનરરી સેકરેટરી શેઠ મનચેરજી રૂસતમજી ઘોલુએ એક કાગજ વાંચી સંભલાવેઓ. એ કાગજ શેઠ માણેકજી પટેલનો અતરેની જરથોશતી અનજુમનના અકાબરો તથા શેકરેટરી જોગનો હતો. એ કાગજની મુલ મતલબ એ છે જે શેઠ માણેકજી પટેલે અતરેની **અનજુમનના વંપરાશને સારૂં પોતાના ખરચે એક મોબેદને વધારી આપેઓ** છે અને તેને શારૂં રૂપીઆ આઠ હજારની ટકા સારાચારવાલી લોન લઇને * શ્રી મુંબઇની પંચાએતમો પોતાને નામનું જુદું ખાતું પડાવીને આપવી કબુલ કરી છે. એ લોનોનું વીઆજ મુંબઇની પંચાએત અતરેની અનજુમન ઉપર દર ૬ ૬ મહીને મોકલશે, જે રકમ મોબેદને પગાર આપવાને કાંમમો આવશે. સેકરેટરી શેઠ મનચેરજી ઘોલુ થોડુંક બોલેઆ પછે મીજલસ ખલાસ થઇ, દરએક જનાઓ ચાશની કરીને ખુશાલીનો વખત મેરવાંન બાગમોજ કાહાડી રાતરે જમીને પોતપોતાને મકાને શીધારેઆ હતા.

⁂ * એ મકાનમાં નીચે મુજબ **તખ્તી** મારેલી છે :—

શ્રી પાક દાદાર હોરમજદની મદદ હોજો.

"પારશી માંનેકજી રતનજી પટેલ શીગનપોરવાલાએ શી એદનની "જરથોશતી અનજુમનના વાપરવાશને માટે આએ મકાન પોતાને "ખરચે બંધાવીઓ છે. અને શી એદનની જરથોશતી અનજુમનને "ધરમ શંબંધી કાંમો કરવાને જોગવાઇ કરી આપવાની મતલબથી "રૂપીઆ ૧૦૦૦૦) અંકે દશ હજાર શી * મુમબાઇની પારશી પનચા-"એતનાં તરશતીગોને શવાધીન કીધા છે જે રકમના વીઆજમાંથી દર "વરશે રૂ. ૩૬૦ શી એદનની જરથોશતી અનજુમનનાં તરશતીઓને "હવાલે કરે, જેઓએ રકમમાંથી દરમાશે રૂ. ૩૦ નાં દરમાઆનો એક "મોબેદ શી એદન મધે રાખે શને ૧૨૫૩ ઇઅજદેજરદી ૧૮૮૩ ઇશવી"

* તખ્તીમાં રૂ. ૧૦૦૦૦) **મુંબઇના પારસી પંચાત**માં આપવાનું લખ્યું છે, પણ તેમ ન કરતાં તે **એડનની પારસી પંચાઅત**ને સ્વાધીન કર્યા છે.

## એડનના શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાનાં આદરાંન પરઠાએઆનો અહેવાલ.

રાસ્ત ગોફતાર, તા૦ ૨૧ મી અકટોબર ૧૮૮૩ ને રવેઉ.

શ્રી એડનમાં એક આતશઆદરાંન.

શ્રી એડનની તા૦ ૧૧ મી અકટોબર ૧૮૮૩. (રાસ્ત ગોફતારને માટે લખાઇ આવેલો હેવાલ.)

એડન બંદર જયારથી અંગરેજ સરકારની હકુમતમો ગયું તે દાહાડાથી જરતોસ્તીઓની વસતી દીનપર દીન વધવા લાગી પણ તેઓને બંદગી કરવાનું કશું મકાન નહી હતું તેથી સને ૧૨૨૩ ઇઅજદજરદીમાં અતરેની મેરવાન બાગ નામની જગામો શેઠ કાવસજી દીનશાજીએ તે વખતને અનુશરતી એક દરેમેહેર બંધાવી હતી. પણ ખોદાતાલાની મેહેરથી વેપાર અને ચાકરીને અરથે જરથોશતીઓનો વધારો થતો ગયો છે તેથી તેઓનાં બચાંને શુદરે કુશતી પેહેડાવા તથા લગનનો પવીતર ગાંઠ બાંધવા શેંકડો માઇલની મુશાફરીની જંજાલ સાથ મોહોટો ખરચ કરવો પડતો હતો તેમજ કજાને વખતે ટેલીગરાફથી સંધેસા મોકલી ફારીઆ કામ કરાવવાની ફરજ પડતી હતી. જ્યાં મુસાફરીમો ખુશકીનો રસતો નહી હોય તાંહાં બરશનુમવાલા મોબેદથી બરશનુમ જલવાય નહી, તેમજ નીરંગદીન અને બીજો આલાતબી લઇ જવાઇ શકાય નહી તે સબબને લીધે અતરે બનતું ન હતું તેથી અતરે સરવે ચીજો નવેશરથી તઇયાર કરાવામો મોહોટા ખરચની અગત હતી તે અગત શેઠજી કાવશજી દીનશાજીના શખી દીલથી મટી ગેઇ છે. એ શેઠે મોટો ખરચ કરી દરેમેહેરનાં નામને છાજે તેવું કુશાદે મકાન બંધાવી શરવે ઘટતા ફરનીચર સાથે સીંગારેઉં છે. તે સાથે શેઠ કાવશજીએ પોતાની તથા પોતાના બેહસ્તી બેટાની તસવીરના "ફુલ સાઇજનો" ફોટોગરાફ તથા સત જરતોશત સંપેતમાન પેગામબર સાહેબની તખતી તથા અશો ગુસતાસ પાદશાહની તખતી તથા શરવે દરેમેહેરને લગતાં વાસણો, એક શુંદર મોટું ઘડીઆલ વગેરે એ શેઠજીએ સરવે પોતાના ખરચથી મુકેઉં છે.

આ **આતશઆદરાંન સાહેબને તખતનશીન કરવાની કીરીયા** ગઇ તા૦ ૮ મી અકટોબરે થઇ છે. સહવારે ૭ વાગાથી લોક ભેગું થવા લાગું તે આઠ વાગાની અંદર સરવે જરતોશતીઓ દરેમેહેરમો ભેગા થયા હતા. એ દીને વેપારીઓની પેહેડીઓનાં તથા સરકારી ખાતાનાં દરએક જરતોશતીઓને જાહેર તેહેવાર તરીકે રજા મલી હતી, અને મરદ, ઓરત તથા બચાં મળીને આસરે ૨૦૦ થી વધુ જરતોશતીઓનો મેળાવડો થયો હતો. આસરે કલાક ૮ા ને અમલે આતશઆદરાંન સાહેબને તખતનશીન કર્યા પછી સરવે બંદગીમો મશગુલ થયા બાદ કલાક ૯ા ને અમલે જશનની કીરીઆ શરૂ થાઇ તે સમપુરણ થયા બાદ શેઠ કાવસજી દીનશાજીએ એક અનજુમન પત્ર વાંચી દરેમેહેર કુલ જરતોશતીઓના વપરાશને સારૂ ખુલી મુકી ને દરેમેહેરના **દસતુર તરીકે અતરેના મોબેદ ફરામજી રૂસતમજી કોટવાલને નેમીઆ,** તે સાથે એક શીઆલ, એક સુનાનું ઘડીયાળ, સુનાના છેડા સાથેનું તથા એક હીરાની વીટી એ નવા દસતુરને ભેટ કરી. તેનો લાએક અને માનભરેલો જવાબ દસતુર ફરામજીએ આપયા બાદ શેઠ કાવસજીને અતરેની અનજુમન તરફથી એક માનપતર અંજુમનનાં સેક્રેટરી શેઠ મનચેરજી રૂસતમજી ઘોલુએ વાંચી સમજાવયું, કે જે માનપતરની બુકને સારી રીતે શણગારેલી હતી, તે સાથે એક કીમતી શીઆલ અને વેલાતથી ખાશ ફરમાશનું રૂપાનું ફુલદાન બનાવી મંગાવેલું ભેટ કીધું, જેનો લાએક જવાબ શેઠ કાવશજીએ વાંચી સમજાવેઓ. તેમો લખેલું છે જે એ દરેમેહરનાં ચાલુ ખરચને માટે પોતાની જાતીકી મીલકતમાંથી તરણ મીલકતો જુદી કાહડી છે કે જે મીલકતો અતરેની સરકારને ભાડે આપેલીઓ છે. તેનું ભાડું દર માશે સરાસરી રૂ૨૦૩) ઉપજે છે તથા એ દરેમેહેરનો માલકીપણાનો હક શેઠ કાવશજીનો તથા વારશ દર વારશોનો છે. અંજુમનના સેકરેટરી શેઠ મનચેરજીની બાહોશી અને ચંચલાઇ વીશે તારીફના શકુનો કહીને શેઠ કાવશજીએ પોતાનો ફોટોગરાફ અરપણ કીધો. તેઆર બાદ એજ શેઠ કાવશજી દીનશાજી તથા ભાઇઓની પેહેડીઓનાં ચાલીશથી વધુ પારસી નોકરો તરફનું એક સારૂં શોભાએમાન માનપતર વાંચી સંભલાવીને એક શોભાએમાન દાબરીમાં એક કીમતી શીઆલ સાથે ભેટ આપ્યું અને એજ માણશો તરફથી દરેમેહેરમો મુકવા સારૂં રૂપાનાં પતરાં ઉપર "એમ-

બોશ" કરેલી પેગામબર શત જરતોશત શપીતમાન સાહેબની સબી તથા તેવીજ બીજી રૂપાનાં પતરાં ઉપર શેઠ કાવસજી દીનશાજીની એમબોશ કાધેલી શબી આદરાંન સાહેબના દરવાજા ઉપર મુકવાને ભેટ કીધી છે (જે વેલાતથી આવી છે) તેનો જવાબનો ઉપકાર પત્ર શેઠ કા. દી. એ વાંચીઓ. એ પછી મુંબઇવાલા દસતુરજી જામાશપજી તરફથી એક બેતોમાં લખેલો તખતો તથા શીઆલ, તથા મુંબઇવાલા શખી શેઠ નશરવાનજી માણેકજી પીતીત તરફની એક તથા શેઠ કાવસજીના ભાઇઓ અને બીજા દોસ્તો તરફથી આવેલી શીયાલો અને બીજી કીમતી ભેટો એવણને આપવામાં આવી. અતરેની અંજુમન તરફથી મુંબઇવાલા **દશતુરજી જામાશપજીને** એક માનપત્ર, અને એક શીઆલ વડા દશતુર તરીકે ભેટ મોકલવાને અતરેના દસતુર ફરાંમજીને આપી છે તેમજ અનજુમનના દસતુર દાખલ એક શીઆલ ભેટ આપી છે.

એ શરવે મુબારકબાદીઓ ખલાશ થયા પછે બીજા અતરેના તરણ મોબેદોને એકેકી શીઆલ અને ગીનીઓની આશોદાદ શેઠ કાવશજીએ ભેટ કીધી છે તથા પરચુટણ દરેમેહેરનાં બાંધકામના મીશતરી માણશોને સરોપાવ તથા રોકડ નાણાની ભેટ કીધી છે.

આખો દીવસ મેરવાનબાગમો આખી અનજુમને મોજમહજા તથા ખાંણીપીણામો ગુજારેઓ હતો. અતરેની ૨૨ મી નેટીવ રીજમીટનું બેંડ પાછલા પોહરથી આવયું હતું એ દીનેનો સર્વે ખરચ શેઠ કાવ-સજી દીનશાજીની તરફથી થયો હતો.

⁂ * આ દરેમેહરમાં નીચે મુજબ **તખ્તી** મારેલી છેઃ—

" અએ અહુરમજદ ! તરને આને મનશની, ગવશની, કોનશનીથી તુને નમુચ.

" આએ પાક દરેમેહેર પારશી કાવશજી દીનશાજી દરજીનાંએ પોતાના
" બેહશતીઓ ફરજંદ દીનશાજી, બાવા દીનશાજી, માતાજી દીનબાઇ,
" અને ધનેઆણી બાઇઆઇનાં પુનને કીજે શ્રી એદન મધે શદંતર
" નવા આલાત અને નવા બરશનુમ કરીને આજ દીને આદરાંન સાહે-
" બને તખતનશીન કરીને કુલે જરથુશતીઓનાં બંદગી તથા કીરીઆ
" કાંમના વપરાશને માટે ખોલી મુકી છે.

"રોજે ૨૦ મો બેહરાંમ એજદ માહ ૧ લો ફરોખ ફરવરદીન
"શેહનશાહી શને ૧૨૫૩ એજદજરદી, તા૦ ૮ મી અકતોબર સને ૧૮૮૩
"ઇશવી, શંવત ૧૯૩૯ નાં આશો શુદ ૭ ને વાર શોમે."

## ખા૦ બ૦ બહમનજી બેરામજી પટેલે રચેલી "પારસી ધર્મસ્થળો"

નામની કેતાબમાંથી નીચલી વીગતો મલી આવે છે.

| | સફે. |
|---|---|
| મેહરવાનજી સોરાબજી ખરેઘાટનું બંધાવેલું દોખમું ... ... | ૧૨૩ |
| કાવશજી દીનશાહજી એડનવાલાની બંધાવેલી પેહલી દરેમેહર ... | ૧૪૧ |
| એડનનું અનજુમનના ઉથરાતનું દોખમું ... ... ... | ૧૮૦ |
| એદલજી માણેકજી કોલાબેવાલાએ બાંધેલી સગડી, કુવો તથા પહાડ ઉપર જવાનો રસ્તો... ... ... ... ... | ૧૮૦ |
| કાવશજી દીનશાહજી એદનવાલાની બંધાવેલી બીજી દરેમહેરનો પાયો નાંખવાની ક્રીયા ... ... ... ... | ૨૭૪ |
| માણેકજી રતનજી પટેલ સીગનપોરીઆએ બંધાવેલું રવાનોને સંજોગવાનું એલાહેદું મકાન તથા એક મોબેદ ચાલુ રાખવાનું ફંડ ... ... ... ... ... | ૨૭૫ |
| કાવશજી દીનશાહ એડનવાલાના આદરાંન પરકાએઆનો અહેવાલ | ૨૮૧ |

## શ્રી એડન ખાતેના જરથોશતીઓનાં ધર્મનાં ફંડોની ટીપ:—

| રૂ. | |
|---|---|
| ૨૧,૨૦૦ | શ્રી એડનની જરથોશતી રવાનોને અવલમંજલ પોંહચાડવાનું ફંડ. |
| ૧૦,૦૦૦ | મરહુમ શેઠ માણેકજી રતનજી પટેલનું શ્રી એડનની જરથોશતી અનજુમનનાં શેહનશાહી મોબેદ ૧ ના પગાર આપવાના ધરમખાતાંનું ફંડ. |
| ૮૦૦ | શ્રી એડનની પારસી પંચાયતનું જનરલ ફંડ. |
| ૧,૦૦૦ | મરહુમ શેઠ કાવશજી દીનશાહજી એડનવાલાને બ્રીટીશ સરકારે સી. આઇ. ઇ.નો ખેતાબ બખશીઓ તેની યાદગારીમાં શ્રી એડનની જરથોશતી અનજુમનનાં જનરલ ફંડને મદદ કરવા માટે આપેલી રૂ. ૧૦૦૦ ની રકમનું ખાતું. |

૨,૩૭૫ શ્રી એડનની જરથોશતી અનજુમનના વપરાસ માટે ફરનીચર તથા બીજો જોઇતો સામન ખરીદ કરવાનું ફંડ.

૧,૫૦૦ શેઠ નવરોજી એદલજી માણેકજી કોલાબાવાલાના ઘેરના બાજ રોજગાર કરવાનું ફંડ.

૩,૦૦૦ શેઠ ભીખાજી કાવશજી મોતીવાલાના ઘેરના બાજ રોજગાર કરવાનું ફંડ.

૫,૫૦૦ બાઇ જરબાઇ તે મરહુમ શેઠ કાવશજી દીનશાહજી સી. આઇ. ઇ.નાં ધણીઆણી મુંબઇ મધે હક થયાં તેમનાં પુનને માટે ભરાયલા રૂ. ૩૫૦૦ તથા બાઇ ડોસીબાઇ તે મરહુમ શેઠ દોરાબજી દીનશાહજી એડનવાલાનાં ધણીઆણી મુંબઇ મધે હક થયાં તેમનાં ઉઠમણામાં તેમના પુનને અર્થે ભરાયલા રૂ. ૨૦૦૦ મળીં રૂ. ૫૫૦૦ નું ખાતું.

૧૦,૨૦૦ મરહુમ શેઠ કાવશજી દીનશાહજી સી. આઇ. ઇ.ની યાદગારી કાયમ રાખવાનું ફંડ.

૧,૦૦૦ શેઠ કાવશજી દીનશાહજી સી. આઇ. ઇ.વાલું જરથોશતી છોકરાંઓનું પ્રાઇઝ ફંડ.

૨,૦૦૦ શેઠ દોરાબજી દીનશાહજી એડનવાલા "જુબીલી ફંડ."

૧,૦૦૦ બાઇ માણેકબાઇ હોરમશજી કાવશજી દીનશાહજી ફંડ.

૫,૦૦૦ શેઠો કાવશજી દીનશાહ તથા ભાઇઓની પેહડીએ પોતાના સ્થાપક મરહુમ શેઠ કાવશજી દીનશાહજી સી. આઇ. ઇ.ની ભલી યાદમાં ઉઘાડેલું ધરમનું ફંડ.

૫૦૦ શેઠ જાંહગીર મનચેરજી કોલાબેવાલા ફંડ.

## શ્રી એડન ખાતેની જરથોશતીઓને લગતી વીગતો:—

મરહુમ શેઠ કાવશજી દીનશાહ સી. આઇ. ઇ.એ સ્થાપેલી "બાઇ જરબાઇ ચેરીટેબલ ડીસપેનસરી" નું નીભાવ ફંડ રૂ. ૩૫,૦૦૦ નું કાઢેલું છે.

મરહુમ શેઠ કાવશજી દીનશાહ સી. આઇ. ઇ.એ પરથાવેલી દરે-મેહરના ચાલુ નીભાવ ખરચ માટે આપેલી ૩ ચાલીઓ જેની આવક દર માસે રૂ. ૨૫૦ થાય છે.

એડનમાં અત્યાર સુધી આવી ગયલા "શાહજાદાઓ" તથા લોકપ્રીય ગ્રહસ્થોની પધરામણી દરમ્યાન તેઓને આવકાર દેવાનું માન-પત્ર વાંચવાને એડનના કુલે રહીશો તરફથી શેઠ કાવશજી દીનશાહના ભાઇઓની **પારસી પેહડીના વડાની નેમણુક હમેશાં થતી આવી છે.**

C. I. E. નો માનવંત અંગ્રેજ સરકાર તરફથી મળતો મોટો ખેતાબ એડનના સઘળા દેશીઓમાંથી શેઠ કાવશજી દીનશાહ તથા શેઠ મનચેરજી રૂ. ઘોળુ નામના **બે પારસીઓનેજ** મળ્યો છે.

નીચલા જરથોશતીઓએ એડનની પારસી અનજુમનના **સેક્રેતરીઓ** તરીકે બીન સવારથી સેવા બજાવી છે.

શેઠ સોરાબજી પેશતનજી મહેતા.

ખા૦ બ૦ મનચેરજી રૂસતમજી ઘોલુ, સી. આઇ. ઇ.

શેઠ બમનજી સોરાબજી પેશતનજી મહેતા.

,, સોરાબજી કાવશજી દીનશાહ એદનવાલા.

,, બેરામજી મનચેરજી કોલાબેવાલા.

——:o:——

# પ્રકરણ ૧૦ મું.

પાણી–પાણીની કિંમત–આઈસ–કુવાઓ–પાણીનું પૃથક્કરણ–ટાંકાં.

**વરસાદ:—**

એડનમાં વરસાદ ઘણોજ થોડો પડે છે. પણ વરસના જુદા જુદા અરસામાં એક ધોધબંધ સખત ઝાપટું આવે છે જેથી ટાંકાંઓ ભરાય છે. આ ટાંકાંઓ મોટાં કદનાં એક એકની ઉપર બાંધી લઇ એકી વેલાના પડતા વરસાદના પાણીને ભરી રાખવાને બાંધેલાં છે.

**એડનમાં પડેલો વરસાદ.**

| | ૧૯૦૦–૧૯૦૧ | ૧૮૯૯–૧૯૦૦ |
|---|---|---|
| ક્રેટર (ગામ) ... ... | ૦. ૮૮ ઇંચ | ૩. ૯૨ ઇંચ |
| તવાઇ (સ્ટીમર પોઇન્ટ) ... | ૧. ૦૦ ,, | ૧. ૪૮ ,, |
| શેખ ઉશમાન ... ... | ૨. ૩૬ ,, | ૩. ૨૧ ,, |
| પેરીમ ... ... ... | ૩. ૨૧ ,, | ૪. ૫૯ ,, |

વરસાદ પડવાની વરસની **સરાસરી રાસ ૩ ઇંચની આવે છે.** દર વરસે ½ ઇંચથી ૮ ઇંચ સુધી વરસાદ વરસે છે. વરસના ચોક્કસ વખતે વરસાદ પડતો નથી. કોઇ પણ વખતે નાના ઝાપટાં આવી જાય છે. પણ ખસુસ કરી માર્ચ અને એપ્રિલમાં વરસાદનું જોર વધુ રહે છે.

**એડન ગામમાં ઓસ્પીટાલમાં મપાયલો વરસાદ.**

| | |
|---|---|
| ૧૮૭૨–૭૩ ... ... | ૮. ૬૯ ઇંચ |
| ૧૮૭૩–૭૪ ... ... | ૨. ૩૫ ,, |
| ૧૮૭૪–૭૫ ... ... | ૨. ૦૫ ,, |
| ૧૮૭૫–૭૬ ... ... | ૩. ૭૩ ,, |

પાણી. વરસાદની અચોક્કસ અછતને લીધે અને ૧૦) માઇલ દુરથી મોરચું પાણી આવતું હોવાથી એડનમાં સંચા વડે **ખારૂં પાણી પીવા માટે મીઠું કરવું** તદ્દન જરૂરનું થઇ પડ્યું છે. સરકારી તેમજ ખાનગી સંચાઓ (કનડેનસરો) રાત દીવસ કામ કરી પુરતા જથામાં સ્વચ્છ પીવાનું પાણી તૈયાર કરે છે.

આવા ગરમ મુલકમાં પીવાનું પાણી મોટા જથ્થામાં ખપે છે.

પાણીની કિમત.

આ પાણી રૂમેટીઝમ તથા સંધીવાના દરદો માટે ઘણું ગુણકારક થઇ પડયું છે.

કીમતમાં હેરફેર થાય છે, પણ ઘણું કરી ૧૦૦) ગ્યાલન પાણીની કીમત રૂ ૩)= બેસે છે, તથા ૧૦૦) ગ્યાલન પાણી લઇ આવવાની મજુરી માટે રૂ. ૦॥ વધુ બેસે છે.

આઇસ.

આઇસ મોટા જથ્થામાં મેશર્સ લુક થામસની કું૰ હોજફ ના કારખાનામાં બનાવે છે, જે ૦)- રતલ વેચાય છે.

## પાણી પીવાનું.

એડનના લોકોને પાણી પુરૂં પાડવાની યોજનાએ પ્રાચીન તથા અર્વાચીન કાળના રાજકર્તાઓને ભારે મેહેનત તથા ઇંતેજારી પાડી હતી. નીચલી ૪ રીતે પાણી પુરૂં પાડી શકાય છે.

(૧) કુવાઓ.
(૨) નેહેર અથવા બાંધી લીધેલી પનારો (aqueduct)
(૩) ટાંકાંઓ.
(૪) કનડેનસરો (સાંચાઓ)

(૧) **કુવાઓને** બે ભાગમાં વેહેંચી નાખવામાં આવે છે. એક ભાગમાં કુવાઓ અંગ્રેજી હદમાં છે. બીજા ભાગમાં અંગ્રેજી હદની બહાર.

કુવાઓ.

ગામમાં ખીણો નજદીક અને ગામની પશ્ચિમ બાજુએ ઘણા કુવાઓ છે તેઓનું પાણી પીવા લાયક છે. એ કુવા નક્કર ખડકમાં ૧૨૦ થી ૧૯૦ ફીટ સુધી ખોદકામ કરી બાંધ્યા છે. સૌથી સરસ કુવામાં પાણી દરીઆની સપાટીથી **૭૦ ફીટ** ઉંડું છે. સૌથી મીઠું પાણી **"બન્યન વેલ"** નામના કુવામાં છે, જે ખસફની ખીણ આગળ આવ્યો છે, જેમાંથી દરરોજ સરાસરી ૨૫૦૦ ગ્યાલન પાણી નીકળે છે. પાણીની ગરમી ૧૦૨° ફે. છે.

પાણીનું પરૃથક્કરણ

સ્પેસીફીક ગ્રેવીટી. ૦૯૯૯

તેમાં ૨૦૦૦ ગ્યાલન પાણીએ ૧.૧૬ ભાગ સેલાઇન પદાર્થ છે.

અંગ્રેજી હદની બહાર શેખ ઉસમાન ગામની નજદીક પહાડમાંથી નીકળતો પાણીનો ઝરો દરીઆમાં પડે છે. એ વેહતા ઝરાના માર્ગમાં

કુવાઓ ખોદયા છે ત્યાંથી ચોક્કસ જથ્થામાં પાણી બોટોમાં ટાંકી બાંધી તેમજ ઉંટો ઉપર ચામડાની મસકમાં લાધી તથા ગાડાં ઉપર પીપો જડી લઇ, ઉંટો મારફતે ઘસડી ગામમાં લાવે છે. શેખ ઉસમાનના કુ-વાઓમાં સાધારણ પીવા લાયક પાણી મળે છે, જયાંથી પણ પાણી ગામમાં આવે છે.

૧૮૭૫–૭૬ માં ૭૧૯૧૦ ઉંટો ઉપર બાંધેલી મસકમાં (૩૫૦૦૦૦૦) ૩૫ લાખ ગ્યાલન પાણી ગામમાં આવ્યું હતું.

૧૯૦૩ ના વરસમાં દરરોજ સરાસરી ૧૧૨ ગાડાંમાં ૧૭,૦૦૦ ગ્યાલન "શેખ ઉસમાન" અને "હીસવા"થી આવેલું પાણી "બેરી-અર દરવાજા" માંથી પસાર થયું હતું.

**પાણી—(૨) Aqueduct પનાર.**

**નેહેર અથવા ઢાંકણ કીધેલી પનારો.**

૧૮૬૭માં અંગ્રેજ સરકારે લાહજના સુલતાન સાથ ગોઠવણ કરી ૭ મૈલ દુર આવેલા શેખ ઉસમાન ગામમાં આવેલા બે મીઠા કુવાઓમાંથી એક પનાર મારફતે પાણી લાવવાની રજા મેળવી. આ પાણી કીલ્લાના સીપા-ઇઓને તેમજ થોડાક જથ્થામાં રૈયતને દર ૧૦૦ ગ્યાલને રૂ. ૧ ના હીસાબે પુરૂં પાડવામાં આવતું હતું, જે પીવા કરતાં બીજા વપરાસમાં આવતું. લાહજના સુલતાનને પાણીનાં વેચાણથી મળેલી રકમમાંથી અરધો ભાગ નફો મળતો, જે દર માસે રૂ. ૧૨૦૦ સુધી હતો જેથી તેની દરકાર તથા સંભાલ લેવામાં તેનો લાભ હતો.

આ બાંધકામ પાછલ રૂ. ૨,૯૬,૯૩૩ નો ખરચ બેઠો હતો. આગલો ઇરાદો એ બાંધકામ એથી પણ ૮ માઇલ દુર આવેલા "ડારાબ" સુધી લંબાવવાનો હતો.

"ડારાબ" આગલ દરશાવેલા ઝરાના કીનારા ઉપર આવ્યું છે. તેની મતલબ એ હતી કે ત્યાંથી પણ ૨૦ મૈલ દુરની ટેકરીઓ ઉપર મે, જુન, જુલાઇ, આગસ્ટ, અને સપ્ટેમબર માસમાં ધોધબંધ પડતો વરસાદ સુકી રેતીમાં પચી જાય તેની આગમજ એ એકઠા થયલા પાણીનો લાભ લઇ ભરી રાખવું.

હાલ ઉપલું પાણી ૮ આને ૧૦૦ ગ્યાલનના હીસાબે વેચાય છે. જે થોડાંક માણસો પીવાના કામમાં લેછે, પણ મોટે ભાગે બીજા ધોવા ધાવાનાં કામમાં આવેછે.

## (૩) ટાંકાંઓ અને તળાવો.

ઘણા આગલા વખતથી વરસાદનું પાણી ભરી રાખવા માટે ટાંકાંઓની જરૂર જણાય છે. એ ટાંકાઓ જ્યાં ઝરાઓ હોતા નથી તથા શિયાળાના **વરસાદનું પાણી ઉનાળામાં કામ લાગે** તેવી જગાએ બાંધ્યા છે.

સર્વથી જાણવાજોગ દાખલો ઇ૦ સ૦ પુર્વે ૧૭૦૦માં નોંધાયલો "મારબ" નો મોટો "ડામ" (Dam) છે. બેશક એ ઉપરથી પાડોશના આફ્રિકાના કોસ્ટા ઉપર તેમજ અર્બસ્તાનના બીજા ભાગોમાં પણ એવાંજ ટાંકાંની શરૂઆત કરવાનું બની શકયું હશે. જે સઘળા મુસાફરો યમનની અંદરના ભાગોમાં ગયા છે તેઓએ એવાં ઘણાંક ટાંકાંઓનું વર્ણન કર્યું છે. જ્યારે **બીજાં ટાંકાંઓ "ઝેલા"** નજદીક આવેલા "સઆદીન" નામના ટાપુઓમાં હસ્તી ભોગવે છે, તેમજ "એમરીલા" ના અખાતમાં આવેલા "કોતો" માં તથા **"મોસાવા"** નજદીક આવેલા "ધાલક" નામના ટાપુમાં પણ છે.

એડનમાં ટાંકાંઓ આસરે **૫૦) ની સંખ્યામાં** છે જેમા નજદીક ૩૦ કરોડ (૩૦,૦૦૦,૦૦૦) ગ્યાલન રહી શકે છે.

આ ટાંકાંનાં બાંધકામ માટે કાંઇ ચોક્કસ લખાણ મળતું નથી, પણ એ બનવા જોગ છે કે એ ટાંકાંઓ **ઇ૦ સ૦ ૬૦૦)માં ઇરાની-ઓ બીજી વખત યમનમાં** હલ્લો લઇ ગયા હતા તેની પેહેલાં શરૂ કરવામાં આવ્યાં હતાં. આ વાત તો ચોક્કસ છે કે તુરકી લોકોએ તે બાંધ્યા નથી કેમજે ઇ૦ સ૦ ૧૫૩૮ માં "રાસ સુલેમાન" એડન ઉપર હલ્લો લઇ ગયો તેનું વર્ણન આપતાં "વેનીશીયન" અમલદાર લખે છે કે, "એડનના રહીશો પાસ વરસાદના પાણી શિવાય પીવાનું પાણી કશું નથી. તે પાણી તેઓ ટાંકાંઓ તથા ૧૦૦ ફેધમ ઉંડા ખાડામાં ભરી રાખે છે."

વળી "અબ્ન બતુતા" એવું કહે છે કે એના વખતમાં પણ આ પ્રમાણે બનતું હતું.

તાકાં.

ઇ૦ સ૦ **૧૮૦૯ માં મી૦ સૉલ્ટે** એડનની મુલાકાત લીધી તે વેળા ટાંકાંઓની હાલત વિશે નીચે મુજબ લખે છે;—

"જુના ખંડીયરોમાં આગલી જાહોજલાલીનો થોડોક બાકી રહેલો ભાગ નજરે પડે છે પણ તે દેખાવ આ ઉજ્જડ બનાવ ઉપર વધુ અંધકાર નાંખે છે.

"આ ટાંકાંઓમાંના સાૈથી જાણીતાં ટાંકાં ગામની ઉત્તર પશ્ચિમ આવ્યાં છે ત્યાં ટાંકીઓની એક હાર લાગી છે. તેમાંનાં ૩ ટાંકાં ખાસ્સાં ૮૦ ફીટ પહોળાં ને તેજ પ્રમાણમાં ઉંડાં છે. સઘળાંને નક્કર ખડકમાંથી ખોદી કાઢી એક પડ આપ્યું છે. જે આરસપહાણ પથ્થર જેવાં લાગે છે."

"એક પોહોળી નેહેર હજુ સુધી જોવામાં આવે છે. તેમાંથી પેહેલાં પહાડો પરથી આવતું પાણી ટાંકાંમાં લઇ શકાતું હતું તેથી ઉંચે બીજું ટાંકું છે, જે અમોએ મુલાકાત લીધી તે વેળા પાણીથી થોડુંક ભરાયલું હતું.

"કેટલાંક આરબનાં છોકરાંઓ જેઓ અમારી પુઠે ખુશીથી આવ્યાં હતાં તેઓએ ઉંધે મસ્તક પાણીમાં ડુબકી મારી પોતાની રમતગમતથી અમોને ખુશી કીધા હતા."

ઇ૦ સ૦ **૧૮૩૫ માં કેપટન હેન્સ** અર્બસ્તાનના કોસ્ટા ઉપર સરવે કરતાં એડન આવ્યો તે વેળા ઘણુંક ટાંકાંઓ સાધારણ ઠીક હાલતમાં હતાં. પહાડો ઉપર બાંધેલાં ઝુલતાં ટાંકાંઓ તેમજ બીજાં મોટાં ટાંકાંઓ ગામ આગળ દીસતાં હતાં. પણ એડન અંગ્રેજોને હાથ આવ્યું ત્યારથી કેટલાંક વરસ સુધી એ ટાંકાંઓની જાલવણી તથા મરામત કરવાને કશાંએ પગલાં નહી ભરવાથી વરસાદના જોરથી ટેકરીઓ ઉપરથી ઘસડાઇ આવતા પથરાઓ તથા રેતીથી તેઓ ભરાઇ ગયાં.

લોકોને ઘેર બાંધવા માટે પથરાઓ લઇ જવા દીધા જેથી થોડાંક સેહલાઇથી નાશ નહી પામે એવાં ટાંકાંઓ શિવાય સઘલાં ટાંકાંઓ જડમુલથી ઉખડી ગયાં, પણ કેટલેક ઠેકાણે એકાદ ધાબું અથવા પ્લૅસ્ટરનો કાંઇક ભાગ રહી ગયાથી આગલાં ટાંકાંઓની જગાની હસ્તી માલમ પડે છે. **૧૮૫૬** માં આ માહાભારત જાહેર કામની શરૂઆત થઇ અને નવેસરથી બાંધકામ શરૂ થયું. **૧૮૭૬** ના સાલ સુધીમાં ૧૩ ટાંકાંઓ તૈયાર થયાં, જેમાં સઘલું મલી ૭૭૧૮૬૩૦ ગ્યાલન પાણી ભરાઇ શકાતું હતું. જેઓએ નજરે નજર એ ટાંકાંઓ જેયાં નહી હોય તેઓને એ અજાયબ જેવાં માહભારત બાંધકામની સમજણ આપવી કેવલ અશક્ય છે.

ટાંકાંઓની નજદીકમાં ઝાડો રોપ્યાં છે અને એક નાનો બાગ બનાવ્યો છે, જેની ઉપરની લીલોતરી એડનની બીજી સુકી જગા સાથ સરખાવતાં આંખને ઠંડક આપે છે.

વરસાદનું પાણી નીચે મુજબ એકઠું થાય છે. ઢળાણવાલી ટેકરીઓ ઉપર પડતું વરસાદનું પાણી જુદી જુદી કુદરતી ગટરો મારફતે બહાર દરીઆમાં જતાં રહેવાને બદલે એક ખીણમાં એકઠું થવા જાય છે. ટેકરીઓ સીધી ઢલાણવાલી હોવાથી, ખડકો ઘણા સખત હોવાથી અને મટોડી ઘણી કમતી હોવાથી વરસાદનું પડેલું પાણી જમીનમાં પચતું નથી. આ પ્રમાણે વરસાદનું એક સાધારણ ઝાપટું પડવાથી સઘલું પાણી સાથે મલી ધોધબંધ વેહેતું એક નાની ખીણમાં જાય છે. જ્યાંથી દરીઆમાં ખાલી થવા અગાઉ એક નદી માફક વહે છે. હવે આ નદી માફક જોશબંધ વેહેતું પાણી એકઠું કરી ભરી રાખવા માટે આ **ટાંકાંઓ ભારી ખરચે બાંધ્યાં** છે. તેઓ દેખાવમાં ઘણાં વીચીત્ર લાગે છે.

ટેકરીઓ તથા ખડકો ઉપર વીચીત્ર બાંધકામ કરી લઇ એક ટાંકું તમામ ભરાઇ જઇ ઉભાઇ જતાં બીજાં ટાંકાંઓમાં પાણી પડે છે. આ પ્રમાણે ટાંકાંઓની હાર લાગી છે. ૧૮૫૭ માં તેમાંના થોડાક ભાગની મરામત થવાથી **આખા વરસમાં** એડનના કુવાઓમાં એકઠાં થયલાં પાણી કરતાં, ૨૩ મી અકટોબર ૧૮૫૭ ને દીને પડેલાં વરસાદના **ફકત એકજ ઝાપટાંમાં** તેથી વધુ પાણી આ પ્રમાણે બાંધેલાં ટાંકાંઓમાં એકઠું થયું હતું.

આ તો જાણીતી વાત છે કે એક મોટાં શેહેરનો આધાર આવા અચોકસ પાણી મળવાના સાધન ઉપર નહી રહી શકે તેથી ૧૫ મી સદીની આખેરીએ યમનના સુલતાન, "અબદલ વાહબે" બીર હમદનું પાણી એડનમાં લઇ જવા માટે એક **નેહેર** બાંધી હતી. આ અતી સુંદર જાહેર બાંધકામના ખંડીઅર હજી સુધી જોવામાં આવે છે.

આ ટાંકાંઓ નવેસરથી બાંધવા તથા મરામત કરવાને તા૰ ૩૧ મી માર્ચ ૧૮૭૪ સુધી ૩૭ હજાર પૌંડનો ખરચ લાગ્યો હતો.

છેલ્લાં કેટલાંક વરસો થયાં ધારવા મુજબ એ ટાંકાંઓનાં પાણીનો હક ચોક્કસ મુદત માટે લીલાઉંથી વેચાય છે. વધુ કીમતે તે હક વેચાતો

લેનાર ધણી સારા વરસાદની આશામાં એકઠું થયલું પાણી લોકોને વેચી પૈસા કમાવાને પોતાનું તગદીર અજમાવે છે. આ પાણી રૂ. ૧ ની કીમતે ૧૦૦ ગ્યાલન વેચાતું હતું અને જ્યારે ચોમાસું નીશફળ નીવડતું ત્યારે કુવાના મોરચાં પાણીની કીમત કોઇ કોઇ વેળા ૫ ગ્યાલનના ૮ આના આપવા પડતા હતા તે સાથ ભીસતીઓની ચામડાની **મસકમાં ભરેલાં પાણીનો વાસ** તથા ખવાસ નાક બંધ કરી ચાખવો પડતો હતો.

ટાંકાંઓને ફરી મરામત કરી બાંધવા બાદ

| | |
|---|---|
| ૧૮૬૪ ના મે માસમાં<br>૧૮૭૦ ,, મે ,,<br>૧૮૭૭ ,, સપ્ટેમ્બર ,, | } ટાંકાંઓ તદન ભરાઇ ગયાં હતાં |

૧૮૭૨–૭૩ ના સાલનો પુશ્કળ વરસાદ છતાં ટાંકાંઓ તદન ભરાયાં હતાં નહી.

યાદ રાખવું જોઇએ કે ટાંકાંઓને દુરૂસ્ત કરવા તથા નવાં બાંધવા માટે ૧૮૭૪ ના માર્ચ મહીના સુધી રૂ ૩,૭૫,૫૨૦ નો ખરચ બેઠો હતો.

અગાઉ જ્યારે ટાંકાંઓ ભરાઇ જતાં ત્યારે કન્ડેનસરમાં ખારૂં પાણી મીઠું કરી લશ્કરને હંમેશ માફક આપવામાં આવતું હતું નહી.

ટાંકાંમાં ભરેલું પાણી લશ્કરને આપવા ઉપરાંત રૈયતને પણ રૂ. ૧ ના ૧૦૦) ગ્યાલનને હીસાબે વેચાતું આપવામાં આવે છે, જેની વારસીક આવક રૂ. ૩૦,૦૦૦) થાય છે. કેટલાક લોકો જેઓને સંચામાં મીઠું કરેલું પાણી વાપરવાની શકતી હોતી નથી, તેવા ગરીબોને ૪) ગ્યાલન ચામડાની મસકમાં ભરેલું મોરચું પાણી ખરીદવાની ફરજ પડે છે.

### (૪). Condensers. ખારૂં પાણી પીવા લાયક મીઠું કરવાના સંચા.

સુએઝ કેનાલ ઉઘાડવા બાદ એડનના લોકને પુરતા જથ્થામાં જોઇતું પાણી પુરૂં પાડવાને સરકારે વિચાર ચલાવ્યો. ઇ૦ સ૦ ૧૮૬૭ માં છેલ્લા સુધારાઓ સાથનાં કેટલાંક કનડેન્સરો વેલાતથી મંગાવ્યાં. ૧૮૬૯ માં એક સંચો ઇસ્થમસ ઉપર ઉભો કીધો. તુરત બીજો સંચો સારાના ટાપુમાં ઉભો કીધો, તવાઇમાં એક જુની બોટ ઉપર સંચો

જોડવી એક પાણીમાં તરતુ કન્ડેન્સર બનાવ્યું, આ ત્રણ સંચાઓમાં નીચે મુજબ પાણી બનતું હતું.

| | દરરોજ ગ્યાલન |
|---|---|
| સરકારી | |
| સીરા કન્ડેન્સર | ૯૦૦૦ |
| ઇસ્થમસ ... ... | ૫૬૦૦ |
| " હયદ્રાબાદ " ફ્લેત ... | ૭૦૦૦ |
| | ૨૧૬૦૦ |
| ખાનગી કન્ડેન્સર | |
| મેશર્સ લુક થોમસની કુા૦ | ૧૨૦૦૦ |
| " પી. અને ઓ. કુા૦ | ૯૦૦૦ |
| " એદલજી માણેકજી એન્ડ સન્સ | ૪૦૦૦ |
| | ૨૫૦૦૦ |
| કામ પડવે દરરોજ બનતું સઘળું પાણી | ૪૬૬૦૦ ગેલન અથવા |

માણસ દીઠ ૫ ગેલનને હિસાબે સઘલા મલી ૯૩૨૦ માણસો રોજ પી શકે એટલું બનાવવા માંડ્યું.

સને ૧૮૭૫–૭૬ માં પાણીનો ભાવ ગાડાં ભાડું સાથે નીચે મુજબ હતો.

| | | | | |
|---|---|---|---|---|
| ઇસ્થમસ | રૂ. ૩–૪–૬ | ના | ૧૦૦ | ગેલન |
| તવાઇ | ૩–૦–૯ | ,, | ,, | ,, |
| ગામ | ૨–૧૦–૯ | ,, | ,, | ,, |

પી. અને ઓ. નું કન્ડેન્સર "રાસ મોરબત" ઉપર હતું. તેઓ ફક્ત પોતાની આગબોટોને પાણી પુરૂં પાડતા.

મેસરસ લુક થોમસની કુા૦ નું કન્ડેન્સર હોજફ ઉપર છે. તેઓ એક ટન એટલે ૨૫૦) ગેલન પાણી બારાંમાં ૧ પોંડે પુરૂં પાડતા તેઓનું આઇસ બનાવવાનું કારખાનું પણ છે.

શેઠો એદલજી માણેકજી અને સન્સનું કન્ડેન્સર "મઆલ્લલા" બંદર ઉપર હતું જ્યાંથી તેઓ જાહેર પ્રજાને તેમજ દેશી બગલાવાલાઓને પાણી વેચાતું આપતા હતા.

હાલ એડનમાં (૧૯૦૬) માં ૬ કન્ડેન્સરો છે, જેઓ સઘલા મલી દરરોજ ૫૦ હજારથી ૬૦ હજાર ગ્યાલન પાણી પુરૂં પાડવાને શકતીવાન છે

હાલ ૧૯૦૬માં પાણીનો દર નીચે મુજબ છે.

| | રૂ. આ. પૈ. |
|---|---|
| સરકારી કન્ડેન્સર દર ૧૦૦) ગ્યાલનની કીંમત ... ... | ૧—૩—૦ |
| ખાનગી ” ” ” ... ... ... ... | ૩—૦—૦ |

૧૮૭૫ માં સરકારી નોકરોને મલતું પાણીનું લવાજમ.

| | ગ્યાલન |
|---|---|
| ગોરો સીપાઇ ... ... ... | ૫. |
| ,, ,,ની ધણીયાણી ... | ૫. |
| ,, ,, નું છોકરૂં... ... | ૫. |
| દેશી સીપાઇ ... ... ... | ૫. |
| ,, ,, ની ધણીઆણી ... | ૩. |
| ,, ,, નું છોકરૂં... ... | ૧½. |
| અમલદાર ... ... ... | ૧૦. |
| ,, ની ધણીઆણી ... | ૧૦. |
| ,, નુ છોકરૂં... ... | ૫. |
| દરેક ,, ને મેસ માટે વધુ ... | ૫. |
| ,, નો નોકર ... | ૩. |
| ,, નો કલાર્ક ... ... | ૫. |
| ,, ની ધણીઆણી ... | ૫. |
| ,, નું છોકરૂ ... ... | ૨½. |



# પ્રકરણ ૧૧ મું.

વજન અને ભરતનો કોઠો–ભરતનો કોઠો–લંબાઈનો કોઠો–ખોરાક–ભાજી પાલો–ફ્રૂટ–વનસ્પતિ–પ્રાણીઓ–પક્ષીઓ–જીવજંતુ–માછલી–શાર્ક–કાલુ માછલી–મરમેન મરમેડ–કોરા–પાળેલાં જાનવરો–સોમાલી ટટુઓ–અરબી ઘોડા–ગાડી–ઘોડા–પોલો પોની–વેચાણ–ભાડુતી ગાડીઓ–ઘેરની ગાડીઓ–બોઘો–ઉંટ–ગધેડાં–ખોરાક ગાય–ડેરી–બળદ અને ગાય–મેઢાં બકરાં–ખચ્ચર–મરઘાં બટકાં–નોકરો–ઘરો–એડન ગેઝેટ–છાપખાના.

---

વજન અને ભરતનો કોઠો.

એડનમાં નીચે પ્રમાણે **વજન** અને **ભરત** ચાલે છે.

૧ વાકીઆ. = ૧ **ઔંસ** = ૧ જરમન ક્રાઉન
૧૬ ,, ,, ૧ રતલ. ૧ પૌંડ.
૩૦$\frac{3}{4}$ રતલ. ,, ૧ ફ્રરસલા. (જબલના.)
૩૨$\frac{1}{2}$ ,, ,, ૧ ,, (બરબરાના.)
૩૩ ,, ,, ૧ ,, (જબલની અંદરના દેશના.)
૩૫ ,, ,, ૧ ,, હરાર અથવા ઝૈલાનું

ઉપર લખ્યા ઉપરાંત નીચે પ્રમાણે પણ વપરાય છે.

૧ બહર = ૩ હંડરવેટ.
૧ હકીસા = ૩$\frac{1}{4}$ ,,
૧ ખજુરનું હમાલ = ૪ થેલા અથવા કોસરા = ૫ હંડરવેટ.
૧ હમાલ જમીન રસ્તાનું = ૬ થી ૭ હંડરવેટ = ૨ મોટાં પેકેજીસ
૧ ,, દરીયાઇ ,, = ૧૪ થી ૧૫ ,, = ૮ નાના ,,
૬ હંડરવેટ દાણાના = ૧ ખાંડી
૮ હંડરવેટ લાકડાની= ૧ ખાંડી

એવરડુપૉઇઝ વજનના પાઉંડ, ક્વાર્ટર, હંદરવેટ, અને ટન તેમજ હીંદી વજનના મણ અને ખાંડી એ તોલ પણ એડનમાં વપરાય છે.

## ભરતનો કોઠો.

ભરતનો કોઠો.

૧ થુમાન અથવા પાયલી = સવાપાંચ રતલ.

૩ થુમાન અથવા પાયલી કાઇલા ૧૫$\frac{3}{4}$ રતલ.
૧ કસીમા = ૩ રતલ. (ઘી અને તેલ માટે)
= ૨ ક્વાર્ટ.
૩ ,, = ૧ ઇમ્પીરીયલ ગ્યાલન.

## લંબાઇનો કોઠો.

| લંબાઈનો કોઠો | | | |
|---|---|---|---|
| | ૨ ડથારા | = | ૧ વાર. |
| | ૧ થોબ | = | ૮ વાર. |

## ખોરાકી.

ખોરાકને લગતી સઘલી જણસો એડનમાં બહારગામથી આવે છે. ત્યાં વસતાં લોકો તથા લશ્કરને માટે ખોરાકી જોઇએ છે, એટલુંજ નહી પણ ત્યાં લંગર કરી પડેલી સઘળી આગબોટો પુરતા જથ્થામાં મળતી ખોરાકી ઉપાડી લે છે. આજુબાજુના દરીઆમાં પુસ્કળ માછલી મળે છે.

અંગ્રેજી **ખાદ્યખોરાકી તથા દારૂકામ** વેચવાની મોટી દુકાનો માટે ભાગે **પારસીઓની** છે, તથા સોડા, આઇસ, વગેરે બનાવવાનાં કારખાનાં મોટા પાયા ઉપર ચાલે છે.

## એડનમાં વપરાતો અનાજ.

ખોરાક. ચોખા, જુવારી, ઘઉં, બાજરી, દાળ, તુવરની દાળ, મસુર, મગની દાળ, અડદની દાળ, મકાઇ.

આરબો અને સોમાલી લોકો ખાવામાં **જુવારી** ઘણી વાપરે છે. જુવારી અને બાજરીના સાંઠા જેને તેઓ **"કરબી"** ના નામથી ઓળખેછે તે મોકા અને બીજા બંદરોથી પુષ્કળ આવે છે. જયારે તે સાંઠા લીલા હોય છે ત્યારે એક ઉંટ ઉપર આવે તેટલા ભારના ૨ રૂપીઆ પડેછે અને જયારે તેઓ સુકાય છે ત્યારે તેટલા સાંઠા ૧ રૂપીઆમાં ખરીદી શકાયછે. ઉંટ, ઘોડા અને ઢોર તેમજ ગધેડાંઓને ઘાસને બદલે આ સાંઠા ખોરાક તરીકે આપવામાં આવેછે કારણકે ઘાસના કરતાં સસ્તા પડેછે.

ભાજી પાલો — એડનની આસપાસના અને અંદરના પ્રાંતમાંથી **શાક ભાજીનો** મોટો જથો ઉંટ ઉપર લાધીને એડનમાં લાવવામાં આવે છે, તેમાં મુળા, કાંદા, ચીભડા, ભીંડા, લીંબુ, વેંગણ અને ત્રણ ચાર જાતની ભાજી મુખ્ય છે. એક પારસી ગ્રહસ્થ મી૦ નવરોજી **કોલાબેવાલાએ એક મારકીટ** બાંધી હતી તેમાં એડનની અંદરના પરાંમાંથી આવેલી શાકભાજી, ખોરાકની બીજી વસ્તુઓ વગેરે વેચાય છે.

ફ્રુટ

સરકારી બાગનાં કેટલાએક ઝાડ ઉપર થોડીએક દ્રાક્ષ અને અંજીર થાય છે, અને તેવાંજ કેટલાંએક ફળો અંદરના ભાગમાંથી આવેછે. **દ્રાક્ષ, તાજો ખજુર, કેરીઓ અને ખરબુજ** લાહેજના પરગણામાંથી લાવવામાં આવે છે. દ્રાક્ષ, દાડમ, પીચ, કેરી, કેળાં, લીંબુઓ, અખરોટ, બદામ, દ્રાક્ષ અને અંજીર યમનના આજુબાજુના પરગણામાંથી આવે છે. નારંગી અને સેબફળોનો મોટો જથો જંગબારથી આવે છે. કેરીઓ અને નારંગી મુંબઇથી પણ આવે છે. બીજા તાજાં ફળો જેવાં કે સેબ ફળ, જમરૂખ, ઉપર કહેલાં કેટલાંક ફળો, દરિયા રસ્તે, મોરશીઅસ, સીંગાપોર, સુવેજ, માલટા અને ફ્રાંસથી આવે છે.

## વનસ્પતિ.

જે ખડકવાલી ટેકરીઓ દુરથી દીસે છે તે તદનજ લીલોતરી વગરની નથી.

વનસ્પતિ

વરસાદ પડવા બાદ કેટલેક ઠેકાણે લીલોતરીવાલા ઘાંભાંઓ માલમ પડે છે અને જો વરસાદ વધુ પડે છે તો કેટલાક વિસ્તારમાં ટેકરીની બાજુમાં વનસ્પતિ ઉગી નીકલે છે.

આસરે **૨૦૦ જાતના રોપાઓ** મળી આવે છે, જેમાં ૪૦ થી વધુ જુદી જુદી જાતના ઑરડરો હોય છે.

"**એડન લીલી**" નામનું ફુલ સુંદર ખુશબો આપે છે.

**પ્રાણીઓ:—**

પ્રાણીઓ

આ વગર વસ્તીવાલા દેખાતા ખડકો ઉપર પણ પ્રાણીઓનો વસવાટ નહી હોય એમ નથી. થોડાક કુતરા, કોહલા, જંગલી બીલાડી, (Jakals) શિયાળો, અને વળી વાંદરાઓ પણ ત્યાં દેખાય છે.

**પક્ષીઓ:—**

પક્ષીઓ

પક્ષીઓ ત્યાં સાધારણ છે. Kites, Hawks, Flycatchers and Wagtails ત્યાં જાથુકનો વસવાટ કરી બેઠાં છે.

Ravens, Jays, Doves, Quails, Larks, Golden Oriols કાગડા, કબુતર, ચંડોળપક્ષી અને ચલ્લીઓ અવાર નવાર મુલાકાત લે છે.

જીવજંતુ

Insects નાના જીવજંતુઓ અને ધલોડીઓ પુશકળ હોય છે તથા કેટલાક ઝેરી સાંપો પણ મળે છે.

**માછલીઓ:—**

દરીઆમાં ઘણી જાતની માછલીઓ મળે છે તેમાં નીચલી

માછલી.

| સીરમાઇ | |
|---|---|
| Mullet | ટેબલ ઉપર ખાવા લાયક માછ- |
| સારદીન | લીઓ છે. |
| Pike-like | |

"શાર્ક" માછલીઓ બારાંમાં વારંવાર આવે છે. કેટલીક વેલા ત્યાં

શાર્ક

તરનારાં યુરોપીયન તેમજ સોમાલી છોકરાઓનો હાથ પગ ઘસડી લઇ જતા જણાઇ છે. બારાંમાં છાલકાં તેમજ ઉંડા પાણીમાં ઉતરવું ઘણું ભય ભરેલું છે. ફક્ત ૩ ફીટનાં પાણીમાંથી એક **છોકરાને શાર્ક માછલી ઘસડી ગયલી** જણાઇ છે. ત્યાંના લોક શાર્ક માછલી ગુણકારક સમજી ખાય છે. Dolphin, Skates, Sword fish, San fish, Cod તરવાર માછલી, કરવત માછલી તેમજ બીજી જાતની માછલી મળે છે. Oysters, Lobsters And Crabs. કાલુ, સહાન, કરચલા આવે છે.

**કાલુ માછલી** ખાનારાઓ માટે ચેતવણીના બે બોલ બોલવાની

કાલુ માછલી.

અત્રે જરૂર છે. જો કાલુ માછલી ઓટની વખતે નીચે ખડકોમાંથી કચરા અને ગંધકીથી દુર પકડી હોય તો તે ખાવી સહીસલામત તેમજ લેહેજત આપનારી છે. પણ જો આ સાવચેતીના ઉપાય નહિ લીધા હોય તો કાલુ માછલી ખાધાથી જબરૂં દુ:ખ થાય છે અને કોઇ વેળા જાનને હાણી પહોંચે છે.

સવારના બજારમાં ભયંકર Octopus માછલી માછીઓની જાળમાં બીજી માછલી સાથ આવી ગયેલી વેચાય છે.

**દરીઆઇ ગાય:—**

એડનના દરીઆમાં મલતી એક જાણવાજેગ માછલીને "**દરીઆઇ ગાય**" "મનાતી" અથવા "બખરત–અલ–બહર" કરી કહે છે.

આ જાણીતા રમુજ આપનારાં પ્રાંણી કોઇ કોઇ વેળા "લીટલ એડન"ની આસપાસ છાલકાં પાણીમાં ઉગતા સંખયાબંધ દરીઆઇ રોપા ખાતાં દીસે છે. ઘણાક સુંદર નમુનાઓ ૧૨ ફીટ સુધી

મરમેન
મરમેડ

લાંબા પકડાયા છે. એને સુકવી અંદર ( stuff ) દવા ભરી યુરોપ અને અમેરીકાના જાણીતા **મ્યુઝીયમોમાં** મોકલ્યા છે, જેમાંનો એક અરધું શરીર માછલી તથા અરધું માણસ "**મરમેન**"નો નમુનો હાલ મુંબઇ ખાતે **વીકટોરીઆ**

**ગારડન્સના મ્યુઝીઅમમાં** છે. આ વીચીત્ર રમુજી જાતના નાના નમુનાઓ "તવાઇ સ્ટીમર પોઇન્ટ" ઉપરની મોટી દુકાનોમાં વેચાય છે.

ઘણાક Chelidontidæ બાજુની કોરાવાલી જગામાં ભટકે છે. તેની ખુબસુરતી ને રંગબેરંગી દેખાવ, જોનારનું ખસુસ ધ્યાન ખેંચે છે.

**દરીઆઇ કોરા "શેલ્સ."**

કોરા. એડનના દરીયે કાંઠે સુંદર, રંગબેરંગી જાતજાતના ઉંચા કોરા તથા કોરીઓ મળે છે, જે ગામે ગામ મોકલવામાં આવે છે, અને મોટાં દીવાનખાનાનો તથા બાગોનો સુંદર શણગાર થઇ પડે છે. એમાંના કેટલાક જાણવાજોગ સુંદર કોરાઓનો એક મોટો સંગ્રહ **લન્ડનના "નેચરલ હીસ્ટરી સોસાયટી મ્યુઝીયમ"** ને શેઠ **હોરમસજી કાવશજી દીનશાહ** એડનવાલાએ ભેટ આપ્યો છે.

રાતા સમુદ્ર તથા ઇરાની અખાતમાંથી Mother of Pearl, અને Tortoise shells મળે છે. ત્યાંથી સારાં **મોતીઓ** પણ હાથ લાગે છે. હોડેડાના આરબો ઉપલા કોરાઓ સાફ કરી સુંદર કોતરકામ કરે છે, જેને રૂપાંમાં જડી અર્બસ્તાનની મુખ્ય ભેટ તરીકે અંગ્રેજો વેલાયત મોકલાવે છે.

બ્રીટીશ પરગણામાં **પાળેલા જાનવરો** નીચે પ્રમાણે છે:—

પાળેલાં જાનવરો. (૧) ઘોડા, (૨) ઉંટ, (૩) ગધેડા, (૪) બળદ અને ગાય, (૫) મેંઢાં, બકરાં, (૬) ખચ્ચર, (૭) મરઘાં બતકાં. એડનમાં ઘોડાઓ સોમાલી દેશના કીનારા, એડનની અંદરના ભાગ, હિંદુસ્તાન, અને મિસર દેશ વિગેરે ઠેકાણેથી આવે છે.

સોમાલી ટટ્ટુઓ. આ **ટટુઓ** ૧૩ હાથ ૩ ઇંચ ભાગ્યેજ ઉંચા હોય છે, મજબુતાઇમાં તેઓ આરબી ઘોડાની બરોબરી કરી શકે પણ કદમાં તેઓ આફ્રીકાના ઘોડાની બરાબર હોય છે. દેખાવમાં નાના "કેપ"ના ઘોડાને મલતા આવે છે. તેઓને મુલકમાં અનાજ ખાવાની ટેવ હોતી નથી, તથા બરદાસ લેવામાં આવતી નથી, અને શકિત ઉપરાંત કામ કરવું પડે છે. આ સઘળાનું પરિણામ એ આવે છે કે તેઓ શરીરમાં કદાવર હોતા નથી, તેથી કદમાં ઘણા ટુંકા અને નાના દેખાય છે. જેઓ સારા આદમીના હાથમાં આવી જવાને નાનપણથી નશીબદાર નીવડે છે, તેઓ વારંવાર મજબુત, હોંશીઆર અને **ખુબસુરત નાના ઘોડા** થાય છે. ઇ૦ સ૦ ૧૮૭૬ માં પુનાના ઘોડાનાં

પ્રદર્શનમાં, બૉમ્બે કૅવેલરીના આ જાતના એક ઘોડાએ ઇનામ મેળવ્યું હતું. સોમાલી દેશથી એડનમાં આવ્યા પછી એક નાના સોમાલી ટટ્ટુની કીંમત આસરે ૩૦ થી ૫૦ રૂપીઆ હોય છે, અને જો તેની સારી સંભાળ લેવાય તો થોડા મહિનામાં તે ટટ્ટુ બમણી અથવા ત્રણગણી કીમતનો થઇ જાય છે.

અરબી ઘોડા.

હલકી જાતના અરબી ઘોડા **મુખ્યત્વે કરીને સનાઅના પાડોશના પરગણામાંથી** અથવા હોદેડાથી દરીયા રસ્તે એડનમાં લાવવામાં આવે છે. ઘોડાઓ થોડા આવે છે અને તેઓ એડનમાં આવે છે કે તુરત એડનમાં લશ્કરનો અમલદાર પોતાના સીપાઇઓ માટે તેમને ખરીદી લેછે. તેઓ ઘણા ખરા મોટા કદના હોવાથી, સીપાઇઓને ઠીક કામ લાગે છે, પણ કેટલાએક ઘણાજ તેજી સ્વભાવના હોય છે, અને તેથી કોઇ કોઇ વખત પોતાના ધણીનું માન રાખતા નથી. લાહજનો સુલતાન અને આજુબાજુના સુબાઓ કેટલાએક **અરબી ઘોડા** ઉછેરે છે, જે ઘોડા તેઓ એડનની સરકારને ભેટ તરીકે વારંવાર એડનમાં મોકલે છે. "સનાઅ"થી આવતા ઘોડા કરતાં આ ઘોડા વધારે સારી જાતના હોય છે.

## ભાડુતી ગાડી ઘોડા.

ગાડી.

એડનમાં જોઇતી સંખ્યામાં ભાડુતી ગાડી મળી શકે છે, તથા રસ્તાઓ પણ સારી હાલતમાં રહે છે. ગાડીઓ અમેરીકાથી મંગાવે છે. એડનના રસ્તાઓ ટેકરીવાળા ચઢાણ ઉતરાણના હોવાથી, ઘોડાઓ દુબળા, અને ગાડી હાંકનારા સોમાલીઓ બેદરકાર હોવાથી તેમજ રૂતુ નાશકારક અને ભાંગ તુટનું કામ મુશ્કેલીથી દુરૂસ્ત થતું હોવાથી હલકી, મજબુત અને ટકાઉ **અમેરીકન ગાડીઓ**ની બહુ જરૂર રહે છે. તેઓને ચામડાંનું ધમણ હોય છે, પણ બ્રેક હોતી નથી. ત્યાં ચઢાણ ઉતરાણ ઉપર બ્રેકની અતી જરૂર પડે છે.

ઘોડા.

સારી જાતની અમેરીકન ગાડીની કીંમત રૂ. ૧૨૦૦ થી રૂ. ૧૫૦૦ પડે છે. સોમાલી કોસ્ટા ઉપરથી **ખડતલ નાના ઘોડાઓ** આવે છે. હાંકનારાઓની બેદરકારીને લીધે તેઓ કોઇ વાર ઘણાજ કંગાલ અને દેખાવે દુબળા માલમ પડે છે.

પાલો પોની.

આ ઘોડામાંથી કોઇવાર ઉત્તમ પોલો પોની નીકળી આવે છે. તેઓ મોટે ભાગે ચાલવામાં ઘણીજ "ત્રોતીંગ" કુદવાની શક્તી ધરાવે છે. તેની કીંમત રૂ. ૫૦ થી ૧૫૦ સુધી હોય છે.

ભાડુતી ગાડી હાંકનારા સોમાલી એક ચોકસ જાતનાં હોય છે. તેઓએ આ **ધંધો એક હાથ** કર્યો છે. હીંદુસ્તાનથી આવતા લશ્કરી ઓફીસરો અને બીજાઓ થોડાક આરબી અને ઑસ્ટ્રેલીયન ઘોડાઓ લાવે છે. આરબી ઘોડાને રૂતુ માફક આવે છે. પણ ઑસ્ટ્રેલ્યન ઘોડો એડનની રૂતુને નાલાયક થઇ પડે છે.

વેચાણ.

ખાનગી માલેકીની ઘેરગતુ ગાડી, ઘોડા, હારનેસ તથા સામાન વારંવાર આફીસરોની આવજાવ હોવાથી વેચી નાખવામાં આવે છે.

ભાડુતી ગાડીઓ.

ભાડુતી તેમજ ખાનગી બન્ને ગાડીઓ વપરાય છે. ભાડુતી ગાડીઓ સરકારની સત્તા નીચે છે. પોલીસનો સુપ્રીનટેન્ડન્ટ આ ગાડીઓને લાઇસન્સ આપે છે. ભાડાંની સઘળી ગાડીઓની તપાસ રાખે છે. આ ગાડીઓને અમેરીકન સ્પાઇડર મેકરની કહે છે, પૈડાં ઘણાં હલકાં છે, અને આખી ગાડી પણ તેવીજ હોય છે. એમાં મોટો ગેરફાયદો એ છે કે સોમાલી હાંકનાર, ઉતારૂની ઘણીજ નજદીક હોય છે, તેથી તેને ઘણી અડચણ પડે છે, અને આગળ પાછળનાં બે પૈડાં વચ્ચે ઘણી થોડી જગા હોય છે, જેથી એક સ્ત્રીને તેમાં બેસવું બહુ મુશ્કેલ થઇ પડે છે. આ ગાડીઓ એક અથવા બે સોમાલી ટટ્ટુઓ ખેંચે છે. ઘોડાનો સામાન નવો હોય છે ત્યારે પણ ઘણો સરસ હોતો નથી. તેથી ઘણી વખત ગાડીમાં કાંઇ ને કાંઇ તુટી જાય છે.

ઘેરની ગાડીઓ.

એડનમાં ઘણા શેઠોને ત્યાં ખાનગી ગાડીઓ હોય છે. ફાઇતીન, વીકટોરીઆ, ડૉગકાર્ટ, બગી વગેરે. એડનમાં ગાડી એટલી હલકી જોઇએ કે જેથી તેને સોમાલી ટટ્ટુ ખેંચી શકે. પથરા જડેલા રસ્તા ઉપર ચાલી શકે તેટલી મજબુત અને ઉનાળાનો તાપ ખમી શકે એવી સારી રીતે ગાડીમાં લાકડાં જડેલાં હોય છે, તે વળી લાંબી મુસાફરી માટે બેસવાને સગવડવાળી હોય છે અને સવાર તેમજ સાંજની વખતે સખત તડકાને ગાડીમાં આવતો અટકાવવાને તે ગાડીમાં પરડો હોય છે. ક્રેટરથી પોઇન્ટ સુધીનો મોટો રસ્તો પૂર્વ પશ્ચિમે આસરે પાંચ માઇલ છે. જે માણસોને દરીયામાં ધંધો હોય

બોટો.

છે, તેઓ **ખાનગી મછવા** રાખે છે, અને કેટલાક મછવા મોજ મજાને માટે પણ રાખવામાં આવે છે.

બોજો ઘસડનાર પ્રાણીઓમાં **ઉંટ અને બળદો** હોય છે. ઉંટો અર્બસ્તાન અથવા આફ્રીકાથી આવે છે. તેઓ પીઠ ઉપર

ઉંટ

બોજો લાધે છે અથવા તો ખાસ બાંધેલા ગાડાં ઉપર **પાણીના પીપો** તથા માલ ભરી ઘસડી લઇ જાય છે. રેતીવાલી જગાઓમાં તેઓ અતી ઉપયોગી માલમ પડયાં છે.

કેટલાંક ઉંટો ફક્ત **સવારી** માટેજ વપરાય છે. આ ઉંટોને નરમ સેહેલ ચાલ ચાલવાને શીક્ષણ આપે છે નહી તો ગમે એવાં મજબુત માણસથી ઉંટ ઉપર લાંબી સવારી કરતી વખતે કમ્મર અને બરડામાં જે મોટો આંચકો આવે છે તે ખમવાને કેવલ અશક્ત થઇ પડે છે.

પણ બરોબર કેળવાયા પછી રેતીના રણોમાંથી પસાર થઇ "લાહજ" વગેરે ગામોમાં જવાને એ ઉંટો ઉપર જલદી અને મનપસંદ સવારી કરી શકાય છે.

ઉંટની સૌથી સરસ જાત અબદાલી જાતના એક પેટા વિભાગના લોકો જેને "અઝેબી" જાતના લોકો કહે છે, તેઓ પાળીને એડનમાં મોકલે છે. આ ઉંટ જયારે ૪ વરસની ઉમરના હોય છે ત્યારે તેના ૧૦૦ રૂપીઆ બેસે છે. તેઓ સવારીને માટેજ પાળવામાં આવે છે, કારણ કે તેઓ ઘણા હલકા અને ઝડપી હોય છે. તેઓ સફેદ હરણની ચામડીના જેવા રંગના હોય છે અને તેની ચામડી નરમ રેશમ જેવી હોય છે. સાંઢની (ઉંટની માદા)ને વેચવામાં આવતી નથી. "સુબાહી" જાતના લોકો જે ઉંટને પાળે છે તે ઘણા હલકી જાતના ઉંટ છે, અને તેની ૫૦ રૂપીઆથી વધારે કીમત ઉપજતી નથી; તેઓ સવારી તેમજ બોજો ઉંચકવાના કામમાં વપરાય છે, યમન અને અબયનના પહાડી મુલકમાંથી જે ઉંટ આવે છે તે ઉપર કહેલા ઉંટના જેવાજ હોય છે અને તેની કીંમત ચાલીસથી વધુ રૂપીઆ હોતી નથી, તેઓ મજબુત હોતા નથી અને ઘણું હલકું વજન ઉપાડી શકે છે. એક મોટા, કાળા લાંબા બાલવાળા ઉંટની જાતનું નામ "સના" ઉંટ છે, તે વધારે કીમતી હોય છે, અને તેની કીમત આસરે ૮૦ રૂપીઆ પડે છે.

બે આફ્રીકન જાતના ઉંટ થાય છે, ડનકાલી અને સોમાલી. ડનકાલી જાતના ઉંટ સારાં હોય છે અને ૬૦ રૂપીઆની કીમતથી મળી શકે છે, પણ સોમાલી ઉંટ ઘણીજ ઉતરતી જાતના ઉંટ છે અને માત્ર

ઘણું વજન ઉપાડી શકે છે. આવા એક ઉંટની કીમત ૨૦ થી ૨૫ રૂપીઆથી ભાગ્યેજ વધુ હોય છે.

આ સઘળી જાતના ઉંટ સહેલાઇથી નીચે પ્રમાણે વજન ઉપાડી શકે છે.

| | | | |
|---|---|---|---|
| અઝૈબી અને અકરાબી | ૧૦૦૦ રતલ. | જએલી | ૫૬૦ રતલ. |
| સાના | ૯૦૦ ,, | ડનકાલી | ૫૬૦ ,, |
| સુબાહી | ૮૪૦ ,, | સોનાલી | ૪૫૦ ,, |

**ગધેડાં—**

ગધેડાં.

એડનનું જાણવાજોગ પ્રાણી ત્યાંનું **ગધેડું** છે. કદે નાનકડું, સ્વભાવે ઠંડું અને સવારી કરવા લાયકનું "શમશમ" ના ઉંચા ડુંગરની ટોચ ઉપર જવાને અથવા અંદરના મુલકોની સેહલગાહે જવાને તે ઘણું ઉપયોગી થઇ પડેછે. તે ગધેડાં અર્બસ્તાનમાંથી આવેછે, નાના કદનાં ગધેડાંઓ બચ્ચાંઓની સવારી માટે ઘણા ઉત્તમ માલમ પડયાં છે.

ગધેડાં સૌથી ઉત્તમ રીતે ઉછેરવાનું માન અડનને ઘટે છે, આ ગધેડાંને બચ્ચીત કાંઇ અજાયબ જેવી સહનશક્તિ હોય છે. તેઓ કદમાં નાના, રંગમાં ઘણું કરીને કાળાશ ઉપર અને ઘણાજ મક્કમ પગવાળા હોય છે; આ ગધેડાં પોતાની પીઠ ઉપર પાંચથી આઠ મસક જે દરેકમાં ચાર ગ્યાલન પાણી ભરેલું હોય છે તેવી મસક લઇને ઝડપી ચાલથી ચાલે છે, જેથી દરેક ગધેડું ૨) હંડરવેટ પાણી પોતાની પીઠ ઉપર લઇ જાય છે. સૌથી સરસ ગધેડાં મોખાની પાસે "ઝેબીદ" શહેરમાંથી આવેછે. તે મુખ્ય કરીને સવારીના કામમાં આવેછે. તેઓ જયારે સારી સ્થીતિમાં હોય છે ત્યારે તેઓની કીંમત ૩૦ રૂપીઆ પડેછે. જે ગધેડાં બાજુના પહાડી મુલકોમાંથી આવેછે તેની કીંમત આસરે ૧૨ રૂપીઆ પડેછે. ખુદ એડનમાં ગધેડા ઉછેરવામાં આવતાં નથી અને ગધેડીઓ કદાચજ જોવામાં આવેછે.

ખોરાક ગાય.

એડનની જાણીતી **દુધાલી ગાયની** સઘલા દેશોમાંથી ઘણી માગણી થાયછે. તે સારૂં દુધ આપે છે જેનું માખણ બનેછે. આ ગાયો અર્બસ્થાનમાંથી આવેછે. સારી ગાય વાછરડા સાથની કીંમત રૂ. ૬૦ બેસે છે.

૧૯૦૭ ના વરસમાં કૅપ્ટન વાર્ડ હેરીસને એક દુધ માખણ બનાવવાનું "ડેરી" નું કારખાનું સ્થાપ્યું છે તથા "શેખ ઉસમાન" માં લીલી તરકારી ઉગાડવાને એક નાનું ખેતર ખોલ્યું છે.

ડેરી.

**બળદ અને ગાય.**

લાહજ પરગણામાં સારા **બળદની જોડીના** આસરે ૬૦ રૂપીઆ બેસે છે. બીજા પરગણામાંના બળદ ઓછી કીમતે મળે છે. અર્બસ્તાનના બળદ હીંદુસ્તાનના બળદને ઘણી રીતે મળતા આવે છે. એડનમાં ગાયો ઘણી સારી હોય છે, તેઓ કદમાં નાની હોય છે, પણ જયારે તેઓની સારી સંભાળ લેવાય છે, અને સારી રીતે ઘાસચારો ખવરાવવામાં આવે છે, ત્યારે બચ્ચાંનો જનમ આપ્યા પછી તરતજ બે ગ્યાલન દુધ દરરોજ સવારના આપે છે અને તેટલુંજ દુધ પાછું બપોરના પણ આપે છે. એક સુંદર ગાયની સાધારણ કીંમત ૩૦ રૂપીઆ હોય છે, પણ ખરેખર ઉત્તમ ગાયની કીમત ૧૦૦ રૂપીઆ સુધી પડે છે. સૌથી સરસ ગાય લાહાજ પરગણામાંના કીદામ અને હાસ્કી ગામોમાંથી આવે છે. કાપવા માટે જે બળદો આવે છે તે આફ્રીકાના કીનારા ઉપરથી લાવવામાં આવે છે, અને જે બળદો અર્બસ્તાનમાં મળે છે તેના કરતાં તેઓ કદમાં અને ગુણમાં ચઢીયાતા હોય છે. કાપવા માટેના બળદની સરાસરી કીમત ૧૬ થી ૨૦ રૂપીઆ થાય છે, સાફ કર્યા વગરની તેની ચામડીની કીંમત રૂ. ૩ હોય છે, કાપવા માટે સોમાલી કોસ્ટાથી ગાયો એડનમાં આવે છે, તે શિવાય સોમાલી મુલકોમાંથી ગાયો આવતી નથી.

બળદ અને ગાય.

મેઢાં અને મરઘાં બટકાં અર્બસ્તાન અને આફ્રિકાથી આવે છે. ગાય, ઢોર, અર્બસ્તાનથી અને મેઢાં, બકરાં, આફ્રીકાથી આવે છે. ત્યાંનુ ગાયનું ગોશ ઠીક હોતું નથી.

મેઢાં બકરાં.

સોમાલી **મેઢાંનું ગોશ** ઘણું સારૂં હોય છે. એ મેઢાંનાં **માથાં કાલાં** અને **શરીર સફેદ** હોય છે. તેઓને ચરબીદાર પોહલી **જાડી પુછડી** હોય છે. ભુખમરો પડતાં એ પુછડી તથા ચરબી તવાઇ જાય છે. કુદરતે એ મેઢાંઓને આવી ચરબીદાર પુછડી બખશી વારંવાર પડતા દુકાળની વખતે ભુખમરા સામે રક્ષણ બખશ્યું છે.

ચોખા, આટો, દાણો વગેરે હીંદુસ્તાનથી આવે છે. સારી જાતનો
આટો. આટો ત્રીએસ્તથી આવે છે.

તરકારી, ઘાસચારો, અને બાળવાનાં લાકડાં અંદરના મુલકોમાંથી
આવે છે. એડનમાં બે ( મારકીટો ) બજારો છે. તેમાંની
મારકીટ. એક ગામમાં છે અને "કનીંગહેમ મારકેટ" નામની
એક બજાર તવાઇમાં છે, જ્યાં દરરોજની જોઇતી ખોરાકી
વેચાય છે. ફ્રુટોમાં આરેંજ અને સપરચંદ ઇજીપ્તથી આવે છે. ભીડાં, લીંબુ, જંજીબારથી અને કેલાં તથા કેરી મોસમમાં મુંબઇથી આવે છે.

**મેંઢાં બકરાં.**

જાડાં **ચરબીવાલાં પુછડાંવાળા**, અને કાળા **ચહેરાવાળાં બર-
બરૂના** મેંઢાં સારી રીતે પ્રખ્યાત છે અને તેથી તેના
મેંઢાં બકરાં વર્ણનની જરૂર નથી. સારી હાલતમાં એક જાનવરની
કીમત મોસમના વખતમાં આસરે ૩ રૂપીઆ થાય છે.
આ મોસમ સપ્ટેંબરથી એપ્રીલ મે સુધી લંબાય છે. આફ્રીકાના કીનારા ઉપરના બકરાની કીમત રૂ. ૪ પડે છે, કારણ કે તેની ચામડીનીજ ૧૨ આના કીમત ઉપજે છે. જ્યાં સુધી બકરાં દુઝણાં હોય અથવા બચ્ચાં ઉત્પન્ન કરી શકતાં હોય ત્યાં સુધી તેઓને સોમાલી દેશમાંથી એડનમાં મોકલવામાં આવતાં નથી; તો પણ ડંકાલી દેશમાંથી થોડાંએક આવે છે. દુધવાળી બકરી અને મેંઢાઓને પડોશના પરગણામાંથી લાવે છે. સૌથી ઉત્તમ ફદહલી પરગણામાંથી આવે છે અને દરેકની કીમત આસરે ૪ રૂપીઆ પડે છે. જેઓ લાહેજના પરગણામાંથી આવે છે તેઓની કીમત ૨ રૂપીઆથી વધુ હોતી નથી, આફ્રીકન મેંઢા અને બકરાંના કરતાં અર્બસ્તાનના મેંઢા બકરાં કદમાં નાનાં હોય છે અને તેઓ તદન જુદા આકારનાં હોય છે. ખોરાકીના સબબ વાસ્તે મેંઢાં અને ઢોરોનો દર વરસે ખપ વધતો જાય છે.

થોડાં એક **ખચ્ચરો** દર વરસે આફ્રીકાના કીનારા ઉપરથી લાવવામાં
આવે છે. તેઓ બરબરાથી નૈઋત્ય ખુણે ૧૬૦ માઇલ
ખચ્ચર. દુર આવેલાં હરારના પરગણામાંથી આવે છે. એડનમાં
તેની કીમત આસરે ૮૦ રૂપીઆ થાય છે.

પાડોશનાં પરગણાંનાં લોકો પુશ્કળ સંખ્યામાં મરઘાંઓ પાળે છે,
તેથી એડનમાં **ઇંડાંનો** સારો જથો મળી શકે છે. સારા
મરઘાં બટકાં કદની મરઘી ૧૨ આને ખરીદી શકાય છે. બતક, હાંસ
અને તરકી સુએઝથી લાવવામાં આવે છે અને તેઓની

કીમત મોટી હોય છે, ૧ જોડની રૂ. ૫, રૂ. ૧૦ અને રૂ. ૨૦ કીમત પડે છે.

**નોકરો.**

એડનમાં સારા **નોકરો મેલવવા મુશકેલ** છે, નોકરો ઘણું કરી **મુંબઇથી** આવે છે. તેઓ એડનમાં મોટો પગાર માગે છે. બુટલેરો, બબરચી, તથા ઘોડાવાલાનો પગાર દર માસે રૂ. ૨૦ થી રૂ. ૨૫ હોય છે. ધોબીઓ રૂ. ૧૬ થી ૧૮ અને હમાલનો પગાર રૂ. ૧૫ હોય છે.

નોકરો.

આરબો સારા ગાડી હાંકનારા હોય છે, અને સોમાલીઓમાં કોઇ કોઇવાર એક સારો બુટલેર અથવા હમાલ મલે છે. પણ મોટે ભાગે તેઓ ઠીક નોકર નીવડતા નથી અને મુંબઇથી આવેલાં માણસો જેટલો જ પગાર માગે છે.

**યુરોપયનોનાં ઘેરોનો** બહારનો દેખાવ ઝુંપડાં જેવો લાગે છે. એ ઘેરો જાવલીનાં બાંધેલાં છે. દેવાલો ખજુરના ઝાડમાંથી ગુંથેલી સાદરીની હોય છે, તથા જંગબારથી આવેલા સાંઠા ઉપર છાપરૂં ઉભું કરી છાજેલું હોય છે. આવાં ઘેરો જોકે દેખાવમાં કંગાલ લાગે છે તોપણ વસવાટ માટે અતી **થંડા** તથા ગરમીની મોસમમાં બંધબેસતાં માલમ પડયાં છે. વલી લશકરી હદમાં એ જાતના ઘેર શિવાય બીજાં પાકી બાંધણીનાં રહેવાનાં ઘેરો માટે તુરત પરવાનગી મળતી નથી.

ઘરો.

સોમાલી તથા આરબોના ઘેરો લશ્કરી હદની બહાર પાકી બાંધણીના સફેદ ચુનો ધોળેલાં હોય છે. તેઓને મોટે ભાગે છાપરાં નલીઆ વગરનાં હોય છે, તથા મથાળે ચણી લઇ ધાબું બનાવ્યું હોય છે, જયાં ગરમીના દીવસમાં લોકો બીછાનું કરી સુએ છે.

**એડનમાં પ્રગટ થયલું પહેલું વર્તમાનપત્ર.**

'એડન વીકલી ગેઝેટ' નામનું પેહેલું ન્યુસપેપર એડનમાં અકટોબર ૧૯૦૦ ના સાલમાં મદદનીશ પોલીટીકલ રેસીડન્ટ કેપ્ટન બીલે પ્રગટ કીધું હતું.

એડન ગેઝેટ.

એડનમાં છાપવાને લગતું કામ નીચલાં છાપખાનાઓમાં થાય છે.

છાપખાના.

**છાપખાનાઓ.**

મેશરસ કાવશજી દીનશાહ તથા ભાઇઓ, હાવર્થની કું૦, એડન જેલ.

# પ્રકરણ ૧૨ મું.

—:o—o:—

કેથલીક મીશન–સ્કોચ મીશન.–કોનવેન્ટ–મેસોનીક લોડજ–યુરોપ્યન ઓસ્પીટાલ–દેશી ઓસ્પીટાલ–પ્રીન્સ ઓફ વેલ્સ ડીસ્પેનસરી–જરબાઇ ડીસ્પેનસરી.

---

## જાહેર ખાતાંઓ.

એક રોમન **કેથલીક મીશન** એડન અંગ્રેજોના હાથમાં આવ્યું ત્યારે ૧૮૪૦ ના વરસથી સ્થાપવામાં આવ્યું હતું, જે સને ૧૮૮૫ ના વરસમાં સેંટ ફ્રાન્સીસના આરડરને હસ્તક આવ્યું હતું. આ મીશનની શાખાઓ સોમાલીલેંડ તથા યમનમાં છે. તેનો વડો પાદરી એક બીશપ છે, જે તવાઇમાં રહે છે.

કેથલીક મીશન.

આરબો માટેનું એક **સ્કોચ મીશન** ૧૮૮૪ માં સ્થપાયું હતું. તેનું વડું મથક શેખ ઉસમાન છે, જયાં પાદરી ડોકટરો દવાદારૂ આપે છે.

સ્કોચ મીશન.

**ગુડ શેફર્ડની બ્હેનો** જેનું વડું મથક ફ્રાંસમાં એન્ગર્સ મુલકમાં છે તેઓ ૧૮૬૮ માં આવ્યાં હતાં. ગામમાં તેઓ એક **કોનવેન્ટ તથા છોકરીઓની નીશાળ** ચલાવે છે, જયાં બચાવેલા ગુલામી છોકરાંઓને રાખી પોષણ કરી શીખવાડવામાં આવે છે.

કોનવેન્ટ.

તવાઇમાં રોમન કેથલીક દેવળ હસ્તક સોલજર અને સેલરો માટે એક આશ્રમ છે.

**નીશાળો** કેટલીક સરકારી તથા ખાનગી સહાસથી ચાલે છે.

એક **મેસોનીક લોડજ** ભુતખાનું "હોડજફ" ઉપર મકાન ધરાવે છે. જયાં ચુસ્ત મેસન બીરાદરો વારંવાર મળે છે.

મેસોનીક લાડજ.

તવાઇમાં સોલજરો માટે એક **કલબ** છે જે ખુદ **સોલજરો** ચલાવે છે.

**હોસપીતલ:—**

નવી **યુરોપીઅન જનરલ** હોસપીતલ એક સુંદર ટેકડી ઉપર આવી છે, જયાંથી દરીઆનો સુંદર દેખાવ નજરે પડે છે. ત્યાં ખાનગી તથા જાહેર વાર્ડો છે, તથા અંગ્રેજી નરસો દરદીની સારવાર કરે છે. જાહેર પ્રજા તથા વહાણવટીઓ

યુરોપ્યન ઓસ્પીટાલ.

આ હૉસપીતલની સ્થાપના માટે માનવંત મહારાણીના બેટા ડયુક ઑફ કૉનોટને આભારી છે. જયારે આ શાહજાદાએ અંગ્રેજી લશ્કરના મુંબઇના વીભાગના કમાનડર-ઇન-ચીફ તરીકે એડનની મુલાકાત લીધી ત્યારે ક્રેસન્ટમાં આવેલી જુની હૉસપીતલ રદ કરી જેથી, સરકારે જોઇતા ખરચની બહાલી આપી. આ નવી હૉસપીતલ ૧૮૯૨ ના મે માસની તા૦ ૧ લીએ ખુલ્લી મુકી.

દેશીઓ માટે ગામમાં એક સીવીલ હૉસપીતલ અગીઆરી નજદીક ઉંચી ટેકરી ઉપર આવી છે તેમજ હાલના માનવંત શહેનશાહ એડવર્ડ સાતમાંએ જયારે પ્રીન્સ ઑફ વેલ્સ તરીકે ૧૮૭૬ માં એડનની મુલાકાત લીધી ત્યારે તેની યાદગારી કાયમ રાખવાને જાહેર ઉધ્રાણાથી એક ડીસ્પેનસરી સ્થાપવામાં આવી છે. તેનું નામ **પ્રીન્સ ઑફ વેલ્સ ડીસ્પેનસરી** રાખ્યું છે, જે મુંબઇથી આવતા એક મદદનીશ સરજયનની અખત્યારી હેઠળ મુકવામાં આવે છે.

દેશી આસ્પીટાલ.

પ્રીન્સ ઑફ વેલ્સ ડીસ્પેનસરી.

બાઇ **જરબાઇ ડીસ્પેન્સરી** નામનું એક બીજું ખાતું મરહુમ શેઠ કાવશજી દીનશાહ એડનવાલાએ પોતાનાં ધણીઆણીની અશો યાદમાં સને ૧૮૯૫ માં જાતી ખરચે સ્થાપ્યું હતું તેમજ તેના નીભાવ માટે પણ ઘટતો બંદોબસ્ત કર્યો છે. નીચલા ડૉકટરોના હાથ હેઠળ એ ખાતું પ્રજાને એક આશીરવાદ સમાન થઇ પડયું છે.

જરબાઈ ડીસ્પેનસરી.

| | |
|---|---|
| ડા૦ બકશી,<br>ડા૦ કરાકા,<br>ડા૦ ઉમરીગર, | ખસુસ કરી મરહુમ ડા૦ કરાકાએ મરકી દરમ્યાન તારીફલાયક પ્રજાની સેવા બજાવી છે. |

## "પ્રીન્સ ઑફ વેલ્સ ચેરીટેબલ ડીસ્પેનસરી."

આ દવાખાનું એડનના કેમ્પ વીભાગમાં પુર્વ તરફ એસ્પલેનેડ રસ્તા ઉપર છે.

આ ધર્મનું દવાખાનું ઇ૦ સ૦ ૧૮૭૬ માં ૨૧ મી એપ્રીલને દીવસે જનરલ સ્નાઇડર જેઓ તે વખતે એડનના પોલીટીકલ રેસીડેન્ટ હતા તેમણે ખુલ્લું મુકયું હતું અને તે નેક પ્રસંગની યાદગારીમાં તેમની સબી દવાખાનામાં ટાંગવામાં આવી છે. આ પેહેલાં એડનમાં લશકરી હૉસ્પીટલ શિવાય સીવીલ હૉસ્પાટલ હતી પણ તે હૉસપીટલનો લાભ ઘણા દેશીઓ

લેતા નહીં હોવાથી તેમજ તબીબી મદદ મેળવવાની બીજી કોઇ સગવડ નહીં હોવાથી દેશી પ્રજાને તેમાં મુખ્ય કરી મધ્યમ સ્થીતીના દેશી ગૃહસ્થોને માંદગીના ભયંકર વખતમાં ઘણું ખમવું પડતું હતું અને તેઓને એક દેશી ડોકટરને હસ્તક ચાલતાં દવાખાનાની જરૂર ઘણી જણાવવા લાગી. તે વખતના પોલીટીકલ રેસીડેન્ટને જયારે આ દવાખાનાના સંબંધમાં ગ્રાન્ટ-ઇન-એડની માગણી કરી ત્યારે તેણે નીચે પ્રમાણે પોતાના વીચાર દરશાવ્યા હતા.

"એડનમાં જુદી જુદી કોમના સ્ત્રી પુરૂષ શિવાય મુસલમાનોની વસ્તી મોટી છે, જેઓ સીવીલ હોસપીટલનો લાભ લેતા નથી, પણ હીંદુસ્તાનનાં કોઇ દેશી ડોકટરને હસ્તક ચાલતાં દવાખાનાનો લાભ ઉપકાર સાથે લેશે."

જેમ હમેશાં બને છે તેમ સારાં કામની અગત્યતા ઘણી હોવા છતાં કંઇ યોગ્ય પ્રસંગ આવ્યા શિવાય તેની શરૂઆત થતી નથી. ઇ૦ સ૦ ૧૮૭૫ માં નામદાર શહેનશાહ અને તે વખતના પ્રીન્સ ઓફ વેલસ જયારે મુંબઈ જવા સારૂ એડન પધાર્યા ત્યારે આવો પ્રસંગ આવ્યો. તે નામદારની એડન ખાતેની મુલાકાતની યાદગારી કાયમ રાખવાને એક જાહેર દેશી સભા તે વર્ષના જુલાઇ માસમાં ભરવામાં આવી હતી અને રૂ. ૨૫૦૦૦ તે મતલબથી ભરાયા. જે ફંડમાંથી "પ્રીન્સ ઓફ વેલ્સ દવાખાનું" સ્થાપવાનો ઠરાવ કરવામાં આવયો અને જયારે પેહેલી નવેમ્બરે તે નામદાર સાહેબ અહીં પધાર્યા ત્યારે તેમને જે લાયક માનપત્ર આપવામાં આવયું હતું તેમાં ઉપલો ઠરાવ તેમની જાણમાં લાવવામાં આવયો હતો અને તેમનું મુબારક નામ તે ખાતાં સાથે જોડવાની તેમની પરવાનગી લેવામાં અવી હતી.

ત્યાર પછી નામદાર સરકાર પાસે ઉપલાં દવાખાનાના ચાલુ વારસીક નીભાવ સારૂ અત્રેના પોલીટીકલ રેસીડેન્ટે રૂ. ૨૦૦૦ ની ગ્રાંટ-ઇન-એડ માંગી હતી, જે રકમ નામદાર સરકારે ઉદારતાથી આ ખાતાં માટે મંજુર કરી હતી. ત્યાર બાદ એ ખાતાંના ફંડમાં પ્રસંગોપાત વધારો થયા કીધો હતો, જે ફંડ આજે એકંદર વધીને રૂ. ૪૧૦૦૦ નું થયું છે. એ સઘળા રૂપીઆ ૩॥ ટકાની સરકારી જામીનગીરીમાં રોકેલા છે, જેનું દર વર્ષનું વ્યાજ એ ખાતાંનાં નિભાવમાં વપરાય છે.

વળી ઇ૦ સ૦ ૧૮૮૯માં એજ દવાખાનાના સંબંધમાં એક મીડવાઇફ (દાઇ) રાખવાના વિચારથી એક જુદું ફંડ સ્થાપવામાં આવ્યું હતું અને ઇ૦ સ૦ ૧૮૮૯ થી ૧૮૯૨ સુધી એક યુરોપીઅન મીડવાઇફ જેને ખાસ મુંબઇથી બોલાવવામાં આવી હતી તેને રાખવામાં આવી હતી, પણ તેનો લાભ ખસુસ કરી આરબ અને બીજાઓએ ન લેવાથી તે જગયા કાહાડી નાંખવામાં આવી હતી. જેથી તે ફંડનો વધારો આસરે રૂ. ૮૦૦૦ નો આ દવાખાનાના ફંડમાં કારોબાર સભાની મંજુરીથી ઉમેરવામાં આવ્યો હતો.

ઇ૦ સ૦ ૧૮૮૯ થી સરકારે ઉપર જણાવેલી રૂ. ૨૦૦૦ ની ગ્રાંટ–ઇન–એડ બંધ કરવાથી અને તેવો ખર્ચ દરેક ગામ ખાતાંની મયુનીસીપાલીટીના માથે નાખવાથી એડનની મયુનીસીપાલીટી તરફથી દર વરસે એ દવાખાનાના ચાલુ નીભાવ સારૂ રૂ. ૩૦૦૦ ની રકમ આપવામાં આવે છે. પછી એ દવાખાનાનું મકાન પણ મયુનીસીપાલીટીએ વેચાતું લઇ આપ્યું છે અને તેની વારસીક મરામત પણ એ ખાતાં તરફથી કરવામાં આવે છે. ટુંકમાં એ દવાખાનાનો મુખ્ય આધાર એડનની મ્યુનીસીપાલીટી ઉપર છે.

આ દવાખાનું ઉઘડયાને આજે ૩૦ વર્ષ થયાં તેટલા વખતમાં એનો લાભ હજારોને મલયો છે. એ દવાખાનાના ડાકટરોને મુંબઇ ઇલાકાના સિવિલ આસિસ્ટંટ સરજનોમાંથી સરજન–જનરલ નેમી એડન મોકલે છે જેઓની બાહોશીને લીધે એ દવાખાનું એટલું તો લોકપ્રીય થઇ પડયું છે કે ગામના લોકોજ નહીં પણ અરબસ્તાનના છેક અંદરના ભાગના લોક પણ તેની તારીફ સમજી તેનો લાભ દુરદેશાવરથી લેવા આવે છે.

આવા શુભ પરીણામનું માન એ દવાખાનાના ઓનરરી સેક્રેટરી **ખાનબહાદુર મનચેરજી રૂસ્તમજી ધોળુ** સી. આઇ. ઇ. તથા **ડાકટર કેખશરૂ બરજોરજી કુપરને** ઘટે છે. ખાનબાહાદુર મનચેરજી જયારથી દવાખાનું સ્થાપવામાં આવ્યું છે ત્યારથી સેક્રેટરીનું કામ કરતા આવ્યા હતા અને તેમના ઉપર ઘણા ચાલુ કામનો બોજો હોવા છતાં દવાખાનાના વહીવટ તરફ ઘણીજ કાળજી રાખતા હતા.

ડાકટર કુપરમાં ઉતમ ગુણો હતા અને તેઓ આવતાને વાર ઘણા લોકપ્રીય થઇ ગયા હતા. તેવણ ઇ૦ સ૦ ૧૮૭૬ થી ઇ૦ સ૦ ૧૮૮૧ સુધી દવાખાનાના ચાર્જમાં રહયા હતા. તેમના માટે સરજન–જનરલે દવાખાનાના પેહેલાજ વારશીક રીપોર્ટની નોંધ લેતાં નીચે પ્રમાણે પોતાનું મત દરશાવયું છે.

" જો મી૦ કુપર પોતાની ફરજો, સંભાળ, પુર્ણતા અને દેખીતી હોંશ જે વારસીક રીપોર્ટમાં સ્પષ્ટ જણાય છે તેવીજ રીતે બજાવતા રહેશે તો એડનના દવાખાનાને તેમની નોકરીનો લાભ ચાલુ રહેવાથીં નસીબદાર ગણી શકાશે. દવાખાનાએ જે ફતેહ મેળવી છે તે વખાણવાલાયક છે અને તે ડાકટર કુપરે પોતાતી ફરજો બાહોશા, વીવેક અને વિચારથી બજાવી છે તેનું પરીણામ છે."

નીચેના ડાકટરો એ દવાખાનાના ચાર્જમાં આવી ગયા છે.

૧. ડાકટર કેખશરૂ બરજોરજી કુપર. ૧૮૭૬ થી ૧૮૮૧.
૨. ડાકટર ઇ. મેકેનઝી તા૦ ૧૯ મી માર્ચ સને ૧૮૮૧ થી તા૦ ૨૪ મી ડીસેંબર સને ૧૮૮૧ સુધી.
૩. ડાકટર કેખસરૂ સોરાબજી એનજીનીઅર તા૦ ૨૪-૧૨-૧૮૮૧ થી તા૦ ૭ મી જુન ૧૮૮૪ સુધી અને તા૦ ૬-૮-૧૮૮૪ થી તા૦ ૧૭-૨-૧૮૮૫ સુધી.
૪. ડાકટર બરજોરજી અરદેસર સ્પેન્સર તા૦ ૭ જુન ૧૮૮૪ થી તા૦ ૬–૯–૧૮૮૪ સુધી.
૫. ડાકટર જમશેદજી પોંચાજી પોંચા તા૦ ૧૭–૨–૧૮૮૫ થી તા૦ ૨૭–૭–૧૮૯૦ સુધી.
૬. ડાકટર ભીખાજી અરદેસર ધાસવાલા તા૦ ૨૭–૭–૧૮૯૦ થી તા૦ ૫–૧–૧૮૯૨ સુધી.
૭. ડાકટર મનચેરજી જામાસ્પજી મીસ્ત્રી, તા૦ ૫–૧–૧૮૯૨ થી તા૦ ૧૭–૧૧–૧૮૯૩ સુધી.
૮. ડાકટર તુલજારામ ચુનીલાલ ખાંડવાલા તા૦ ૧૭–૧૧–૧૮૯૩ થી તા૦ ૩–૮–૧૮૯૬ સુધી.
૯. ડાકટર શાપુરજી માણેકજી મહેતા તા૦ ૩–૮–૧૮૯૮ થી તા૦ ૪–૩–૧૯૦૧ સુધી.

૧૦. ડાકટર વરજીવનદાસ દામોદરદાસ મરચંટ તા૦ ૪-૩-૧૯૦૧ થી.

૧૧. ડાકટર પીરોશાહ પેશતનજી બલસારા.

આ સરવ ડાકટરો એકસરખા લોકપ્રીય નીવડયા હતા. તેમાં ડા૦ **શાપુરજી માણેકજી મહેતા** તથા **ડાકટર વ૦ દા૦ મરચંટ** વીષે ખાસ ઇસારો કરવાની જરૂર છે.

ઇ૦ સ૦ ૧૯૦૦ માં એડનમાં પ્લેગની બીમારી ફાટી નીકળી હતી ત્યારે પ્લેગ ઇનઓકયુલેશન કરવા બાબત જેમ બીજે ગેરસમજુતી ઘણી હતી તેમ અહીં પણ હતી અને લોક તેની વિરૂદ્ધ હતાં છતાં **ડા૦ શાપુરજી મહેતા પર** લોકનો વિશ્વાસ હોવાથી અને તેમની લાયકીને લીધે **"ઇનઓકયુલેશન"** નો લાભ ઘણાને આપી શકયા હતા અને તેમાં યાહુદીઓના મોટા ભાગે ઘણી ખુશીથી ઇનઓકયુલેશન કરાવી લીધું હતું. તેનું પરીણામ અને તેમનો તે વિષેનો રીપોર્ટ સરકારને તેમજ પ્રોફેસર હાફકીનને ઘણો ઉપયોગી જણાયાથી સરકારી ગેઝેટમાં છપાયો હતો અને તેમની તે નોકરીની પીછાણ સરકારી ઠરાવમાં કરવામાં આવી હતી. ડા૦ **મરચંટ** પોતાની બાહોશી તથા કુશળતાથી **લોકપ્રીય** થઇ પડયા હતા.

ઇ૦ સ૦ ૧૮૮૯ થી ૧૮૯૨ સુધી મીસીસ વેલીસને **મીડવાઇફ** તરીકે દવાખાનામાં કામ કીધું હતું પણ તેણીનો લાભ કોઇ નહી લેવાથી તે જગ્યા કાહાડી નાંખવામાં આવી હતી.

આ ખાતાંનો વહીવટ એક કમીટી મારફત કરવામાં આવે છે. આ કમીટીના પ્રમુખનું માન અહીંના પહેલા રેસીડન્ટ આસીસ્ટન્ટને મળે છે.

---

## બાઈ જરબાઈ ચેરીટેબલ ડીસ્પેનસરી.

### એડનમાં બાઇ જરબાઇ ચેરીટેબલ ડીસ્પેનસરી ખુલ્લી મેલવાની ક્રીયા.

તવાઇ ખાતે મી૦ કાવસજી દીનશાહ એડનવાલા, સી. આઇ. ઇ., એ જે નવું ધરમનું દવાખાનું બંધાવ્યું છે અને જેને "બાઇ જરબાઇ ચેરીટેબલ ડીસ્પેનસરી" કરી નામ આપ્યું છે, તે ખુલ્લું મેળવાની

ક્રીયા એક મોટા મેળાવડા સન્મુખ બુધવાર તા૦ ૯ મી જાનેવારી ૧૮૯૫ ને દીને થઇ હતી. મકાનને અચ્છી રીતે શણગારવામાં આવ્યું હતું. સાંજના ૪ કલાકે પરોણાઓ આવવા માંડ્યાં હતાં, જેઓને મી૦ કાવસજી દીનશાહ તથા બાનુએ આવકાર દીધો હતો. અરધા કલાક પછી જનરલ જોપ, તે અત્રેના પોલીટીકલ રેસીડંટ પોતાનાં બાનુ સાથ આવી પુગ્યા હતા, જેઓને મી૦ કાવસજી દીનશાહે તેઓ માટે તૈયાર કરેલી ઉંચી બેઠક ઉપર લઇ જઇ બેસાડવા પછી, મી૦ કાવસજીએ આ દવાખાનાની તવારીખ આપતાં જણાવ્યું કે:—

તવાઇ તથા હોડજફ અગાઉ બહુ નાના ગામડાંઓ હતાં અને ૩૦ વરસની વાત ઉપર એ ગામડાંઓમાં સઘળાં મળી ભાગ્યે ૧૦૦૦ રેહેવાશીઓ વસતાં હશે પણ સ્વેઝ કેનાલ ઉઘાડ્યા પછી, એ ગામડાંઓનો દહાડો ફરી ગયો છે અને સને ૧૮૯૨ નાં વરસની વસ્તીની ગણત્રી મુજબ ત્યાં ૮૦૦૦ કરતાં વધુ આસામીઓ રહે છે. યુરોપીયન જેનરલ હૅાસ્પીટલ સને ૧૮૬૪ ના વરસથી હૈયાતી ભોગવે છે અને સઘળાં ગરીબો તથા મધ્યમ શક્તિનાં લોકોને એ હૅાસ્પીટલના વડા તબીબ કાંઇ પણ દામ લેવા વગર દવાદારૂ આપી બહુ સભ્યતાભરી વર્તણુક ૩૦ વરસ થયાં ચલાવતા આવ્યા છે. પણ સને ૧૮૯૨ ના વરસમાં યુરોપીયન જેનરલ હૅાસ્પીટલ વધારે કુશાદે નવાં મકાનમાં લઇજવામાં આવી, જે મકાન તવાઇથી બહુ દુર હોવાથી ત્યાંના લોકોને બહુ અગવડ પડવા લાગી. જો કે હૅાસ્પીટલના તબીબ કાંઇ તે દરદીઓની દવાદારૂ કરવાને ના પાડતા નથી. એ ગરીબ રેહવાશીઓ માટે એક નજદીકના ધરમના દવાખાનાની બહુ હાજત જણાવાથી જનરલ જોપનું ધ્યાન મેં તે ઉપર ખેંચ્યું અને જો સરકાર તવાઇ ખાતે એક દવાખાનું સ્થાપે તો તેમાં સારો હીસ્સો આપવાની મેં મારી મરજી જણાવી. જનરલ જોપે ગરીબો તરફ પોતાની સદાની દીલસોજી મુજબ એ બાબદ ઉંચકી લીધી અને સરકાર સાથે લંબાણ સંદેશાઓ ચલાવ્યા જેનું પરિણામ એ આવ્યું કે સરકારે મારો ફાળો સ્વીકાર્યો. તવાહી ખાતે એક દવાખાનું સ્થાપવાને પોતાની મરજી બતાવી પણ પ્રીન્સ ઓફ વેલ્સ ડીસ્પૅનસરી જેમ એક મદદનીશ સરજ્યનના હસ્તક તળે રહે છે, તેમ ન કરતાં એક હૅાસ્પીટલ એસીસ્ટંટના હસ્તક તળે તે રાખવા માંગી તે ઉપરથી મેં સરકાર

સાથ પાછા વધુ પત્ર વહેવાર ચલાવ્યા. એ દવાખાનામાં પણ એક મદદનીશ તબીબ નેમવાની જરૂરીયાત બતાવી, પણ સરકારે મારી એ અરજ સ્વીકારવાને ના પાડેલું હોવાથી, એક મદદનીશ સરજ્યન એ દવાખાના માટે નેમવાના ખરચનો સઘળો બોજો મેં પોતે મારે માથે ઉપાડી લીધો અને તવાઇ ખાતે ધરમનું આ દવાખાનું મેં સ્થાપ્યું છે, જે ખુલ્લું મુકવાની ક્રીયા કરવાને આપણ સઘળાઓ ભેગા મળ્યા છીએ. ડા૦ હોરમસજી બક્ષીને મેં રોકયા છે અને દવાખાનામાં સઘળું જરૂરનું ફરનીચર, હથીઆરો, દવાઓ વગેરે મેં મેલાવી આપ્યું છે. એ દવાખાનાને મેં મારાં ધણીઆણી બાઇ જરબાઇનાં નામ ઉપરથી "જરબાઇ ચેરીટેબલ ડીસ્પૅનસરી" કરી નામ આપ્યું છે અને તેના જાથુકના નીભાવ માટે રૂપીઆ ૫૦૦૦૦ ની રકમ જુદી કાહડી છે, જે રકમ હું મીલકતમાં રોકીશ કે જેથી સઘળો ખરચ પુરો પડી શકે અને હું અંતઃકરણથી ઇચ્છું છું કે આ દવાખાનું વરસો સુધી ગરીબ દુઃખી દરદીઓને આરામ આપવાને ઉપયોગી થઇ પડે. જનરલ જોપ સાહેબ, આપે આ દવાખાનું સ્થાપવામાં જે ઉલટમંદ ભાગ લીધો છે, તે માટે હું તમારો મોટો આભાર માનું છું અને અરજ કરૂં છું કે, "બાઇ જરબાઇ ચેરીટેબલ ડીસપેનસરી" ખુલ્લી મેલાયેલી જાહેર કરવી.

જનરલ જોપે એ ખાહેશ સ્વીકારતાં જણાવ્યું કે, મી૦ કાવસજી દીનશાહ, બાનુઓ અને ગ્રહસ્થો, જે ખુશાલ ફરજ મી૦ કાવસજી દીનશાહે મારી ઉપર નાખી છે, તે બજાવતાં મને મોટી ખુશાલી ઉપજે છે. આંવા એક દયાળુ તથા ઉપયોગી ધરમખાતાંનો સદંતર નીભાવ પોતાને માંથે ઉપાડી લેવાની જે ઉદારતા મી૦ કાવસજી દીનશાહે બતાવી છે, તે માટે સરકાર તરફથી તેઓનો ઉપકાર માનવામાં આવ્યો છે અને મારી ખાતરી છે કે મી૦ કાવસજીની ઉદારતાથી ગરીબોને જે મોટો લાભ છે, તેની પીછાણ તમો બાનુંઓ તથા ગ્રહસ્થો પણ કરવા વગર રેહશો નહિ. થોડુંકની વાત ઉપર ભરાયલી દરબારમાં મી૦ કાવસજી દીનશાહે આ એડન શેહેર પર કરેલા અનેક ઉપકારોની વીગત મેં રજુ કરી હતી, જે ઉપકારોમાં આ દવાખાનાનો ઉપકાર કાંઇ ઓછી અગત્યનો નથી. હું હવે "બાઇ જરબાઇ ચેરીટેબલ ડીસ્પેનસરી" ખુલ્લી મેલાયલી જાહેર કરૂં છું. એ દવાખાનું પોતાનું ઉપયોગી કાંમ બહુ લાંબી મુદત સુધી બજાવતુ

રહુ અને તેના પરોપકારી સ્થાપક મી૦ કાવસજી દીનશાહ, સી. આઇ. ઇ. ની યાદ જળવાયલી રાખે.

એ ભાષણ પુરૂં થતાંજ જનરલ જોપે એ મકાન ઉઘાડેલું જાહેર કરયું અને મીસીસ જોપની સાથે મળી મી૦ કાવસજી દીનશાહને મુબારકબાદી આપી સેવટે પાનગુલાબ લઇ મેલાવડો વીખરાયો હતો.

**બાઇ જરબાઇ ચેરીટેબલ ડીસપેનસરીના મરહુમ માજી તબીબ ડા૦ મા. સો. કરાકાએ મરકી વખતે પોતાની ફરજો સંતોષકારક રીતે બજાવ્યાથી એડનની પારસી અનજુમને પોતા તરફથી કરેલી રૂ. ૩૦૦ ની ભેટ.**

એડન, તા૦ ૧૫ મી અકટોબર ૧૯૦૦.

**સદા મેહેરબાન ડાકટર સાહેબ માણેકજી સોરાબજી**
**કરાકા જોગ, એડન.**

**સાહેબ,**

જત તમો સાહેબે એડન મધે મરકીના બુરા રોગની પેહલવેહલી બીમારી ફાટી નીકલી તે વખતે જે ભારી રંજ ખેંચી એડનના જરથોસ્તીઓને, તેમાં ખસુસ કરીને તવાઇ ખાતે રેહનાર જરથોસ્તીઓને તમારેથી બનતી કિંમતી મદદો આપી તે માટે એડનની કુલ જરથોસ્તી અનજુમન આ તકે તમારૂં મોટું હેસાન થયલું સમજે છે અને તમો સાહેબે તમારી તબીએતના ભોગે જેમ તમારેથી બની શકયું તેમ એ દરદમાં સપડાતા શું ગરીબ કે તવંગર સરવેની એકસરખી રીતે મદારત કીધી તે તમારાં ભલાં કામના નજીવા બદલા તરીકે એડનની પારસી અનજુમન પોતાની તરફથી રૂપીઆ ૩૦૦ અંકે ત્રણસો રૂપીઆની રકમ તમોને ભેટ આપે છે તે તમો સાહેબ અત્રેની અનજુમન તરફથી કબુલ રાખશોજી. એજ અરજ.

લા૦ હું છું,
સાહેબ,
તમારો દુવાગીર સેવક,
**બમનજી સોરાબજી,**
તે એડનની પારસી પંચાએતના
આનરરી સેક્રેટરીની દુવા બંદગી
કબુલ કરજોજી.

# પ્રકરણ ૧૩ મું.

યમન–મોખા કાફી–સના–સઈયદ બીર અહમદ–પીરમ–હોદ્દા–Boundary Commission–સોમાલીલેન્ડ, જબુતી, ઝેલા, ઈરીત્રીઆ, મસોવા, આસમારા, અદબલી, લાહજનો સુલતાન–ફડથલી, સુલતાન–બીજી અરબ જાતો–હોશાબી અમીર.

## એડનની આજુબાજુ આવેલા મુલકો.

ઘણાક શીકારીઓ તથા મુસાફરોની એડનમાં આવજાવ વારંવાર થતી હોવાથી તેની **આજુબાજુ આવેલા જાણીતા મુલકોનું** ટુંક બ્યાન અત્રે આવકારદાયક થઇ પડશે. શેખ ઉસમાન તથા લાહજ શહેરનું વર્ણન આગળ આપી ગયા છીએ.

યમન.

**યમન** અર્બસ્તાનમાં આવેલાં સઘળાં પ્રગણામાં સૌથી ફળદ્રુપ પ્રગણું છે. રાતા સમુદ્રની પશ્ચિમે પીરમ સુધી એક પોહલા જમીનના ટુકડાને યમન કહે છે. યમન લાંબો વખત સુધી ટુરકી લોકોના હાથમાં હતું. યમનની ઉત્તરે હજ કરવા જવા માટેના મુસલમાનોના પવીત્ર મથકો **મકકા અને મદીના** આવેલાં છે. યમન ઉંચાઇએ પાણીવાલા ભાગોમાં આવ્યું છે.

મોખા કાફી.

તેની દક્ષિણે દુન્યામાં સર્વથી પ્રખ્યાત થયલી **નામીચી મોખા કાફી** ઉગે છે, જોકે ખરૂં જોતાં આ કાફી **સના** નામના તાજગી આપનાર રમણિય ગામની નજદીક ઉગે છે, તો પણ તે કાફી આગલાં વરસો ઉપર જાણીતા થયલા મોખા બંદર ઉપરથી બહારગામ ચઢાવવામાં આવતી હોવાથી તેનું નામ મોખા કાફી પાડયું છે.

સના.

**સના** ગામ એડનથી ૧૮૦ માઇલને છેટે આવ્યું છે. ત્યાંની આબો હવા તાજગી આપનારી છે, તેમજ આસપાસનો દેખાવ આંખને ઠંડક પમાડે છે. ટેકરીઓમાં સના ૬૦૦૦ ફીટની ઉંચાઇએ આવ્યું છે.

એડનની ગરમીની મોસમમાં હવા ખાવા જવા માટે તેમજ કાફીનો ઉપ્યોગ વધારવાને માટે એડનથી સના સુધી એક રેલવેની સડક નાખવાને મજબુત ભલામણ થાય છે.

શેખ ઉસમાનથી બે મૈલ દુર **બીર અહમદ**નું ગામડું આવ્યું છે, જ્યાં "સૈયદ" જાતના ઘણાક કુટુંબો વસે છે. તેઓ હજરત મહમદ પેગમ્બરની બાયડી ફાતમાંથી ઉતરી આવેલા પોતાને જણાવે છે.

સઈયદ બીર અહમદ

એડનની સરકારના હાથમાં એડનની સાથે જોડાયલો **પીરમનો** ટાપુ છે, જેનું અહીં વર્ણન આપવાની જરૂર છે. તે ડીઓડોરસનો ટાપુ કહેવાય છે, અને આરબ લોકો તેને **મયુન** નામથી ઓળખે છે. તે અર્બસ્તાનના કિનારાથી દોઢ માઇલ અને આફ્રીકન કીનારાથી અગીઆર મૈલ દુર, બાબલમાંડબની સામુદ્રધુની આગળ આવેલો છે. તે બળતા પહાડોનો બનેલો છે, અને તેમાં લાંબી નીચી અને ઢલાણવાળી ટેકરીઓ છે. આ બેટમાં ૧॥ મૈલ લાંબો, અરધો મૈલ પહોળો દરીયાનો કિનારો છે, તથા વહાણોના લંગર કરવાને ત્યાં ચારથી ૬ ફેધમ ઉંડું પાણી રહે છે.

પીરમ

**પીરમનો** ટાપુ એડનથી ૯૬ મૈલ દુર "બાબલમાનડબ" અથવા "જાહનમના દરવાજા"ની સામુદ્રધુનીના સૌથી સાંકડા ભાગમાં આવ્યું છે. તે ૩½ મૈલ લાંબુ અને ૧½ મૈલ પોહળું છે. પીરમ અંગ્રેજ સરકારના તાબામાં છે, અને એડનની સરકારની હકુમત હેઠળ એક મદદનીશ પોલીટીકલ રેસીડન્ટના હસ્તકમાં છે, જે દેશી સીપાઇઓની એક નાની ટુકડી સાથ ત્યાં રહે છે, તથા એક મેજીસ્ત્રેટની સત્તા ધરાવે છે.

ત્યાં એક કુદરતી સારૂં બારૂં આવેલું હોવાથી સને ૧૮૭૫ ના સાલમાં **પીરમ કોલ કુાં૦** ને વેલાયતથી આવતી જતી આગબોટોને કોલસો, પાણી, ખોરાક પુરૂં પાડવાના વપરાસ માટે આ ટાપુનો અરધો વીસ્તાર જેટલી જમીનની અંગ્રેજ સરકારે પરવાનગી આપી છે, જેથી ઉપલી કુાં૦ ત્યાં મોટો ધંધો ચલાવે છે. પીરમમાં કુદરતી પાણી બીલકુલ મળતું નથી. કન્ડેનસરો મારફતે ખારૂં પાણી મીઠું કરી પીવામાં તેમજ આગબોટોના વપરાસ માટે આપે છે.

આરબ લોકો પીરમના ટાપુને "મયુન" કરી કહે છે. ઇસ્ટર્ન ટેલીગ્રાફ કુાં૦ નું તે એક અગત્યનું મથક છે. એડન, જબુતી, સેખ સયદ સાથ તારનો વેહવાર ચાલે છે. એડનથી ૧૨ કલાકમાં દરીઆ માર્ગે પીરમ જવાય છે.

મોખા બંદરના પડી ભાંગવા સાથ તુરકી સલતનત હસ્તકનું **હોદેદા** બંદર વેપારવણજમાં આગળ વધતું જાય છે, જેથી એડનના ભોગે મોટો ભાગ યમનમાં ઉત્પન્ન થયલો સઘળો માલ કાફી વગેરે હાલ હોદેદાથી દુર દેશાવરના બંદરો ઉપર ચઢાવવામાં આવે છે. હોદેદાની વસ્તી ૬૦૦૦૦ માણસોની છે.

હોદેદા.

કેટલાંક વરસો થયાં તુરકીઓ, આરબ જાતો ઉપર પગપેસારો કરી આગળ વધી અંગ્રેજી સરહદ સુધી આવી લાગ્યા હતા.

૧૯૦૧ ના વરસમાં આરબો અને તુરકીઓ વચ્ચે પડેલા મતફેર તથ ફેસાદનો અંત લાવવાને એક લશ્કરી ટુકડી અંગ્રેજોએ મોકલી આપી હતી, જેનાં પરિણામમાં એક કીલ્લો જમીન-દોસ્ત કરી સરકારે પારકા મુલકની સરહદો નક્કી કરવાને એક **બાઉનડરી કમીશન** નેમ્યું હતું. એડનથી હોદેદા જતાં ૩૫ કલાક દરીઆઇ માર્ગે લાગે છે, તથા મોખા જતાં ૧૬ કલાક થાય છે.

Boundary Commission.

હોદેદામાં વાણીઆ, હોરાજી, પારસીઓ તથા હીંદુસ્તાનના બીજા દેશીઓની પેહેડીઓ છે, જે મોટા પાયા ઉપર વેપારવણજ ચલાવે છે.

સોમાલીલેંડ એડનની બરોબર સામે આફ્રીકાની ઉત્તર પુર્વે આવેલું છે. આ દેશ છેલ્લાં થોડાંક વરસ થયાં "**મેડ મુલ્લાં**" નામના અંગ્રેજોને ત્રાસ આપનાર મુસલમાન ધર્માભીમાની માણસ માટે પુશ્કળ જાણીતું થયું છે.

સોમાલીલેન્ડ.

ઇજીપશીઅનો સાઉડનની દક્ષીણે પોતાની સત્તા આગળ વધારતા આફ્રીકાના આ ભાગ તરફ આવી લાગ્યા અને બરબરાના કોસ્ટા ઉપર ઠરીઠામ થાય તે આગમજ આરબી પાશાના સને ૧૮૮૪ ના સાલના હુલ્લડ વખતે તેઓનું લશ્કર પાછું ખેંચી લેવું પડયું. ૧૮૮૫ માં અંગ્રેજોએ તેનું રક્ષણ કરવાને માથે લીધું અને ત્યારથી આજ સુધી ઘણાક નામીચા શીકારીઓ તથા મુસાફરો માટે શીકારગાહનું ઠીક મથક થઇ પડયું. અંગ્રેજી સોમાલીલેન્ડમાં પુશ્કળ સિંહ, હાથી વગેરેનો મોટો શિકાર મળતો હતો, પણ હાલ મોટે ભાગે તે ગોળી મારવાથી નાબુદ થયો છે. સોમાલીઓ બહાદુરીથી, ખુશમીજાજ તથા મગજનું સમતોલ-પણું રાખી અંગ્રેજ શિકારીઓના ગોઠીયા તરીકે શિકારી વર્ગમાં ઘણા

જાણીતા થયલા છે. એડનના સોમાલીઓથી તેઓ તદ્દન જુદો ખવાસ ધરાવે છે.

થોડાંક વરસ થયાં સોમાલીલેન્ડ ઉપર અંગ્રેજ, ફ્રેંચ, ઇટાલીઅન તથા એબીસીન્યન લોકોનું રક્ષણ ચાલે છે. અંગ્રેજ સોમાલીલેન્ડમાં એક કમીશનર તથા કોનસલ–જનરલની સત્તા ચાલે છે.

ત્યાં ત્રણ કાંઠે આવેલા **બરબરા, બુલહાર,** અને **ઝેલા** નામના બંદરો છે, જે એડનથી ૧૪૦ મૈલ દુર છે. ત્યાં ૧૫ કલાકમાં એડનથી દરીઆ માર્ગે જવાય છે. દરેક ઠેકાણે એક બ્રીટીશ વાઇસ કોનસલ વસે છે.

બરબરા.

**બરબરામાં** એક સુંદર કુદરતી બારૂં આવ્યું છે, જે બ્રીટીશ કોનસલ જનરલનું મુખ્ય મથક છે.

૩૦ મૈલ અંદર સપાટ જમીનને રસ્તે સુંદર પહાડો આવ્યા છે, જેની ૪૦૦૦ ફીટ ઉંચી ટોંચ ઘાસચારો તથા લીલોતરીથી ભરપુર છે. એ પહાડો ઉપર એડનના વસનારાઓ માટે **હવા ખાવા** માટે જવાને અનુકુળ થઇ પડે એવું છે. એડનમાં આવતાં ગાય **ઢોર, મેઢાં બકરાં** સોમાલીલેન્ડથી આવે છે. સોમાલીલેન્ડની આબોહવા સુકી, તાજગી તથા તંદરોસ્તી આપનારી છે. ત્યાં ગામો તથા મુલકો નથી. કીનારે કીનારે થોડીક વસ્તી હોય છે. ત્યાંનાં રહેવાશીઓ મુખ્ય ભાગે ખેડુતની જીંદગી ગુજારે છે, અને તેઓના મેઢાં બકરાંને ચરવા માટે જેમ એક જગ્યાથી બીજી જગ્યાએ જાય છે તેમ ત્યાં છાવણી કરી જરીબા બનાવી રહે છે.

૧૯૦૧ માં મેડ મુલ્લાં સામે અંગ્રેજોએ સોમાલી લશ્કરની એક ટુકડી મોકલી આપી. મુલ્લાં નાશી ગયો અને ત્યાર બાદ અંગ્રેજી લશ્કરને પુષ્કળ સતાવા માંડી ભારે ખુવારી કરી અંતે સલાહ કરી છે.

## ફ્રેંચ સોમાલીલેન્ડ.

જબુતી.

સને ૧૮૭૦ થી ફ્રેંચ લોકો એડનના અખાતમાં બહુ ચાલાકી બતાવતા આવ્યા છે. તાજુરાના અખાતમાં “જબુતી” નામના ગામડાંમાં તેઓએ એક સુંદર બારૂં શોધી કાઢયું છે. હાલ તેઓએ જબુતીથી એક રેલવે સડક નાખી છે, જે એબીસીન્યાના રાજા મનલેકની રાજધાની હરાર સુધી લંબાવી છે. પશ્ચિમ સોમાલીલૅન્ડનો વેપાર જબુતી મારફતે વધવા માંડયો છે.

પુર્વ સોમાલીલેન્ડનો વેપાર અંગ્રેજ સરકારની હકુમત તળે આવેલા "ઝેલા" બંદર મારફતે થાય છે.

ઝેલા.

ઇટાલ્યન લોકોએ રાતા સમુદ્રમાં આવેલા આફ્રીકાના કીનારા ઉપર પુર્વ સોમાલીલેન્ડમાં "ઇરીત્રીઆ" નામનું સંસ્થાન વસાવ્યું છે, જ્યાં ઇટાલ્યન કોનસલ જનરલ વસે છે.

ઇરીત્રીઆ.

સને ૧૮૯૦ માં એબીસીન્યન અને ઇટાલીયનો વચ્ચે થયલી ભયંકર "એડોવા"ની લડાઇને લીધે "ઇરીત્રીઆ" જાણીતું થયલું છે. ત્યાં "મસોવા" અને "અસાબ" નામના બે કીનારે આવેલાં શહેર છે.

મસોવા.

"મસોવા" એડનથી ૪૮ કલાકના દરીઆઇ માર્ગે જવાય છે, જે ઇરીત્રીઆના ગવરનરનું મુખ્ય મથક જાણીતું શહેર અને બંદર થયું છે.

"આસમારા" ૬૦૦૦ ફીટ ઉંચે આવેલું છે, અને મસોવાથી ૧૨ કલાકના રસ્તા ઉપર છે, જ્યાં ગરમીમાં હવા ખાવા માટે શીતળ ટેકરીઓ છે.

આસમારા.

એડનની આજુબાજુ આવેલી આરબ જાતોમાં અંગ્રેજી સરહદ તરફ આવેલી **મુખ્ય આરબ જાતો ત્રણ છે:**—અબદાલી, ફદથલી, અકરબી તેઓને અંગ્રેજ તરફથી સાલીઆણું મળે છે, તથા અંગ્રેજી રક્ષણ હેઠલ છે.

**અબદલી** જાત ઘણી સુધરેલી તથા થોડી લડાયક છે. તેઓની સંખ્યા ૧૨ થી ૧૫ હજાર માણસોની છે. તેમની રાજધાની લાહજ અથવા અલ હોતાહ છે, જે શેખ ઉસમાનથી ૧૬ મૈલ અને એડન ગામથી ૨૩ મૈલ દુર છે.

અબદલી.

**સુલતાન સર અહમદ ફડથલી** કે. સી. એસ. આઇ. સને ૧૮૯૮ માં અબદલી જાતનો સુલતાન થયો હતો. તેની ઉમર ૫૦ વરસની છે. તેને દર માસે ૧૬૪૧ ડાલરનું સાલીઆણું મળે છે, તથા ૯ તોપોનું માન મળે છે.

લાહજનો સુલતાન.

૧૯૦૩ માં દીલ્હી દરબારમાં તેણે હાજરી આપી હતી, જે વેળા તેને કે. સી. એસ. આઇ. નો ખેતાબ મળ્યો હતો. એડનથી આવતા જતા કાફલા ઉપર તે જગાત નાંખે છે, જેથી તેને પુષ્કળ આમદાની થાય છે.

હાલ તેણે પોતાના મુલકમાં એડનથી નોબત ડાકીન સુધી આગગાડીની સડક બાંધવાની ખાહેશ દેખાડી છે.

**ફડથલી** જાત ૬૦૦૦ લડાયક પુરૂષોની બનેલી છે. લાહજની પુર્વ ૧૦૦ મૈલ સુધી દરીએ કાંઠે તેઓનો મુલક આવેલો છે. તેઓ લડાયક અને સ્વતંત્ર ખવાસ ધરાવે છે. તેઓનું મુખ્ય શેહર "શકરા" છે, જે વેપારનું બારૂં છે. ત્યાંથી પુશ્કળ માછલી આવે છે.

ફડથલી.

૧૮૭૭ માં **સુલતાન અહમદ હુસન, ફડથલીનો સુલતાન** થયો. તેની ઉમર ૪૭ વરસની છે. દર માસે ૧૮૦ ડાલરનું તેને સાલીઆણું મળે છે, અને ૯ તોપનું માન મળે છે. તેણે થોડી કેળવણી લીધી છે. પણ આગલા સુલતાનો કરતાં તે વધુ સત્તા ભરેલી હાકેમી ભોગવે છે. હાલ તે એડનના સતાવાળા સાથે સુલેહભરેલી રીતે વર્તે છે.

સુલતાન.

અકરબી જાત નાની છે. તોપણ તે બહાદુરી માટે ઘણી જાણીતી થઇ છે.

**અંગ્રેજોની સત્તા નીચલી આરબ જાતો** ઉપર છે. ઘણું કરી સઘળાને અંગ્રેજો તરફથી સાળીઆણું મળે છે.

બીજી આરબ જાતો

અબદલી, ફડથલી, અકરબી, હોશાબી, સુબેહી, ઓલાકી, યાફઇ, અમીરી, અલાવી, વાહાદી, તથા હોરા અને ઇરકાના સરદાર અને કીશન શેહર તથા સોકોટ્રા (માહરી)નું ટાપુ. શહર અને મકાલાના કાઇતી સરદાર એકજ આરબ રાજકર્તા છે, જે એક હજાર માણસનું લશ્કર રાખે છે અને જેની સાથ અંગ્રેજોને વ્યવહાર છે.

**હોશાબી:-**

અલી બીન માનીને તેની જાતે હાલ સુલતાન બનાવ્યા છે. અંગ્રેજ સરકાર તરફથી મહીને દહાડે તેને ૧૩૬ ડાલરનું સાલીઆણું મલે છે.

હોશાબી.

**અમીરી:—**

**સૈફ** બીન **સૈફ** અબદુલ હાઇદ હાલનો ધાલાનો અમીર છે. તેની ઉમર ૪૮ વરસની છે. તુરકી સરહદ ઉપર તેની હાલત મુશકેલ છે, પણ બાઉનડરી કમીશનથી હાલ મજબુત થઇ છે. ધાલામાં હાલ એક અંગ્રેજ અમલદાર રાખયો છે, જે અમીરને જોઇતી સલાહ આપે છે. અમીર અંગ્રેજોને વફાદાર છે. દર માસે ૧૦૦ ડાલરનું અંગ્રેજ તેને સાલીઆણું આપે છે, તથા ૫૦ માણસનું લશ્કર રાખવાની સરતે બીજી એટલીજ રકમ આપે છે. ઉપલાં સાલીઆણા આપતી વખતે ડાલરની કીંમત રૂ. ૨ ગણાય છે.

અમીર.

# લોરડ લેમીંગટન.

## મુંબઇના ગવરનર.

---

## ઇરાની અખાત ભણી લોરડ લેમીંગટનનો પ્રવાસ.

### મકાલાના સુલતાન તરફની નવાઇ જેવી ભેટો.

### સોકોત્રાની મુલાકાત.

### અરસપરસ નાક ઘસડીને સલામ કરવાનો રીવાજ.

તા૦ ૧૦ મી એપ્રીલ ૧૯૦૭ને દીને મુંબઇના નામદાર ગવરનર લોરડ લેમીંગટન સરકારી સ્ટીમર "ડફરીન" માં **ઇરાની અખાત ભણી આવેલાં મકાલા** ખાતે જઇ પુગા હતા. એ બંદર એડનથી ૨૩૦ માઇલને છેટે આવેલું છે, અને તે સુલતાન અવાદતની સલતનતનું પાયતખત શેહેર છે. તયાંના દરીયા કાંઠે ઘરો ઢીસોઢીસ બાંધેલાં છે અને તેની પેલી મેર ટેકરીઓ આવેલી છે. ટેકરીઓ તદન ઉજડ અને કાંઇ પણ વનસ્પતી યા ઝાડો વગરની છે. માત્ર થોડાંક ઝાડો સુલતાનના નવા મેહેલના કંપાઉંડમાંજ નજરે પડે છે.

### સુલતાનના દીકરાને ગવરનરની ભેટ.

**મકાલાના સુલતાન** એ પ્રસંગે દખણ હેદરાબાદ ખાતે હોવાથી તેવણના બેટા સુલતાન ગાલીબ અને નબીરા સુલતાન સાલેહ નામદાર ગવરનરને આવકાર દેવા માટે તેવણની સ્ટીમર ઉપર ગયા હતા. એ પ્રસંગે નામદાર ગવરનરના બોડીગારડો વગેરે સફ સમારીને તેઓને આવકાર દેવા માટે ઉભા રહયા હતા. નામદાર ગવરનરે પોતાના રસાલા જોડે બંને સુલતાનોને આવકાર દીધો હતો અને એક દુભાશીયા મારફતે તેઓ સાથ કેટલીક વાતચીત કરી હતી. એ પછી નામદાર ગવરનરે સોનાનું ઘડીયાળ, સાંકળી તથા સોનાના સીગરેટ કેસો બંને સુલતાનોને ભેટ આપ્યા હતા, જે પછી તેઓ વીદાય થયા હતા. તયાર પછી નામદાર ગવરનર કીનારે ઉતરયા હતા, જે પ્રસંગે નામદાર શહેનશાહની મનવાર 'પરસીયસ' ઉપરથી તોપોની સલામી આપવામાં આવી હતી. મકાલાના સુલતાનની લશકરી ટુકડી બેંડ અને ઝુંડા સહીત નામદાર લોરડ લેમીંગટનને આવકાર દેવા માટે કીનારા ઉપર હાજર થઇ હતી. કીનારા ઉપર

ઉભા કરેલા મંડપમાં નામદાર લોર્ડ લેમીંગટન જવા પછી ત્યાં હાજર રહેલા શેખો તથા સરદારો સાથે તેવણુની ઓળખાણુ કરાવવામાં આવી હતી.

## લશકરી કવાયદ–ગવરનરને સુલતાન તરફની ભેટ.

તે પછી નામદાર ગવરનર હાજર રહેલી લશકરી ટુકડીની તપાસ કરીને સુલતાનના મેહેલ તરફ જવા નીકળયા. એ વખતે રસતા ઉપર ઉલટમંદ લોકોની મોટી ઠઠ ભેગી મળેલી હતી. આખે રસતે સુલતાનના લશકરી સીપાહો પણુ હારેદોર ઉભા હતા. એ સીપાહોએ પોતાની કમર આગળથી એક કપડું નીચે પગ સુધીનું વીટાળેલું હતું, જે ઉપરાંત તેઓનાં શરીર ઉપર બીજું કાંઇ વસ્ત્ર હતું નહીં. તેમાં તેઓએ જંબીયા, કટારી વગેરે હથીયારો ખોસેલાં હતાં. કેટલાક સીપાહોએ પોતાના માથા ઉપર લાંબા બાલ રાખયા હતા, કેટલાકોના બાલ ટુંકા હતા, જયારે બીજા કેટલાકોના માથા સદંતર બોડી કહાડેલાં હતાં. ઘરોનાં છાપરાં ઉપર આરબ સ્ત્રીઓ મોહડાં ઉપર જાડા બુરખા નાંખીને નામદાર ગવરનરને જોવા ભેગી મળેલી હતી. સુલતાનના મેહેલ આગળ નામદાર ગવરનરના માનમાં એક બીજી લશકરી ટુકડી બેંડ સાથે ઉભેલી હતી. સુલતાનના બેટાને વળતી મુલાકાત આપયા પછી નામદાર ગવરનર ઘોડા ઉપર સવાર થઇને **મકાલાનું પાણીનું બાંધકામ** જોવા ગયા હતા. એજ દીને પાછલા પોહોરના નામદાર સુલતાનના મેહેલ આગળ લશકરી કવાયદ કરવામાં આવી હતી, જે જોવા માટે નામદાર ગવરનર હાજર થયા હતા. લશકરી સીપાહોમાં ઘણી સારી ડીસીપલીન જોવામાં આવી હતી. લશકરી કવાયદ પુરી થવા પછી પોલીસ સીપાહોની કવાયદ થઇ હતી. કવાયદ પુરી થવા પછી નામદાર ગવરનરને સુલતાન તરફથી કેટલીક કીંમતી અને નવાઇ જેવી ભેટો આપવામાં આવી હતી. ત્યારબાદ નામદાર ગવરનર સુલતાનના બેટા સાથે એક સરઘસના આકારમાં બંદર ઉપર જવા ઉપડયા અને સુલતાન માટે બાંધવામાં આવતો નવો મેહેલ જોવા ગયા, તે પછી મકાલાની જેલ, હાઇ કોર્ટ, મસજીદ વગેરેની નામદાર ગવરનરે મુલાકાત લીધી. રાતના નામદાર ગવરનરે સુલતાનના બેટા સાથે ખાણું લીધું હતું.

## ખાણા ઉપર લેવાયલી સલામતી–આતશબાજી અને ગાનતાન.

ખાણા ઉપર સુલતાનના બેટાએ નામદાર શેહેનશાહની તેમજ લોરડ લેમીંગટનની સલામતીઓ લીધી હતી. તે માટે અને પોતાની થયલી પરોણાગત માટે લોરડ લેમીંગટને વળતો આભાર માનયો અને જણાવયું કે **મકાલાની મુલાકાત લેનાર હું પહેલોજ ગવરનર** છું તેથી મને ખુશાલી ઉપજે છે. મકાલાના સુલતાનની વફાદારી ઉપર મને પુરતો ભરૂસો છે. એ પછી નામદાર ગવરનરે મકાલાના સુલતાન, તેવણના બેટા તથા નબીરાની સલામતી લેવાડી હતી. ખાણું પુરૂં થયા પછી આતશબાજી છોડવામાં આવી હતી અને ગાનતાન ચાલયું હતું. એ દીને આખાં શેહેરમાં રોશની કરવામાં આવી હતી. કેટલાક વેપારીઓ સાથે નામદાર ગવરનરની ઓળખાણ કરાવયા બાદ નામદાર લોર્ડ લેમીંગટન રાતના ૧૧ કલાકે સ્ટીમર "ડફરીન" ઉપર પાછા ફરયા હતા.

## સોકોત્રાની મુલાકાત.

સુકરવાર તા૰ ૧૨ મી એપ્રીલને દીને સરકારી સ્ટીમર "ડફરીને" સોકોત્રા ટાપુના પાયતખત શેહેરના બારાંમાં લંગર નાખયું હતું. એ શેહેર હડીબો અથવા ટમારીડાના નામથી ઓળખાય છે. એ ટાપુના સરદારે બીજા કોઇ પણ યુરોપીયન રાજયો સાથે વહેવાર નહી રાખવાની બ્રીટીશ સરકારને કબુલાત આપેલી છે. એ ઉપરાંત ભાંગી ગયલાં અથવા મુશકેલીમાં આવેલાં બારકસોને મદદ કરવાને પણ સોકોત્રાનો સરદાર બંધાયલો છે, જે માટે તેને ૩૫૦ ડાલરનું સાલીયાણું બ્રીટીશ સરકાર તરફથી મળે છે. સોકોત્રાનું પાયતખત શેહેર એક નાના ગામડાં જેવું છે. સોકોત્રાનો સુલતાન, સુલતાનઅલી એક બુઢો આરબ છે અને અરબસતાનના દક્ષીણ કીનારા ઉપર આવેલાં કીશન ખાતે રહે છે. તે સોકોત્રાની મુલાકાત કવચીતજ લે છે. તેનો **ભત્રીજો તેની જગાએ સોકોત્રામાં હાકમાઇ ચલાવે છે.** એ ભત્રીજો સુલતાન અબદલ્લા બીન ઇસા નામદાર ગવરનરને આવકાર દેવા માટે તેવણની સ્ટીમર ઉપર ગયો હતો. કેટલીક વાતચીત પછી નામદાર ગવરનરે એક બંદુક તથા પઇસાની કેટલીક થેલીઓ સુલતાન અબદલ્લાને ભેટ આપી હતી.

## ગવરનરના માથા ઉપરથી પસાર થયલી બંદુકની ગોળી.

સુલતાન સ્ટીમર ઉપરથી વીદાય થવા પછી નામદાર ગવરનર પોતાના રસાલા જોડે કીનારે ગયા હતા. તેવણની બોટ કીનારા નજદીક જઇ પુગતાં સુલતાનના કીનારે ઉભેલા સીપાહીઓએ નામદાર ગવરનરનાં માનમાં ખુશાલીના ગોળીબાર કર્યા હતા. પણ **બંદુકમાંથી છુટેલી ગોળીઓ નામદાર ગવરનરની ટોળીના માથા ઉપરથી** પસાર થઇ જવાથી એ નવાઇ જેવો આવકાર ચીંતા ઉપજાવનારો થઇ પડયો હતો. કીનારે ઉતર્યા પછી નામદાર ગવરનરના માનમાં ત્યાંના દેશીઓએ ડેનસ કરી બતાવયો હતો, જે પુરો થવા પછી બપોર પડતાં નામદાર ગવરનર માંહેલા ભાગમાં ફરવા જવા નીકળયા હતા. એક મધયમ કદનું એક મજલાનું ઘર આવી પુગતાં તે સુલતાનના મહેલ તરીકે ઓળખાવવામાં આવયું હતું. ગામડામાં આગળ ચાલતાં બે મસજીદો જોવામાં આવી હતી પણ **દુકાન તો એકબી જણાઇ હતી** નહીં. **સોકોત્રામાં દશ ફીટની ઉંડાઇથી પુરતું પાણી મળી શકે છે.** ત્યાં ટેકરા ટેકરીઓ પુશકળ છે અને પાણીના ઝરાઓ પણ ઘણા વહે છે. પાણી આટલું બધું મળવા છતાં એક એકર જેટલી જમીન ઉપર પણ **ખેતી કરેલી જણાતી નથી.** એ ઉપરથી તયાંના લોકોની આળસાઇનો કાંઇ ખ્યાલ કરી શકાશે, એ ટાપુ **ઉપર જંગલી ગધેડાં** સીવાય બીજા કોઇ પણ જાતના જાનવરનો શીકાર મળયો ન હતો.

## ખજુરી ઉપર સઘળો આધાર—સલામ કરવાની નવાઇ જેવી રીત.

સોકોત્રાના લોકો દુનીયાના બીજા ભાગોના લોકો સાથે કાંઇ પણ વહેવાર રાખતા નથી. તેઓનો **મુખ્ય ખોરાક ખજુર** છે, જે મોટા જથામાં એ ટાપુ ઉપર ઉગે છે. ખજુરીના પાત્રાની ઝાવલીઓ બનાવી તે ઝુપડાંઓ બાંધવાના ઉપયોગમાં લેવામાં આવે છે. વળી એ ઝાડના રેસામાંથી દોરડાં પણ ગુંથવામાં આવે છે. તેમજ પાતરાંની ટોપલીઓ બનાવવામાં આવે છે. ટુકમાં સોકોત્રાના લોકો પોતાને જોઇતી લગભગ **દરેક ચીજનો આધાર એ એકજ ઝાડ ઉપર રાખે છે.** સોકોત્રાના લોકોની સલામ કરવાની રીત નવાઇ જેવી છે. બે આસામીઓ જો રસ્તા ઉપર મળે તો **એક આસામી સામા ધણીના નાક સાથે પોતાનું નાક મસળીને સલામ કરે છે.** પણ કોઇ ઉતરતી પંકતીનો

આસામી જો સુલતાનને સલામ કરવાનો હોય છે તો તે પોતાનું નાક સુલતાનના નાક સાથે નહી પણ સુલતાનના હાથ સાથે ઘસડીને તેને સલામ કરે છે.

## નામદાર ગવરનર એડનમાં.

મુંબઇના નામદાર ગવરનર એડન અને તેના તાબાને લગતા પ્રાંતોની તપાસે નીકળેલા સોમવાર તા૦ ૮ મીએ સવારે રાતા સમુદરને નાકે આવેલા પીરીમના ટાપુ ઉપર ઉતરયા હતા, જ્યાં સરકારી મથકો તથા **હાજીઓ માટે બાંધેલી મોટી છાવણી** વગેરેની તપાસ લીધી હતી. એડનથી નામદાર ગવરનરને મલવા માટે રેસીડંટ સાહેબ તથા તેમના મદદનીશ કેપટન હેનકોક સરકારી આગબોટ "મીંટો"માં પીરમ ગયા હતા. પીરમમાં આખો દીવસ રહયા બાદ રાતના આઠ કલાકે સરકારી સ્ટીમર "ડફરીને" મકાલાના બંદર તરફ હંકારયું હતું. એ બાદ મકાલાના સુલતાનના પ્રતીનીધી તરીકે સુલતાન ગાલેબ બીન આમદ નામદાર ગવરનરની મુલાકાતે સ્ટીમર ઉપર આવયા હતા અને ગવરનર સાહેબને કીનારે ઉતરવાને આગ્રહ કરયો હતો. નામદાર ગવરનર કીનારે ઉતરતાં મકાલાના સુલતાનની પલટણની એક ગારડ ઓફ ઓનરે હથીયાર નમાવી માન આપ્યુ હતું. નામદાર ગવરનર મેહેલ ભણી હંકારી ગયા અને સુલતાનને વળતી મુલાકાત આપી હતી. બપોરનું ખાણું સુલતાન સાથે તેવણે લીધું હતું. જોવાલાયક જગાઓ જોઇ ગવરનર સાંજે ૭ વાગે મેહેલમાં પાછા ફરયા હતા. સુલતાને ગવરનરના માનમાં રાતે ખાણું આપયું હતું. રાતે આખા શહેરમાં રોશની કરવામાં આવી હતી, અને આતશબાજી છોડવામાં આવી હતી. ખાણા ઉપર રાએતાની સલામતીઓ લેવામાં આવી હતી. ખાણું પુરૂં થવા પછી પરોણાઓના માનમાં "મચાક" નામનો આરબોનો ઘોડેસ્વારીનો ડાનસ કરવામાં આવયો હતો, જે પછી ગવરનર અને પારટી મનવાર ઉપર ગયાં હતાં. આ વેલાએ સુલતાન અને ગવરનર વચ્ચે અરસપરસની ભેટ સોગાદો થઇ હતી. સુલતાને જુના લડાયક હથયારો, તલવાર, ઘોડા વગેરે ભેટ આપ્યાં હતાં. ગવરનર તા૦ ૧૦ મીએ મધરાતે ઉપડી તા૦ ૧૨ મીએ બપોરે **સોકોત્રા** જઇ પુગયા હતા. સુલતાન સાથની મુલાકાત પછી ઉંટ ઉપર સવાર થઇને ગવરનર કીચેન ગયા હતા, જ્યાં મીઠાં પાણીનું તળાવ તથા સંખયાબંધ ઝરાઓ છે. રાતે તયાંજ તંબુ

નાંખી તેવણુ રહયા. તા૦ ૧૩ મીએ બપોરે સોકોત્રે આવી પુગયા હતા અને તરતજ સરકારી સટીમર ઉપર સવાર થઇ **સુગરાના બંદરે** જવા માટે ઉપડયા હતા, જયાં તા૦ ૧૫ મીએ સવારના દશ કલાકે જઇ પુગયા હતા. એ “સુગરા” નું બંદર એડનની નજદીક આવેલા “ફડલી” તાયફાવાળા સુલતાનના તાબા હેઠળ છે. સુગરા ખાતે તયાંના સુલતાનની પરોણાગત ચાખી લોરડ લેમીંગટન તયાંથી મધરાતના ઉપડેલા એડન ખાતે તા૦ ૧૬ મીએ સવારે આવી પુગયા હતા. એ નામદારની પધરામણી જાહેર હોવાથી અત્રેના સતાવાળાઓ તરફથી બંદર ઉપર હાજર થવા માટે વેપારીઓ વગેરેને ચીઠી મારફતે ઇજન થયાં હતાં, જેની રૂએ બંદર ઉપર સરકારી અમલદારો અને જાહેર પ્રજાનો એક મોટો મેળાવડો કલાક સાડાનવને અમલે ભેગો મળયો હતો. ૧૦ વાગે નામદાર ગવરનર કીનારે ઉતરતાં સલામી આપનારી બેટરી ઉપરથી તોપો છોડવામાં આવી હતી. સફોક રીજમીટની એક ટુકડી ગારડ ઓફ ઓનર તરીકે ઉભી હતી. તેની તપાસ લીધા બાદ પાછા ફરતા એડનનાં રહીશો તરફથી **શેઠ હોરમસજી કાવસજી એડનવાળાએ એ નામદારને એડનમાં આવકાર આપનારૂં માનપત્ર વાંચી સંભળાવયું હતું.** એનો ઉતર નામદાર ગવરનરે વાળતાં જણાવયું કે, એડનનાં શેહેરીઓનો તેમનાં આપેલા આવકાર માટે હું ઉપકાર માનું છું. એડન માટે ધારાના નવા કાયદાઓ માટે તમોએ જે વીવેચન કીધું છે તે માટે જાણવું અગતનું થઇ પડશે કે એડનને લગતા દરેક સવાલો મારી જાતી રૂબરૂમાં હાજર કરવામાં આવે છે અને એ દેશને લગતા દરેક સવાલોમાં હું ઘણો ઉલટભર ભાગ લઉં છું, પણ તમારી જરૂરીયાતો વીગતવાર દર્શાવેલી ન હોવાથી હું તે માટે હાલ કાંઇ ચોકસ બોલી શકતો નથી, પણ જ્યારે આ સવાલ મારી સનમુખ રજુ થશે ત્યારે હું તે ઉપર પુરતું લક્ષ આપીશ. તે પછી શેઠ હોરમસજી કાવસજીએ ડેપયુટેશનના ગ્રહસ્થોની ગવરનર સાથે ઓળખાણ કરાવી હતી.

ગવરનરે આખો દીવસ રેસીડનસીમાં સરકારી કામકાજ આટોપવામાં ગુજારયો હતો. સાંજે તેવણ શેહેરમાં ફરવા નીકળયા હતા. એ દીને રાતે રેસીડંટે ‘એટહોમ’નો મેળાવડો કીધો હતો, જ્યાં શેઠ હોરમસજી એડનવાળા અને બીજા થોડાક હીંદીવાનોને પણ નોતરવામાં

આવ્યા હતા. બુધવારે સવારે ગવરનર ૨૫ માઇલ દુર આવેલાં લાહજ શેહર-માં ગયા હતા, જ્યાં ત્યાંના સુલતાન સર આહમદ બીન ફડલ કે. સી. આઇ. ઇ. ની તેવણે મુલાકાત લીધી હતી. દારઅલ અમીરથી ૧૦ માઇલને છેટેના લાહેજ શેહેર સુધી સુલતાનના સીપાહો સફસમારી ઉભા રહ્યા હતા, જેઓએ ગવરનર પસાર થતાં હથીઆર નમાવી બંદુકના બાર કરી તેવણને માન આપ્યું હતું. આવકાર દેવાનો ખરીતો સુલતાનના સેક્રેટરી મી૦ હુસેન અબલયાએ વાંચી સંભળાવ્યો હતો, જે બાદ સરવે જણા બપોરના ખાણાં ઉપર બીરાજ્યા હતા. સાંજના નામદાર ગવરનર એ શેહેરમાં ફરવા નીકળ્યા હતા. રાતના પણ સુલતાન તરફથી એ નામ-દારને ખાણું આપવામાં આવ્યું હતું, જે પ્રસંગે અરસપરસ સલામતી લેવામાં આવી હતી. રાતનાં મહેલનાં ચોગાનમાં "મસાફ" નામનો ઘોડે-સ્વારીની કસરત સાથનો આરબ અખાડો કરવામાં આવ્યો હતો. ભરેસ-પતવારે બપોરનાં લાહેજથી નીકળેલા ગવરનર સાંજનાં ચાર વાગે એડન પાછા ફર્યા હતા. ભરેસપતવારે સહવારના તે નામદાર કીનારે ઉતરી તવાહી ખાતેની યુરોપીયન જેનરલ આસપીટાલ, કોનવેંટ સ્કુલ અને સરકારી સ્કુલની તપાસ લીધી હતી. તે નામદારે બપોરનાં ૧૨ કલાકે ગામ ખાતે આવેલી સીવીલ ઓસપીટાલની મુલાકાત લીધી હતી, જે વખતે ગવરનર સાથે અત્રેનાં પ્રીનસીપલ મેડીકલ આફીસર કરનલ હેનડરસન હાજર હતા. એક કલાક સુધી આસપીટાલની તપાસ લીધા બાદ તે નામદાર પોતાની આગબોટ ઉપર પાછા વીદાય થયા હતા. એજ દીને રાતના ગવરનરે સરકારી આગબોટ ઉપર અત્રેના સરકારી અમલદારો વગેરેને ખાણુ આપયું હતું, જેમાં હાજર થવાને શેઠ હોરમસજી કાવસજી દીનશાહને પણ આમંત્રણ થએલું હોવાથી એઓ શેઠે પણ સરકારી આગબોટ ઉપર ખાણાં વેળા હાજરી આપી હતી. તે બાદ રાતના મધરાતે સરકારી આગબોટ મુંબઇ જવા માટે એડનનું બારૂં છોડી ગઇ હતી. મુંબઇ જતાં મારગમાં આવેલા "કુરીઆ મુરીયા"ના ટાપુની એ નામદારે મુલાકાત લીધી હતી.

---

# એક ઘરડા સુલતાનની કહાણી.

---

## નામદાર ગવરનરની સફર—આરબ મુલકની મુલાકાત.

---

તા૦ ૧૫ મી એપ્રીલ ૧૯૦૪ ને દીને બપોરના નામદાર ગવરનર, મનવાર 'ડફરીન' ઉપર સવાર થયલા **સુગરા ખાતે** જઇ પુગયા હતા. ફાદ-અલી નામે ઓળખાતી સ્વતંત્ર અને લડાયક આરબ જાતનું તે મુખ્ય બંદર છે, અને તયાં તેમના બે મોટા જીલ્લા આવે છે. તે બંદર તથા એડન વચ્ચે વનજારોની જાવઆવને સારૂ એક સારો રસ્તો બાંધેલો છે. **ફાદઅલી સુલતાનની** તવારીખ જાણવા જોગ છે. તેની પ્રજાએ તેને એક વેળા ગાદી ઉપરથી ઉડાડી મુકયો હતો કારણ કે પ્રજાને એવો શક ઉપજયો હતો કે તેણે પોતાના ભાઇનું ખુન કર્યું હતું અને સુલતાને થોડો વખત હીંદુસ્તાનમાં આશરો લીધો હતો. થોડુંકની વાત ઉપર ત્યાંના સુલતાનનું મરણ નીપજયું અને આ સુલતાનને પાછી ગાદી આપવામાં આવી છે. તે ઘરડો અને નબળી કાઠીનો છે. તેનાથી બારકસ ઉપર આવી શકાયું હતું નહીં, જેથી તેણે પોતાના બેટાને અને દીકરાના દીકરાને પોતાના પ્રતીનીધી તરીકે નામદાર ગવરનરને આવકાર દેવાને મોકલયા હતા. આ તાજીમ તવાજાની મુલાકાત વેળા નામદાર સુલતાન સાથે તેમના બેટા મારફતે નામદાર ગવરનરે નાણાંની રકમની ભેટ મોકલી હતી અને સુલતાનના મેહુલમાં ખાણું લેવાનું આમંત્રણ નામદાર ગવરનરે સ્વી-કારયું હતું.

નામદાર ગવરનર મેહુલમાં પધાર્યા ત્યારે સુલતાને તેવણને આવકાર દીધો અને તે પછી તેવણ બારકસ ઉપર પાછા ફર્યા.

### અરબસ્તાનનો માંહેલો ભાગ.

તા૦ ૧૭ મીને દીને માંહેલા ભાગના બે દીવસના પ્રવાસે નામ-દાર ગવરનર નીકળયા હતા. **લાહેજ જીલ્લાના રાજધાની શહેર અલ-હાતાની મુલાકાત** લેવાની ગવરનરની નેમ હતી કે જ્યાં **અબદલી કોમવાળાઓનું** મુખ્ય મથક છે અને સુલતાનનો વસવાટ છે. તે જાતવાળા સરવથી વધુ સુધરેલા અને સરવથી ઓછા લડાયક ક-

હેવાય છે. એડનની સરહદ ઓળંગવા પછી નામદાર ગવરનરના રસાલામાં હથીયારબંધ થયલા ૫૦ ઉંટ સવારોની ટુકડી જોડાઇ હતી. તાપ સખત પડતો હતો. રસતામાં ઘોડા અને ઉંટ બદલવામાં આવયાં હતાં. નામદાર સુલતાન સર અહમદ ફાદહલી અને તેવણના બેટાએ નામદાર ગવરનરને આવકાર દીધો અને તેમને મેહેલમાં લઇ ગયા.

## દુભાશયા મારફતે માનપત્રનો જવાબ.

નામદાર ગવરનરને માનપત્ર આપવામાં આવયું અને તેવણે તેનો જવાબ એક દુભાશયા મારફતે વાળયો. નામદાર સુલતાને નામદાર ગવરનર સારૂ ખાનગી ઓરડાઓ તઇયાર રાખયા હતા, જેમાં જઇને નામદાર ગવરનરે આસાએશ લીધી. શેહેરમાં ભારે ધામધુમ થઇ રહી હતી અને ગવરનરની મુલાકાતથી એક તહેવાર પાળવામાં આવ્યો હતો. સુલતાને આ પ્રસંગની ખુશાલીમાં ઢોરો જબેહ કરાવી પોતાની પ્રજા વચ્ચે માંસ વહેંચયું હતું.

## ગવરનરની ઉંટપર સ્વારી.

બીજી સવારે નામદાર ગવરનર ઉંટપર સ્વાર થઇને નદી તરફ ગયા હતા, જે નદીના પાણી આ વખતે સુકાઇ ગયલાં હતાં. એ નદી શેહેરથી ચાર માઇલના છેટા ઉપર આવેલી છે. નદીની મુલાકાત લેવા પછી નામદાર સુલતાન સાથે કેટલીક અગતની બાબદો ઉપર વાતચીત કરવામાં નામદાર ગવરનર રોકાઇ ગયા હતા.

તે પછી નામદાર ગવરનર એડન ખાતે પાછા ફરયા અને ત્યાં બારાંના ત્રસ્ટ તથા બીજા અગતના સવાલ ઉપર પુછપરછ ચલાવી અને રાતના તેવણે 'ડફરીન' ઉપર એક ખાણું આપ્યું. તા૦ ૧૯ મીની મધરાતે 'ડફરીન' એડન ખાતેથી રવાના થયું હતું.



# પ્રકરણ ૧૪ મું.

રાજકારોબાર-લશકર-કોર્ટ દરબાર-કાયદા-બેંકો-એજન્સી-એલચી ખાતું-સીકકાનું ચલણ ઘેગડા-ભાડું-કા૦-આડત-સ્તીમરશીપ કા૦-કોસટીંગ આગબોટના દર, છેટા, અને વખત.

**રાજકારોબાર:—**

એડન મુંબઇની અંગ્રેજ સરકારની સત્તા હેઠલ છે, જ્યાં ઇન્ડીયન લસ્કરનો મેજર જનરલ એક રેસીડન્ટ તરીકે સઘલી લસ્કરી તેમજ સનદી સત્તા ધરાવે છે. તેને કામકાજમાં મદદ કરવાને મુંબઇના રાજદ્વારી ખાતાંના ૫ અમલદારો મુકરર થાય છે.

બારાંને લગતો વહીવટ બોર્ડ ઓફ ત્રસ્ટીઝના હાથમાં છે, જ્યારે મ્યુનીસીપલ વહીવટ રેસીડન્ટના હાથ હેઠલ નેમાયલી એક કારોબાર મંડલી એકઝીકયુટીવ કમીટી ચલાવે છે.

એડનમાં વેપારી ચેમ્બર ઓફ કૉમર્સ હસ્તી ધરાવે છે, પોલીટીકલ રેસીડન્ટો ન્યાયખાતું, મેહસુલખાતું વગેરે બીજું કામ બજાવે છે. કાયદા સંબંધી કામોમાં એડન બ્રીટીશ ઇન્ડીયાના એક ભાગ તરીકે ગણાય છે.

**લશ્કર** નીચે મુજબ રાખવામાં આવે છે.

કેવલરી—એડન ત્રુપ્સ દેશી.
રોયલ આરટીલરી—૩ બેટરી.
ઇનફનત્રી ગોરી રીજમીટ.
,, દેશી ,,
રોયલ એનજીનીઅરો.
મરીન—૧ ક્રુઝર નેવી.
,, —૧ રોયલ ઇન્ડીયન મરીન આગબોટ.
આર. એ. એમ. સી.
સબ મરીન માઇનીંગ રોયલ ઇ.

## કોર્ટ દરબાર.

### એડનને લાગુ પાડવા ધારેલા કાયદા.

ઇન્ડીયન પીનલ કોડ સરહદ તરફના ખુનીઓને લગતો કાયદો તથા થોડેક ભાગે ક્રીમીનલ પ્રોસીડયુર કોડ એડનના બારાંને લાગુ પાડવાનું

નક્કી કરવામાં આવ્યું છે, તો પણ એડનના રેસીડન્ટની ખાસ **પરવાનગી વગર કોઇબી ધારાના હીમાયતીને** એડનની કોઇબી કોર્ટમાં હાજર થવા દેવામાં આવશે નહી.

**એલચીખાતાં:—**

ઇટલી........... કોનસલ જનરલ–શીવેલીઅર એફ. સોલા–ક્રેટર.

એલચી ખાતાં. જરમની, નેધરલેન્ડસ, ઓસ્ત્રો હનગરી } કોનસલ–મી૦ એસ. સ્મક–ક્રેસન્ટ.

ફ્રાન્સ, સ્પેન, રશીયા } વાઇસ કોન્સલ–મી૦ એમ. રીસ–ક્રેટર.

બેલજીઅમ, નૉર્વે, સ્વીડન } કોનસલ–મી૦ જીઓ. ગોરડન–ક્રેસન્ટ.

ડેનમાર્ક ......કોનસલ–મી૦ સોમરવીલ મરે–ક્રેસન્ટ.

પોરટુગલ......કોનસલ–મી૦ હોરમશજી કાવશજી દીનશાહ–ક્રેસન્ટ.

ટરકી.........કોનસલ–મી૦ અબદુલા હુસેન અલી–ક્રેટર.

**અન્ડર સ્ટેટસ:—**

અમેરીકા......વાઇસ કોનસલ.

**બેંકો:—**

નેશનલ બેંક ઓફ ઇન્ડીયા–ક્રેસન્ટ અને ક્રેટર.

મેશરસ લુક થોમસ અને કું૦–ક્રેસન્ટ.

,, કાવશજી દીનશાહ તથા ભાઇઓ–ક્રેસન્ટ અને ક્રેટર.

| **કું૦** | **એજંટસ.** |
|---|---|
| લૉઇડસ... ... ... ... | મેશરસ લુક થોમસની કું૦ |
| નોર્થ બ્રીટીશ અને મરકનટાઇલ વીમાં કું૦ | ,, ,, ,, |
| સ્ટેન્ડર્ડ લાઇફ વીમા કું૦ ... | ,, ,, ,, |

| | |
|---|---|
| કીંગ અને કું૦ ... ... | શેઠો કાવશજી દીનશાહ તથા ભાઇઓ |
| ગ્રીન્ડલે ,, કું૦ ... ... | ,, ,, ,, |
| વૉટસન ,, કું૦ ... ... | ,, ,, ,, |
| રૉયલ નેવી ... ... ... | ,, ,, ,, |
| આરમી અને નેવી કોઓપરેટીવ સોસાયટી લી૦ | ,, ,, ,, |
| ઓરીએન્ટલ વીમા કું૦ ... | ,, ,, ,, |

## સ્ટીમશીપ કું૦

| | |
|---|---|
| પી૦ અને ઓ૦ કું૦ | એજન્ટ મી૦ ટી. મેજર |
| મેસેજરી મેરીટાઇમ કું૦ | ,, જી. મીલેટ |
| નોર્થ ડ્યુશર લોઇડ ,, | ,, એસ. સ્મક |
| બ્રીટીશ ઇન્ડીયા સ્ટીમ ને૦ | શેઠો કાવશજી દીનશાહ તથા ભાઇઓ |
| ઑસ્ટ્રો લોઇડ ,, | ,, ,, ,, ,, |
| રૂબેટીનો સ્ટીમ ને૦ એજન્ટ | સોસાયટી ઇટાલ્યાના |
| જરમન ઇસ્ટ આફ્રીકા | ,, ,, મી૦ એસ. સ્મક |
| બૉમ્બે એન્ડ પર્સ્યન ,, | ,,કાવશજી દીનશાહ તથા ભાઇઓ |

## કોસ્ટા ઉપર બંદર કરતી ફરતી આગબોટો.

શેઠ કાવશજી દીનશાહ તથા ભાઇઓ—બરબરા, ઝેલા, બુલહાર, (સોમાલી કોસ્ટ)

,, હોદેદા, મોખા વગેરે (રેડ સી)

,, મકલ્લા, (અરેબ્યન કોસ્ટ એડનનો અખાત.)

| | | |
|---|---|---|
| રૂબેતીનો | કું૦ | ઇરીટ્રીઆ (રેડ સી) ઇટાલ્યન સંસ્થાન. |
| ઇથીઓપીઅન રે૦ | ,, | જબુટી (ફ્રેંચ સોમાલીલેન્ડ) |
| મેસેજરી મેરીટાઇમ | ,, | ,, ( ,, ) |
| ખેડીવલ | ,, | સઘળાં રેડ સી બંદરો. |
| બૉમ્બે એન્ડ પર્સ્યન | ,, | પર્સ્યન ગલ્ફ ,, |
| પીરમ કોલ | ,, | પીરમ. |

## કોસ્ટીંગ આગબોટોના દર, છેટો અને વખત.

| એડનથી. | મૈલ. | વખત. | દર. | | ઉપડવાનો વખત. |
|---|---|---|---|---|---|
| | | | કેબીન. | ડેક. | |
| | | | રૂ. | રૂ. | |
| સોમાલી કોસ્ટ. | ૧૪૦ | ૧૫ કલાક | ૨૦ | ૫ | દર અઠવાડીએ. |
| હોદેદા અને અસાબ. | ૨૩૦ | ૩૫ ,, | ૨૫ | ૧૦ | ,, |
| પીરમ. | ૯૬ | ૧૨ ,, | ૨૦ | ૫ | ,, |
| મસોવા. | ૩૭૫ | ૪૮ ,, | ૫૦ | ૧૫ | ,, |

## ક્રેસન્ટમાં આવેલાં મકાનોની વીગત.

ટ્રેડ રેજીસ્ત્રેશન ઑફીસ.
સોલજર્સ કલ્બ.
ડબલ એન્કર સીગારેટ કુ૦
દીનશાહ કાવશજી—વાઇન સ્ટોર્સ વગેરે.
આબકારી આફીસ.
લુક થોમસની કુ૦—એંકરો, આડત્યા, કોનસલો.
કાવશજી દીનશાહ તથા ભાઇઓ ,, ,,
કાશમીર શૉપ—રૂપાંકામ, હીંદી બનાવટનો સામાન.
મનેહમ કાનજી—શાહમુર્ગનાં પીછાં.
ભીખાજી કાવશજી—વાઇન્સ, સ્ટોર્સ, ફરનીચર, દરજી વગેરે.
એદલજી માણેકજી—એજન્ટસ, દુબાશો, સ્ટોર્સ.
હોટેલ ડી યુરોપ—ફર્સ્ટ કલાસ.
ટરકીશ શૉપ—જાપાન, તુરકી તથા મીસરી સામાન.
પોલીસ સ્ટેશન.
બ્રીટાન્યા એનોનીમસ સોસાયટી—સીગરેટ.
વીકટોરીઆ હોટેલ.
જાપાનીસ શૉપ—પરચુટણ.

ઓરીએન્ટલ બઝાર-પરચુટણ.
આફ્રીકન બઝાર—,,
પાપાદીલી —સીગરેટ.
બાઇ જરબાઇ દવાખાનું.
જમશેદજી દાદાભાઇ-દરજી કન્ત્રાકટર.
કમીસરીઅટ આફીસ.
હાજી જાન મહમદ-સ્ટોર્સ, કપડાં.
નીમકના અગરોની આફીસ.
પાલનજી દીનશાહ વાઇન્સ સ્ટોર્સ એજન્ટસ.
એડન કોલ કું૦, એજન્ટો, કોન્સલો.
સોસાઇટી ઇટાલીઆના-એજંટસ, રૂબેટીનો કું૦.
નેશનલ બેંક ઓફ ઇન્ડીઆ.
ઇટાલ્યન કોનસલેટ જનરલ.
લીવરેટોની કું૦.
હોટેલ ડી યુનીવર્સ ફર્સ્ટ કલાસ.
ન્યુ ગુડસ શૅાપ-પરચુટણ રેશમી કાપડ ગલીચા.
જે. ડી. કુટીનો- સબી પાડનાર.

**રીડીંગ રૂમ, વર્તમાનપત્રો, તાર, બીલીયર્ડસ.**

મેશરસ કાવશજી દીનશાહ તથા ભાઇઓ, ક્રેસન્ટ.
મી૦ ભીખાજી કાવશજી.
,, દીનશાહ કાવશજી.
,, પાલનજી દીનશાહ.

**બજારભાવ.**

શાહમુર્ગના પીછાં ( ૪ પીછાંનુ ૧ બંડલ.)

| | | સફેદ. | | ગ્રે. | | કાલાં. |
|---|---|---|---|---|---|---|
| ઉંચી જાતના | રૂ. | ૧૬–૦ | રૂ. | ૫–૦ | રૂ. | ૧–૮ |
| વચલી ,, | ,, | ૧૦–૦ | ,, | ૨–૮ | ,, | ૦–૮ |
| હલકી ,, | ,, | ૨–૦ | ,, | ૦–૮ | ,, | ૦–૪ |
| બોઅસ ,, | ,, | ૫૦ થી ૧૫૦ | ,, | ૬ થી ૧૩ | ,, | ૧૪ થી ૨૫ |
| મફસ ,, | ,, | ૨૦ થી ૫૦ | ,, | ૪ થી ૬ | ,, | ૮ થી ૧૨ |

કાફી (મોખા) ૭ આના રતલના.
સીગરેટ રૂ. ૨ થી ૫ સુધી ૧૦૦.
સીગાર (ઇન્ડયન) રૂ. ૪ થી ૬ સુધી ૧૦૦.
antelope સીંગડા રૂ. ૫ એક જોડના.
વાઘનું ચામડું રૂ. ૫ થી વધુ.
રૂપાંકામ રૂ. ૧ા રૂપીઆભાર.

| | |
|---|---|
| બકરાંનું ગોશ ફરમાસુ ... ... ... | રૂ. ૦।)॥ રતલ ૧) |
| ગાયનું ગોશ ... ... ... ... | ,, ૦।) ,, |
| મરઘી પીલાં ... ... ... ... | ,, ૦।= દરેક |
| તાજી તરકારી ... ... ... ... | ,, ૧।।) એક મણ |
| પપેટા ... ... ... ... ... | ,, )- રતલ |
| પાંઉ ... ... ... ... ... | ,, )= ,, |
| દુધ ... ... ... ... ... | ,, )= ,, |
| ઇંડા ... ... ... ... ... | ,, ૦।= ડજન |
| આઇસ ... ... ... ... ... | ,, )- રતલ |
| બાળવાના લાકડાં ... ... ... | ,, પા॥≈ના ૭૮૪ રતલ |
| ચુલું ... ... ... ... ... | ,, ૦)॥ રતલ |
| ચણા ... ... ... ... ... | ,, ૨)= ના મણ |
| જવારી ... ... ... ... ... | ,, ૧ મણ |
| કરબી ... ... ... ... ... | ,, ૧ ના ૭૨) રતલ |
| લીલું ઘાસ ... ... ... ... | ,, ૧ ના ૪૫) રતલ |
| તેલ કેરોસીન ૧ લું નંબર ... ... ... | ,, ૩॥ ના ટીન. |
| ,, ૨ જું નંબર ... ... ... | ,, ૩ ના ટીન. |
| સંચાનું પાણી પીવાનું ... ... ... | ,, ૩)= ના ૧૦૦ ગ્યાલ |
| ,, ,, ,, હેલ લઇ જવાની ... | ,, ૦॥ ના ,, ,, |

**બોટ અથવા મછવા ભાડું.**

| | રૂ. આ. |
|---|---|
| એક ઉતારૂ માટે કીનારેથી આગબોટ સુધી... ... | ૦— ૪ |
| આવવા જવાના ૧૫ મીનીટના વીસામા સાથ... ... | ૦— ૬ |
| ૧૫ મીનીટ બાદ અરધો કલાક ખોટી રાખવા માટે ... | ૦— ૩ |

આખો દીવસ આખી બોટ રોકવાના ... ...૪– ૦
કલાક ૧ અથવા ૨ ઉતારૂ માટે ... ... ...૦– ૮
બહારનાં બારાંમાંથી કીનારે લાવવાના ૧ ઉતારૂના ...૦– ૮
,, ,, આવવા જવાના ૩૦ મીનીટ વીસામો સુધાં ...૦–૧૨
૫૬ રતલ સુધીના સામાનના બોચકાના ... ...૦– ૪
૧૧૨ ,, ,, ,, ,, ... ...૦– ૬
કોઇ પણ બોટને સઘળા ઉતારૂઓ સહીત ૩૩૬ રતલ વજન લઇ જવાનો હુકમ નથી.

સીકકાનું ચલણ. એડનમાં હીંદી સીકકાનું ચલણ છે તોપણ સઘળા પારકા દેશના સીકકાઓ સ્વીકારવામાં આવે છે.

રૂ. ૧૫=૧ પોંડ સ્ટરલીંગ
રૂ. ૧=૧ શીલીંગ ૪ પેન્સ

| ગાડી ભાડું તવાઇથી. | જવાનું ભાડું. | | આવવા જવાનું ભાડું. એક કલાકના વીસામાં સાથે. | |
|---|---|---|---|---|
| | ૧ અથવા ૨ ઉતારૂ. | ૩ અથવા ૪ ઉતારૂ. | ૧ અથવા ૨ ઉતારૂ. | ૩ અથવા ૪ ઉતારૂ. |
| | રૂ. આ. | રૂ. આ. | રૂ. આ. | રૂ. આ. |
| ગામ ( ક્રેટર અને ટાંકાં) ... | ૧– ૮ | ૨– ૦ | ૨– ૪ | ૩– ૦ |
| મારશગ દીવાદાંડી ... ... | ૧– ૮ | ૨– ૦ | ૨– ૪ | ૩– ૦ |
| માઅલલા ગામડું ... ... | ૧–૧૨ | ૧– ૦ | ૧– ૦ | ૧– ૪ |
| ઇસ્થમસ એરીઅર દરવાજો ... | ૧– ૦ | ૧– ૮ | ૧– ૮ | ૨– ૦ |
| ખોરમકસાર ઘોડેસ્વાર છાવણી | ૧– ૮ | ૨– ૦ | ૨– ૪ | ૩– ૦ |
| સ્ટીમર પોઇંટ... ... ... | ૦– ૮ | ૦–૧૨ | ૧– ૦ | ૧– ૮ |
| શેખ ઉસમાન ... ... ... | ૫– ૦ | ગાડી રોકવા પછી ૧૨ કલાક અથવા ૧૨ કલાકના કોઇબી ભાગના. | | |

૧૦ વરસની અંદરનાં બચ્ચાનું અરધું ગાડી ભાડું અને હાથમાં નાના છોકરાંનું કશુંએ ભાડું પડતું નથી.

૧ કલાક પછી થોભાવવામાં આવે તો.

૮ આના કલાકના ૩ થીં ૪ ઉતારૂઓ માટે.
૬ ,, ,, ૧ થી ૨ ,, ,,

## ગધેડાં ભાડું.

| | | | |
|---|---|---|---|
| ગધેડાં ભાડું | દરેક કલાકના | ૨ | આના. |
| | ક્રેતર સુધી | ૬ | ,, |
| | ,, આવવા જવાના | ૧૦ | ,, |

બીજી મુસાફરીઓ માટે જોઇતો બંદોબસ્ત કરી લેવો.

એડનમાં આવેલાં જુદાં જુદાં મથકોનો તફાવત.

| | | | |
|---|---|---|---|
| પ્રીન્સ ઓફ વેલ્સ પીઅરથી હોજફ ... | ૧ | મૈલ. | |
| મઅલા ... | ૨½ | ,, | |
| ક્રેટર કેમ્પ ... | ૫ | ,, | |
| ,, તાંકાં ... | ૫½ | ,, | |
| ઇસ્થમસ ... | ૩ | ,, | |
| ખોરમકસાર ... | ૬ | ,, | |
| શેખ ઉસમાન... | ૯ | ,, | |
| લાહેજ ... | ૨૫ | ,, | |
| રાસ તારશીન ... | ૧½ | ,, | રેસીડન્સી |
| ,, ખોરાડલી ... | ૨ | ,, | તાર આફીસનું મથક |
| ગોલ્ડ મોહરવેલી ... | ૨½ | ,, | |

## એડનના તારના સંદેશાના ઘટાડેલા ભાવ.

ઇંડયા અથવા બરમાહથી એડન અને પીરમ ખાતેના ખાનગી તારના દરમાં ઘટાડો કરીને મુંબઇ માર્ગે રૂ. ૧૮ ઉપરથી ઘટાડી રૂ. ૧ દર બોલ દીઠ તા૦ ૧ લી મે ૧૯૦૭ થી કરવામાં આવ્યો છે અને વર્તમાનપત્રોના તારનો દર જે દસ આના હતા તે ઘટાડીને દર બોલ દીઠ ૮ આના તેજ મુદતથી કરવામાં આવ્યા છે.

## એડનના " પોસ્ટ " તથા " તારના સંદેશા "ના ભાવ.

ટપાલનો દર.

૧ તોલો=૧૮૦ ગ્રેન.

½ ઔંસ=૨૪૦ ગ્રેન.

એડનમાં લેવામાં આવતો ટપાલનો દર હીંદુસ્તાનમાં એકથી બીજી જગાએ જવાની ચીજો ઉપર લેવાતા ટપાલના દર જેટલો છે.

એડનને મુંબઇ ઇલાકામાં ગણવામાં આવ્યું છે.

વીજલીક તારના સંદેશાનો દર મુંબઇ ઇલાકાના સંદેશાના દરો-થી ઘણો વધુ રાખવામાં આવ્યો છે.

એડનમાં તવાઇ ઉપર એક પોસ્ટ ઑફીસ છે, તેમજ એક પોસ્ટ ઑફીસ ગામમાં પણ છે.

| પોસ્ટ કાર્ડ. | | | કાગલો. | | |
|---|---|---|---|---|---|
| એકવડાં | ¼ | આનો | તોલા સુધી | ½ | આનો |
| બેવડાં | ½ | ,, | ૧½ ,, ,, | ૧ | ,, |

| બુક પોસ્ટ. | વર્તમાનપત્રો. |
|---|---|
| ૧૦ તોલા સુધી ½ આનો. | ૬ તોલા સુધી ¼ આનો. |
| | ૨૦ ,, ,, ½ ,, |

પારસલ પોસ્ટ.
૨૦ તોલા સુધી ૨ આના.
૪૦ ,, ૪ ,, ,,
૪૪૦ ,, થી વધુ હોય તો રેજીસ્ટર કરાવવીજ જોઇએ.
રેજીસ્ટર કરવાની ફી ૨ આના.

| મની આરડરની ફી | | | | વીમાની ફી. |
|---|---|---|---|---|
| રૂ. ૫ | સુધી | ૧ | આના | દરેક રૂ. ૫૦ માટે ૧ આનો |
| ૧૦ | ,, | ૨ | ,, | |
| ૧૫ | ,, | ૩ | ,, | |
| ૨૫ | ,, | ૪ | ,, | |
| રૂ. ૬૦૦ | ,, | ૬ | રૂપીઆ | |

## ઑસ્પીટાલના દરો.

**યુરોપીયન જનરલ ઑસ્પીટાલ જયાં દેશીઓ માટે એક વાર્ડ છે.**

| | | |
|---|---|---|
| ખાનગી વોર્ડ | રૂ. ૫ થી ૮ | દરરોજ નરસીંગ સાથે |
| જનરલ ,, | રૂ. ૨॥ થી ૩॥ | ,, ,, |
| નાચાર માણસો | રૂ. ૧॥ થી ૩ | ,, ,, |
| નીરાધાર ,, | મુફ્ત | |
| નોકરો ,, | રૂ. ૨ થી ૩ | ,, ,, |
| દેશી ખલાસી,, | રૂ. ૨ થી ૩ | થોડાંક બીછાના |
| દરદીના ઘેરમાં નરસીંગ સીસ્ટરો | રૂ. ૫ | દરરોજના |

## નેટીવ સીવીલ ઑસ્પીટલ—ક્રેટર.

તદન નીરાધાર નાચાર માણસોને મુફ્ત

દેશી ખલાસીઓ અને બીજાઓ જેઓ આપી શકે તેની પાસેથી દરરોજના ૮ આના લેવામાં આવે છે.

# એડનના હિંદુ રહીશો.*



## પ્રકરણ ૧૫ મું.

છેલ્લી હીંદુઓની ગણત્રી—જુદી જુદી જાતો—"બન્યન"—આડની—મુળ વાણીઆઓ—પોરબંદર—"બખા"મોખાના હીંદુઓ—લાંબો વસવાટ—મુખ્ય વેપાર—"બખાઈ"—બખામાં વાણીઆઓની પેહડીનો વીચીત્ર વહીવટ કરવાની રીત—પેહલાં રસોઈઓ—વધતાં વધતાં શેઠ થાય—૨૦૦) વરસની જુની પેહડીનાં પડતીનાં કારણો—વીરચંદ અમીરચંદ—ધનરાજ હેમરાજ—અરબસ્તાનના બીજા ભાગોમાં વાણીઆની પેહડીઓ—મોટી પેહડીઓ—ફુલચંદ કેશવજી—મહાજનના શેઠીયા—મેઘજી પરમાનંદ—મુલજી રાઘવજી—હરખચંદ કરમચંદ—હરીદાસ ચાંપશી—કાપડના વેપારીઓ—તંબાકુના વેપારીઓ—સુરતના વેપારીઓ—દલાલો—દેપાલા—કેળવણી—શાળા—ભાટીઆ હીંદુઓના ધર્માલયો—પાંજરાપોલ—શ્રી હીંગળાજ માતાનું દેહરૂં—તપાગચ્છનું દેરાસર—હવેલી—અપાસરો.

હીંદુઓ.

એડનમાં ૧૯૦૧ ની વસ્તીની ગણત્રી પ્રમાણે ૧૨૨૭ માણસની **હિંદુઓની વસ્તી** ગણાયલી છે. તેમાં પોરબંદર, વેરાવળ, માંગરોળ અને કચ્છના વાણીઆઓનો મોટો ભાગ છે. જો કે બીજી ઘણી કોમોના થોડાં થોડાં માણસો છે. દરજી, લુહાર, સોની વીગેરે ઘણી કોમો છે, પણ સર્વથી પહેલાં અહીં વાણીઆજ આવેલા હોવા જોઇએ, અને તેની સાબેતી એ છે કે અહીંના હિંદુઓને બીજી વર્ણના લોકો **"બનીયન"** ના નામથીજ બોલાવે છે; પછી તે મોચી હોય કે બ્રાહ્મણ હોય તો પણ તેને 'બનીયન' કેહેવામાં આવે છે.

અહીં મૂળ વાણીઆઓ કયારે આવ્યા તે જો કે નક્કી કહી શકાતું નથી છતાં એમ ચોકસ જણાય છે કે અરબસ્થાન સાથે પોરબંદર વગેરેના વાણીઆઓ આસરે ઓછામાં ઓછા ૨૦૦ વર્ષ થયાં વેપાર ચલાવતા હોવા જોઇએ. ખુદ એડનમાં તેઓ અંગ્રેજી રાજયની શરૂઆત પહેલાં હતા એમ એક અંગ્રેજ લખનારના લખાણ ઉપરથી જણાય છે.

---

*એડનના હિંદુઓને લગતી ઉપલી જોઈતી હકીકત ડાકટર વરજીવનદાસ દામોદરદાસ મરચન્ટે મેહરબાનીની રાહે પુરી પાડી છે, જે માટે એ લોકપ્રીય ડાકટર સાહેબનો આભાર માનીએ છીએ.

અંગ્રેજોએ એડન ૧૮૩૯ માં લીધું. જ્યારે આ લખનાર ૧૮૩૭ માં જણાવે છે કે એડનમાં હિંદુઓ હતા તે સિવાય "આડની" ની અટક પોરબંદરમાં ઘણી જુની છે, જે ઉપરથી પણ ઉપલુંજ અનુમાન બંધાય છે.

એડનની પહેલાં, **"મોખા" જેને "બખા" કરીને** પણ કહે છે ત્યાં મુખ્ય વેપાર હતો અને વાણીઆ પહેલા ત્યાં ઉતરતા અને ત્યાંથી અંદરના ભાગમાં જતા. મોખામાં લડાઇ થવાથી ત્યાં મુરદાંઓની ગેરવ્યવસ્થા થવાને લીધે, ત્યાંની હવા ઘણી બગડી ગઇ અને તેથી લોક સુખાકારી સારી નહી હોવાથી લોક ત્યાંથી "બરબરા" અને "બુલ્હાર" તરફ જવા લાગ્યું, ત્યાર બાદ એડન સરકારને હાથ આવ્યું અને "હોડીડા"નું બંદર પણ ખુલ્લુ થયું. જેથી વાણીયાઓ બખા છોડી આ બે નવા બંદરોમાં વસ્યા. આવી રીતે જ્યારે હિંદુસ્થાનમાં પરદેશ જવા વીષે હજી પણ ઘણો અણગમો જોવામાં આવે છે ત્યારે અહીં **૨૦૦૦ માઇલ દુર જે વખતમાં મુસાફરીનું** સાધન માત્ર ધીમું અને જોખમ ભરેલું વહાણ હતું તેવા વખતથી વાણીઆઓ અહીં આવી વસ્યા છે, અને તેઓએ આ પોતાની સ્વભુમી જેવું બનાવી દીધું છે. તેઓ કોઇ વાર લગ્ન જેવું શુભ કાર્ય પણ અહીંજ કરે છે, અને સહ કુટુંબ તથા સગાંવહાલાં સાથ રહે છે અને જો કે પાંચ સાત વર્ષે દેશ જઇ આવે છે છતાં એવા પણ વાણીયા છે કે જેઓ ૨૫ થી ૩૦ વર્ષ થયાં દેશ ગયા નથી અને કદાચ પોતાની આખી જીંદગી અહીંજ પુરી કરશે.

હાલ આગબોટ થતાં હિંદુસ્થાન જઇ આવવું સહેલ થયું એટલે જુદી વાત છે પણ અસલ તેવાં સાધન નહી હોવાથી જે દેશ છોડી વેપાર અર્થે બહાર પડતાં તે પાંચ સાત વર્ષ બહાર રહેવાના વીચારથીજ પડતા. હાલ પણ વાણીયા ઓછામાં ઓછા ત્રણ વર્ષ રહયા સિવાય ઘણું કરી પોતાને દેશ પાછા જશે નહી.

તે વખતનો **બખાનો વેપાર** એવો સારો હતો કે એક ખેપ કરી આવે તો જન્મ સુધી નીરાંતે રોટલા ખાય એટલો લાભ થતો ત્યારે આ તરફના વેપારમાં ખોટ એવો શબ્દજ નહોતો. **મુખ્ય વેપાર હિંદુસ્તાનથી કરીઆણું, દાણો, તંબાકુ તથા દેશી** કાપડ વગેરે જણુસ આયાત કરવાનો હતો અને અહીંથી કાશી, ગુંદર વગેરે જીણુસ હિંદુસ્તાન મોકલતાં. સ્વેઝનું બારૂં ઉઘડયું તે પહેલાં વેલાયત સાથે

પાધરો સંબંધ આ બાજુ નહોતો, અને તેથી વેલાયત જે વસ્તુઓ જતી તે મુંબઇ થઇ જતી હતી. આવા વખતમાં વગર મુડીએ વેપાર લોકો કરી શકતા હતા અને તે પણ ચોકસ ફાયદા સાથેજ. **બખાના મોટા વેપારીઓને** આજ સુધી **બખાઇ કહે છે.** અને બખાઇ અટક એ માન ભરેલી ગણાય છે. તે ઉપરથી જણાય છે કે તે વખતે વાણીયાઓ ત્યાં કેવી સ્થિતીમાં હતા. વળી બખામાં વાણીયાંઓની **પહેડીનો વહીવટ વિચીત્ર રીતે ચાલતો.** તે એમ છે કે એક પહેડીમાં નવો માણસ આવે તે **પહેલાં રસોઇયા તરીકે** રહે અને ત્યાર પછી જે પ્રમાણે વારી આવે તે પ્રમાણે **વધતાં વધતાં શેઠ થાય** અને આવી રીતે શેઠાઇ ત્રણ વર્ષ કરે કે અમુક ભાગની રકમ લઇ પોતે દેશ જાય એટલે બાકીના જે રહે તે તેજ પ્રમાણે વહીવટ ચલાવે અને તેઓ સર્વ એકત્ર ભાગીયા ગણાય. જે શેઠ થયા પછી પોતાના ભાગની રકમ લઇ દેશ જતા તે પાછા આવતા નહી અને તેનો પહેડી સાથે કાંઇ સંબંધ રહેતો હતો નહી. માત્ર તેઓને એક માણસ મોકલવાનો હક રહેતો, જે આવી રસોઇયાથી શરૂઆત કરતો એટલે કે પહેડી ચોકસ માણસના નામથી ચાલતી, પણ તે તેનો ધણી કહી શકાય નહી અને જે ભાગીદારો હોય તેને પણ **ભાગમાં નોકરી કરી શેઠાઇ ત્રણ વર્ષ ભોગવ્યા શિવાય** પેહડીની કાંઇ પણ **એસ્ટેટને હાથ લગાડી શકાતો નહી.** આવી રીતે દરેક પેહડીમાં સાત ભાગીઆથી તે પંદર સુધી હતા એમ કહેવાય છે, અને આવી રીતે વહીવટ અહીં આસરે ૧૫ વર્ષ પહેલાં હતો. ત્યારબાદ કેટલાક ભાગીયાઓની દાનત બગડયાથી પહેડીનો વહીવટ બદલી જેટલા ભાગીયા હતા તેટલા ભાગીયામાં કુલ પહેડીની થાપણ વેંહચી પોતે માલેક થઇ બેઠા અને તેનું પરીણામ એ આવ્યું કે એવી રીતે એક ધર્મના જેવો વહીવટ વર્ષો થયા ચાલ્યો આવતો તેમાં અન્યાય અને મતલબી પાપ બુદ્ધિથી વર્ત્યાથી તેઓ **સર્વ પાયમાલ થઇ ગયા** અને જે પહેડીઓ બસો બસો વર્ષની જુની હતી તે પડી ભાગી. આથી વાણીયાઓને ઘણું નુકસાન થયું. એક તો જે નવો માણસ આવતો તેને ઝટ ઠેકાણે પડી મહેનતથી અને પ્રમાણીકપણે વર્તી વધવાનું ઠેકાણું જતું રહયું અને બીજું જે જુની પેહડીની આબરૂ હતી અને તેઓનું જે વજન હતું તે જતું રહયું. તેનું પરીણામ એ આવ્યું કે

વાણીઆઓમાં આજે સૌ પોત પોતાના ઘરના શેઠ જેવા થઇ ગયા, અને કોઇનું અગ્રેસરપણું રહયું નહી.

વલી આ જુની પહુડીઓમાં હમેશાં પાંચ પચાસ માણસ પોષાતું તેથી નવા આવનારને મુંઝાવું પડતુંજ નહી અને આ સદાવર્ત જેવાં મોટાં દીલથી સ્થાપન થયલાં ખાતાંઓની આ સ્થિતી થવાથી દરેક રીતે નુકસાન થયું છે.

જે જુની પેહડીઓ હજી પાંચ ચાર વર્ષ પહુલાં ચાલુ હતી અને જેઓની એસ્ટેટ હજી તેઓની માલીકીમાંથી ગઇ છતાં તેમનાં નામેજ ઓળખાય છે તે પહુડીઓ શા૦ વીરચંદ અમીચંદ અને ધનરાજ હુમરાજની હતી. શેઠ વીરચંદ અમીચંદની પહુડી મુળ બખામાં હતી અને ત્યાંથી **માત્ર ૨૦૦ રાળની પુંજીથી** અહીં વેપારની **શરૂઆત** કરવામાં આવી હતી અને ત્યાર બાદ વધતાં વધતાં વાણીયામાં તે સર્વથી મોટી પહુડી ગણાવા લાગી અને જ્યાં સુધી તે પહુડી હતી ત્યાં સુધી વાણીયાઓમાં કંઇ પણ સારાં કામમાં અગ્રેસરની ખામી પડતી નહુોતી. આ પહુડીના શેઠીઆ હમેશાં પોતાનું માન કેમ રાખવું તે સમજતાં, પૈસો વાપરવામાં છુટા, પાંચ માણસને પોષવામાં અને પોતાના ज्ञાતી ભાઇઓને મદદ કરવામાં હમેશાં તત્પર હતા તેથી તેઓ માહાજનની, નામની નહી, પણ ખરી શેઠાઇ ભોગવતા હતા, અને બીજી ज्ञાતીઓમાં પણ સારી આબરૂ તથા માન પામતા હતા. આ પહુડીને ૧૦ વર્ષ ઉપર પોતાનો વહીવટ બંધ કરવો પડયો હતો. એના છેલ્લા શેઠીઆ કલ્યાણજી રતનજી અને રતનજી દેવચંદ હતા. તેઓ હાલ સાધારણ સ્થિતીમાં આવી ગયા છે. તેઓ પોરબંદરના રહીશ છે.

આવીજ રીતે માન પામેલી અને યોગ્ય રીતે આગળ ભાગ લેનાર બીજી પહુડી જે હતી તે શેઠ ધનરાજ હુમરાજની હતી. તેઓ પણ મુળ બખાથી અહીં આવેલા હતા. આ પહુડીએ સાત વર્ષ થયાં અહીં વેપાર બંધ કીધો છે. આ પહુડીના ચલાવનાર કચ્છ માંડવીના હતા.

તે શિવાય દેવચંદ વસાણજી, અખી. વસાણજી, ગીરધર ભાણજી, સામજી આણંદજી, વગેરેની જુની પહુડીઓ અહીં જે હતી તે બધાએ હાલ પોતાનો અહીંનો વેપાર આજ ૧૫ વર્ષની અંદર બંધ કીધો છે.

દેવચંદ વસાણજી અને અખી વસાણજીએ મુળ અરબસ્તાનની અંદરના ભાગમાં **આસલાઇ** નામના ગામમાં વેપારની શરૂઆત કરી હતી અને ત્યાંથી અહીં આવીને વેપાર વધાર્યો હતો.

શામજી આણંદજીએ મુળ **મકલા** પાસે **દુઆણી**માં વેપારની શરૂઆત કરી હતી.

આ બધી પહેડીએ અરબસ્તાનના બીજા ભાગોમાં વેપારની શરૂઆત કરી અહીં આવી વેપારમાં વધારો કર્યો હતો, પણ શા૦ કેસવજી ત્રીકમજીની જે પહેડી હતી તે એડનની સર્વથી જુની પહેડી ગણાય છે. તેનો વહીવટ અહીંજ શરૂ થએલો અને જયારે વાણીયાઓની જુજ વસ્તી હતી ત્યારથીજ અહીં તેઓ વસ્યા હતા. આ પહેડીએ પણ ૧૫ વર્ષ થયા અહીંનો વહીવટ બંધ કીધો છે.

હાલ અહીં વાણીયાઓની મોટી પહેડીઓ માત્ર પાંચ ૭ રહી છે તે સિવાય કાપડના, તંબાકુના, અને કરીઆણાનો વેપાર અને દલાલી એ હાલ અહીં રોજીના બીજાં સાધન છે; તે સિવાય સરકારી અથવા બીજી યુરોપીઅન પહેડીઓમાં થોડાક વાણીયા નોકર છે.

## મોટી પહેડીઓ.

**શેઠ ફુલચંદ કેસવજી;** જુની પહેડીમાંની આ એક પહેડી માત્ર હજી રહી છે, જો કે તેનાં પણ નામમાં ફેરફાર થઇ ગયો છે. આ પહેડી પહેલાં વાલજી રણછોડ નામે ઓળખાતી હતી પણ ભણસાલીને નામે વધારે જાણીતી છે. એના મુળ સ્થાપક વાલજી રણછોડ નામે પોરબંદરના દશા શ્રીમાલી શ્રાવક વાણીયા હતા. તેઓ પોરબંદરમાં વેપાર કરતા હતા, અને ત્યાંથી આસરે ૫૦ વર્ષ ઉપર અહીં આવી વેપારની શરૂઆત કરી હતી, અને તેમાં સારી આબરૂ તથા લાભ મેળવવા પામ્યા હતા, પણ ભાઇ ભાઇઓમાં ભાગની વેહેંચણી કરવાથી અને બીજાં કારણથી આ પહેડીનું નામ ફેરવવામાં આવ્યું છે. વાલજી રણછોડના ભાયાતો આજે પણ પોરબંદરમાં સારી સ્થિતીમાં છે અને આબરૂદાર ગ્રહસ્થ ગણાય છે. અહીં આવ્યા તે પહેલાં બખા વગેરે ઠેકાણે એમનો વેપાર હતો, જે રણછોડ વીઠ્ઠલને નામે ચાલતો હતો. એકંદર આ પહેડી ૨૦૦ વર્ષની જુની છે.

શા૦ ફુલચંદ કેસવજી પોતે ૨૫ વર્ષની ઉમરના જુવાન છે, થોડું અંગ્રેજી ભણેલ છે, અને "મીનાહીમ મીસા"ને ત્યાં વેપાર રોજગારનો અનુભવ મેળવ્યો છે.

આ પહેડીનો વહીવટ શા૦ ઓતમચંદ પરસોતમ કરે છે, જે પણ વાલજી રણછોડના ભાયાત છે. એઓ પુખ્ત વયના અને તેવાજ વિચારના અસલી ગ્રહસ્થ છે. બે વર્ષ થયાં એડનમાં વેપાર કરે છે અને વાણીયાઓનો સારો વખત જે ગયો તેને ઘણો યાદ કરે છે.

હિંદુ મહાજનમાં શેઠીયાઓમાં આ પહેડીનું નામ પહેલું છે.

**મેઘજી પરમાણંદ :** આ પહેડી ૪૦ વર્ષ ઉપર સ્થાપન થઇ હતી. એના સ્થાપનાર મેઘજી પરમાણંદ કચ્છના રહીશ હતા અને અહીં નોકરીથી શરૂઆત કરી હતી. ત્યાર બાદ તંબાકુના વેપારમાં સારો લાભ થવાથી તેમનું કામ વધ્યું હતું અને હાલ મોટા વેપારી કહેવાય છે. તેમના પુત્ર મુળજી મેઘજી કચ્છમાંજ રહે છે અને ત્યાં પણ વેપાર કરે છે. અહિં તેઓ માત્ર મુનીમથી કામ લેછે, જેના મુનીમ ઘેલાભાઇ નેણશી છે. મહાજનના શેઠીયાઓમાં આ પહેડીનું નામ પણ છે. વળી તેઓ "ચેમ્બર ઓફ કામર્સ"ના સભાસદ થવાનું માન ધરાવે છે.

**મુળજી રાઘવજી:** આ પહેડી મુળ મસવામાં ૭૫ વર્ષ ઉપર સ્થાપન થઇ હતી અને ૩૫ વર્ષ થયાં અહીં પણ ઉઘાડવામાં આવી હતી પણ મસવામાં વેપારમાં કંઇ તેઓને લાભ ન જણાવાથી ત્યાં પોતાનો વેપાર બંધ કીધો છે. એના મુળ સ્થાપક દેવજી કચરા માંગરોળના દસા શ્રીમાલી સ્થાનકવાસી (ઢુંઢીઆ) પંથના વાણીયા હતા. મસવામાં તેમના નામથી પહેડી ચાલતી હતી. મસવામાં તેઓનો મુખ્ય વેપાર કાપડ, દાંત અને મોતીનો હતો. અહીં પહેડી મુળજી રાઘવજીનાં નામથી ચાલે છે. પહેડીનો વહીવટ મુળજી રાઘવજી પોતે ચલાવે છે અને તેઓ જ્યારે દેશ જાય છે ત્યારે વીરજી કાનજી કચરા જે તેમના ભાયાત થાય તે ચલાવે છે. આ પણ મહાજનના શેઠીયા છે, અને "ચેમ્બર ઓફ કોમર્સ"ના તથા "ડીસ્પેન્સરી કમીટી"ના સભાસદ થવાનું માન ધરાવે છે.

**હરખચંદ કરમચંદ :** આ પહેડી ૬૫ વર્ષ થયાં અહીં છે. હરખચંદ કરમચંદ અને તારાચંદ કરમચંદ એ બે ભાઈ વેરાવળના દશા

શ્રીમાળી શ્રાવક વાણીયા મુળ અહીં આવી નોકરીએ રહેલા અને તેમાંથી વધતાં વધતાં અહીં પોતાનો વેપાર કરવા લાગ્યા. ત્યાર બાદ બેઉ ભાઇ છુટા પડયા. હરખચંદ કરમચંદના પુત્ર જેચંદ અહીં વહીવટ ચલાવે છે. તેઓ પણ મહાજનના શેઠીયા છે.

**હરીદાસ ચાંપસી :** આ પહેડીને ઉઘડયાને ૨૨ વર્ષ થયાં છે. હરીદાસ પોતે અહીં આવ્યા ત્યારે મીનાહીમ મીસાને ત્યાં નોકરીએ રહ્યા હતા. ત્યાર પહેલાં એમના પીતાશ્રી જુઠા દામજીની દુકાનમાં ભાગીયા હતા. આ દુકાને પોતાનો વેપાર બંધ કીધા બાદ હરીદાસ પોતે સ્વતંત્ર વેપાર કરવા લાગ્યા. પોતે સોરઠીયા વાણીયા છે અને માંગરોળના રહીશ છે અને વૈષ્ણુવ સંપ્રદાયના છે.

## કાપડના વેપારીઓ.

કાપડના વેપારીઓ અહીં ઘણા છે. તેમાં કપુરચંદ લખમીચંદ અને તારાચંદ કરમચંદ એ બે મુખ્ય વેપારી છે.

તારાચંદ કરમચંદ વીષે આગળ ઇસારો કરવામાં આવ્યો છે.

આ દુકાનનો વહીવટ ચત્રભુજ તારાચંદ કરે છે. આ ગ્રહસ્થ પણ મહાજનના શેઠયા છે. **કપુરચંદ લખમીચંદ;** આ ગ્રહસ્થ થોડા વખતમાં ઘણી સારી વેપારની જમાવત કરી શકયા છે. પોતે અહીં નોકરીએ રહી પછી સ્વતંત્ર દુકાન કહાડી હતી. એ વેરાવળના ઓસવાળ વાણીયા છે. એનું નામ પણ મહાજનના શેઠીયામાં છે.

## તંબાકુના વેપારીઓ.

અહીં તંબાકુનો વેપાર સારો છે. હાલ મુખ્ય વેપારી બેહેચર ગોપાળજી અને જેચંદ ચત્રભુજ છે.

**બહેચર ગોપાળજીની** દુકાનને ૨૫ વર્ષ થયાં છે. પોતે દશા શ્રીમાળી વાણીયા છે. વડાળના સ્થાનકવાસી પંથના છે અને પોતે નોકરી કરી આટલા વધવા પામ્યા છે.

**જેચંદ ચત્રભુજ:** દસા શ્રીમાળી વાણીયા છે. વૈષ્ણુવ પંથના અને માંગરોળના રહીશ છે. એમની દુકાન ઉઘડયાને આસરે ૩૫ વર્ષ થયાં છે. એમણે પોતે પોતાની મહેનતથી વેપાર વધાર્યો છે.

## સુરતના વેપારી.

અહીં સુરતી કાપડનો સારો ખપ છે છતાં ગુજરાત તરફના કે સુરતના વેપારી અહીં માત્ર દશ બાર વર્ષ થયાંજ આવવા લાગ્યા છે તેમાં મુખ્ય વેપારી શા૦ કીકાભાઇ દ્વારકાદાસ છે.

## દલાલો.

વાણીયાઓમાં દલાલો ઘણા છે, જેમાંના થોડા ઘણા મોટા દલાલ અને સારા આબરૂદાર છે. તેઓની પાસે મોટી મોટી યુરોપીયન પહેડીઓનું કુલ કામ હોવાથી તેઓને ઘણો લાભ થવા ઉપરાંત તેઓની આબરૂ પણ સારી કહેવાય છે.

**મેઘજી ચાંપસી:** આ ગ્રહસ્થ મુળ નોકરીએ રહેલા. તેઓના પીતા શ્રીનો વેપાર સારો હતો તેમાંથી ગરીબ સ્થિતીમાં આવી ગયા, પણ બાપનું નામ તેમના સુપુત્રે સારી રીતે વધારી પોતે સારી આબરૂ મેળવવા પામ્યા છે. પહેલાં એમના હાથમાં "મીનાહીમ મેસા" નામના મોટા યાહુદી વેપારીની દલાલી આવી અને ત્યાર બાદ "બારડી બુફરડની કું૦"ની દલાલી પણ તેમનેજ મલી, તે શિવાય આડત વગેરેનું કામ પણ તેમને ત્યાં સારૂં થાય છે; પોતે પ્રખ્યાત ભણસાલી કુટુંબના દશા શ્રીમાલી વાણીયા છે અને શ્રાવકનો ધર્મ પાળે છે. સ્વભાવે ઘણા વીવેકી છે, અને મોટાં દીલના હોવાથી પોતાના સગાં વાહાલાં તથા જ્ઞાતી ભાઇઓમાં જે નબળી સ્થિતીના હોય છે, તેને સારી રીતે પાળે છે. અહીં પણ દરેક સારાં કામમાં પોતાના તનથી અને ધનથી સારી મદદ કરે છે.

**હીરાચંદ સુંદરજી:** આ ગ્રહસ્થ માંગરોળના દસા શ્રીમાલી શ્રાવક વાણીયા છે એમના કાકા મુળ અહીં આવેલ, ત્યાર પછી એમના પીતા શ્રી આવ્યા, અને પછી પોતે અહીં આવ્યા. પહેલાં તેમનો ધંધો સાધારણ ચાલતો પણ હીરાચંદના હાથમાં "લીવરેટોની" કંપનીની દલાલી આવ્યા બાદ તેમને સારો લાભ થયો છે, અને એવણ એક આબરૂદાર મોટા દલાલ ગણાય છે.

**રતનજી દામજી અને ભગવાનદાસ ધરમશી:** આ બે "સીટીઆન" અને "લોકરમેન" નામની બે મોટી પહેડીના દલાલ છે. રતનજી

દામજીને કેટલીક ખોટ જવાથી હાલ એમની સ્થિતી સાધારણ છે, પણ એમના ભાગીઆ ઘણી સારી આબાદીમાં છે, અને એઉના હાથમાં કામ ઘણું સારૂં હોવાથી, થોડા વખતમાં પાછી આગલી સ્થિતીપર આવી જવાનો સંભવ છે. રતનજી દામજી દશા શ્રીમાળી શ્રાવક વાણીયા મોટી પાતેલીના રહીશ છે અને ભગવાનદાસ ધરમશી દશા સોરઠીયા વાણીયા માંગરોળના રહીશ છે અને વૈષ્ણવ પંથના છે.

**હીરાચંદ ધારસી:** આ ગ્રહસ્થ "મેકસ કલેન" ની મોટી પહેડીના દલાલ છે. એમની મુળ દુકાન હંસરાજ રણછોડના નામની હતી. હાલમાં માત્ર દલાલીજ કરે છે.

## દેપાલા.

અહીં દેપાલાની વસ્તી સાધારણ રીતે ઠીક છે અને થોડા વર્ષ પહેલાં તેઓના હાથમાં સારો વેપાર હતો. હાલ તેઓની સ્થિતી મધ્યમ થઇ ગઇ છે. માત્ર માવજીભાઇ જેઠા કરીને વઢવાણના ગ્રહસ્થ જેઓ દલાલી કરે છે તેમની સ્થિતી ઘણીં સારી છે. તેઓ વઇશ્ણવ પંથના છે.

## કેળવણી.

વાણીયાઓમાં દીલગીરી સાથે જણાવવું પડે છે કે, કેળવણી બીલકુલ નથી. જુના માણસો બીન કેળવાયલા હોય તેમાં ઝાઝું આશ્ચર્ય નથી પણ જેઓને સાધન છતાં તેઓની ઉધરતી પ્રજાને તેવીજ અજ્ઞાન સ્થિતીમાં રાખે છે તે ઘણુંજ શોચ કરવા જોગ છે.

તેઓને માત્ર અસલની રીત પ્રમાણે કેળવવામાં આવે છે. કોઇ વેપારીને ત્યાં તેઓ રસોઇયા તરીકે શરૂઆત કરે છે અને પછી બીજું કામ શીખતાં શીખતાં પોતાનાં નસીબ અને પોતાની હોંસીઆરી પ્રમાણે આગળ વધે છે.

વાણીયાઓ અહીં શિવાય અરેબીયાના અંદરના ભાગમાં ઘણે દુર સુધી વેપાર અર્થે પોતાના જીવને જોખમે પણ જાય છે અને અહીંના પાસે પાસેના કોઇજ બંદર એવાં હશે જ્યાં વાણીયા નહી હોય.

## હિંદુને હસ્તક ચાલતી શાળા.

એક ખાનગી શાળા, જેમાં અંગ્રેજી બે ધોરણ તથા ગુજરાતી ૭ ધોરણ ભણાવવામાં આવે છે તે હરજીવન શામજી ભાટે ઉઘાડી હતી. જો

કે અહીં આવાં ખાતાંની ઘણી જરૂર છે છતાં આ ગૃહસ્થને જોઇએ તેટલી મદદ મળતી નથી. હાલ તેનો લાભ ૮૦ છોકરા લે છે. આશરે પંદર છોકરી પણ શીખે છે. દેવીદાસ જુઠા નામના એક ગૃહસ્થ અંગ્રેજી કંઇપણ લવાજમ વગર શીખવે છે.

## ભાટીયા.

ભાટીયા જો કે જંગ્બાર સાથે આજે ઘણા વર્ષો થયાં વેપાર ચલાવે છે, અને ત્યાં જઇ વસ્યા છે, છતાં અહીં કોઇ પણ આવી વસ્યું જણાતું નથી. માત્ર હાલ વર્ષ થયું, મેશર્સ "આરનલ્ડ શીની" નામની અમેરીકન પહેડી તરફથી તેમનું કેટલુંક કામ કરવા દેવીદાસ જુઠા નામના ભાટીયા આવી રહ્યા છે.

## હિંદુઓના ધર્માલયો.

હિંદુઓ જો કે હિંદુસ્થાનથી આટલે દુર આવી વસ્યા છે છતાં તેઓની ધર્મ સંબંધી લાગણીમાં કાંઇ પણ ફેરફાર જોવામાં આવતો નથી. જેમ તેઓની સ્વભુમીમાં કોઇબી વહેમ માનવામાં અંદેશો આણતા નથી, તેમજ અહીં પણ જોવામાં આવે છે. એડન એક સ્વાભાવીક કીલ્લા જેવું શહેર હોવાથી તેને વિષે એવી **દંતકથા** માનવામાં આવે છે કે, તે અસલ પુરાણના **જરાસીંગની ભુમી** હોવી જોઇએ, અને જરાસીંગે રાજાઓને કેદ રાખેલા તે અહીંજ હોવા જોઇએ; એવીજ રીતે દક્ષિણ ભાગ તરફની એક ટેકરીની લગભગ ટોંચ નજીક એક માણસ જઇ શકે એવી બારી જેવું કુદરતી **કાણું પડેલું છે, તે ભીમસેને** ગદા મારી પાડેલું હોવું જોઇએ એમ ઘણા હિન્દુઓ માને છે, પણ લખવાની જરૂર નથી કે આ માત્ર ભોળા દીલના વેહેમ શિવાય કાંઇ નથી.

## પાંજરાપોળ.

આવી જ્યાં ધર્મ સંબંધી લાગણી હોય ત્યાં તેવાંજ કાર્યો થતાં વખત લાગતો નથી. અહીં પ્રથમથીજ જૈન લોકોની વસ્તી વધારે હોવાથી અને તેઓ જીવ દયા ઉપર હમેશાં ઘણુંજ વલણ સ્વાભાવીક રીતે અસલથી બતાવતા આવેલા હોવાથી તેઓનું પ્રથમ કાર્ય અહીં પાંજરાપોળ ઉભું કરવાનું હતું. પાંજરાપોળનું હાલ મકાન ઘણું કુશાદે અને સારૂં કેમ્પ વિભાગમાં હિંદુઓની વસ્તીની મધ્યે હોવા શિવાય

સેખ ઓસમાન જે અહીંથી સાત મૈલ દુર છે ત્યાં પણ એક સુંદર મકાન છે. આ બેઉ ઠેકાણે જનાવરોને રાખવાનો યોગ્ય બંદોબસ્ત છે અને તેમાં સેખ ઓસમાનમાં વાડી કરવા જેટલી જગ્યા હોવાથી કોઇ દીવસે તેમાંથી સારી ઉપન્ન થવાનો સંભવ છે. હાલ પણ ત્યાં ખજુરીનાં ઝાડોની ઉત્પતિ થોડી શરૂ છે તે શિવાય પાંજરાપોળના હસ્તકના ઘરો છે અને લોન વીગેરે પણ છે, જે સઘળું મળી આજે એ ખાતાંની કુલ એસ્ટેટ આસરે લાખ રૂપીયા થવા જાય છે. આ એસ્ટેટનાં વ્યાજ અને ભાડાં શિવાય આ ખાતાંને ચાલુ ઉપન્ન હિન્દુ વેપારી તરફથી છે. તેઓ જે કંઇ માલ અહીં આયાત કરે તે ઉપર અમુક દર ઠરાવ્યા પ્રમાણે આ ખાતાં તરફ તેઓ તરફથી લાગો લેવામાં આવે છે.

અહીં જેઓ જનાવરો છોડાવે છે તેમાંનો મોટો ભાગ અહીં પાણીની તંગી હોવાને લીધે સેખ ઓસમાન રાખવામાં આવે છે. એ શિવાય અરબસ્તાન અને રાતા સમુદ્રનાં બીજાં બંદરો જેવાં કે મસવા, હોદીદા, વીગેરેના પાંજરાપોળ તરફથી જનાવરો એકઠાં થતાં અહીં મોકલવામાં આવે છે અને આવી રીતે જ્યારે જનાવરોની મોટી સંખ્યા થાય છે, ત્યારે તેઓને કચ્છ માંડવી ચડાવી દેવામાં આવે છે.

આ ખાતાંનો વહીવટ મહાજનના ૭ શેઠીયાઓ કરે છે, જેઓના નામઃ-૧ મેઘજી પરમાનંદ, ૨ ફુલચંદ કેસવજી, ૩ મુળજી રાઘવજી, ૪ કપુરચંદ લખમીચંદ, ૫ તારાચંદ કરમચંદ, ૬ જેચંદ હરખચંદ, આ ખાતાંની કુલ વારસીક ઉપન્ન રૂ. ૧૦૦૦૦ ની છે અને સરાસરી ખર્ચ રૂ. ૭૦૦૦ નો છે.

## શ્રી હીંગળાજ માતા.

કેમ્પના પશ્ચિમ વીભાગ પર ટેકરીના એક ગુફા જેવા ભાગમાં શ્રી હીંગળાજ માતાનું દેહેરૂં આવેલું છે. અસલ આ બાજુએ દેશી પલટણની છાવણી હતી, જે હાલ પણ ત્યાંથી નજીકમાં છે અને દેશી પલટણના કોઇ ભાવીક પુરૂષોએ આ માતાની સ્થાપના કરી હોય તેવું જણાય છે, જો કે હીન્દુઓ એમ માને છે કે આ ઘણું પુરાતન દેવસ્થાન છે. ત્યારબાદ મહાજન તરફથી બાંધકામ વગેરે કરી હાલ તે સારી સ્થિતિમાં છે અને હિન્દુઓ જો કે જુદા જુદા ધર્મના છે છતાં સર્વ આ માતાને એક સરખા ભાવથી માને છે અને વર્ષમાં બે વખત ઉઘ-

રાણું કરી ત્યાં ઉત્સવ કરે છે, જે વખતે હોમ વગેરે યથા વીધી પુજા કરી જમણ કરવામાં આવે છે. આ ખાતાંના નીભાવ માટે દરેક માણસ દીઠ રૂ. ૦ાા લાગો લેવામાં આવે છે. તે શિવાય આસરે રૂ. ૬૦૦૦ ની એસ્ટેટ એ ખાતાંને લગતી છે. એનો વારસીક ખર્ચ રૂ. ૮૦૦ નો થાય છે અને એમાંથી જે વધારો થાય છે તે પાંજરાપોળના ખાતાંમાં જમા થાય છે. પુજારી ભાટ છે, એની વ્યવસ્થા પણ ઉપલા શેઠીઆઓ કરે છે.

## તપાગચ્છનું દેરાસર.

તપાગચ્છ શ્રાવકોએ આસરે ૫૦ વર્ષ થયાં પોતાના ધર્મને લગતું જુદું દેહેરૂં બંધાવ્યું છે. કાપડ બજારમાં આ દેવસ્થાન આવેલું છે. જો કે બાહારથી ઘર જેવું છે છતાં અંદર વ્યવસ્થા સારી છે. આની શરૂઆત વીરચંદ અમીચંદ, કેસવજી ત્રીકમજી, હીરાચંદ માલણજી વીગેરે તે વખતના શેઠીયાઓએ કરી છે અને તેનું ફંડ આજે વધીને રૂ. ૭૦૦૦૦ નું લગભગ થયું છે તે શિવાય દરેક પુરૂષ દીઠ રૂ. ૨ લાગો દર વરસે લેવામાં આવે છે, જેથી દર વરસે કુલ ઉત્પન્ન રૂ. ૩૫૦૦ ની થાય છે. ખર્ચ માત્ર રૂ. ૧૦૦૦ નું છે, જેથી ફંડમાં સારો વધારો થતો રહે છે. આના વધારામાંથી રૂ. ૮૦૦૦ હિંદુસ્તાનમાં કેટલાએક દેહેરાંઓના જીર્ણોધ્ધાર તરફ ખરચ સારૂ આ વરસે મોકલવામાં આવ્યા હતા.

આ ખાતાંનો વહીવટ નીચલા ગ્રહસ્થો કરે છે, શા૦ ફુલચંદ કેસવજી, શા૦ હરખચંદ કરમચંદ, શા૦ તારાચંદ કરમચંદ, શા૦ કપુરચંદ લખમીચંદ, શા૦ મેઘજી ચાંપસી.

આ ખાતું આવી સારી સ્થીતીમાં છે તો તેના સંબંધમાં ધર્મ સંબંધી જ્ઞાન આપનારી શાળા કાઢવામાં આવે તો તેથી જેટલો ફાયદો થાય તેટલો દેવસ્થાનથી પણ થવો મુસ્કેલ છે, કારણ જ્ઞાની જે ભકિત કરે તેમાં ને અજ્ઞાનીની મતલબી ભકિતમાં ઘણો ફરક છે.

## હવેલી.

જેવી રીતે તપાગચ્છ શ્રાવકોએ પોતાના ધર્મને લગતું દેવસ્થાન બંધાવ્યું છે તેવીજ રીતે વૈશ્નવોએ પોતાના પંથની થોડી વસ્તી છતાં પણ પોતાના પંથનું દેવસ્થાન બંધાવ્યું છે. કેમ્પના "એ" વીભાગની ત્રીજી ગલીમાં તે આવેલું છે. આ પણ બાહારથી ખાનગી ઘર જેવું મકાન છે. આ દેવસ્થાનમાં જે સ્વરૂપની પુજા થાય છે તે ઘણું પુરાતન

છે અને તેના માટે લોકોનો ભાવ પણ ઘણો છે. અસલ સના કરીને અરબસ્તાનનો ફળદ્રુપ દેશ છે, ત્યાં એક વાણીઆને ઘેર તેની પુજા હતી, ત્યારબાદ મોખામાં તેનું પુજન થતું હતું અને ત્યારબાદ ગીરધર ભાણુજી નામના વૈષ્ણવે તે મુર્તિની અહીં સ્થાપના કરી હતી અને પહેલાં પોતે ખાનગીજ તેની સર્વ વીધી કરતા, પણ આસરે ચાળીસ વર્ષ ઉપર જ્યારે પોતાની પેઢી અહીંથી ઉઠાવી ત્યારે અહીંના વૈષ્ણવોને એક જગ્યા તથા આ મુર્તિ પુજાને માટે આપ્યા. ત્યાર બાદ તેમાં લાધા દેવજી ને ખેતસી આણંદજીએ વધારો કીધો અને તે વધતાં આજે તે ખાતાંની એસ્ટેટ રૂ. ૪૦૦૦૦ થવા જાય છે તેના વ્યાજ તથા ભાડામાંથી આસરે રૂ. ૧૮૦૦ દર વરસે ઉપજ થાય છે અને તે શિવાય દરેક **વૈષ્ણવ દીઠ રૂ. ૩ નો દર વરસે જે લાગો** લેવામાં આવે છે તેની રૂ. ૧૨૦૦ દર વરસે ઉપજ થાય છે અને ખરચ પણ લગભગ તેટલોજ થવા જાય છે.

આ ખાતાંનો વહીવટ શા૦ હરીદાસ ચાંપસી, ખીમજી રણછોડ તથા મુળજી જાડા કરે છે. તેમાં આગળ પડતો ભાગ શા૦ હરીદાસ ચાંપસી લે છે અને પોતે સારી કાળજી દેખાડતા જણાય છે.

આ દેવસ્થાનમાં શ્રી નાથજીની મુર્તિ શિવાય ચક્રનારાયણની મુતિ છે, અને એક કળશ છે, જેમાં ચારે બાજુએ ૨૪ અવતાર જોવામાં આવે છે, એવું કહેવામાં આવે છે કે, આ મુર્તિ તેના દાગીના સાથ મોખા જેને બખા તરીકે પણ કહે છે ત્યાં જંગલી લોકો ચોરી ગયા હતા પણ તેઓ પોતાની મેળે પાછી મુકી ગયા હતા. આ બનાવથી લોકોનો ભાવ તેના ઉપર વધારે છે.

## અપાસરૂં.

સ્થાનકવાસી ( ઢુંઢીઆ ) કરીને જે શ્રાવકોનો જુદો પંથ છે તેઓએ પણ પોતાને માટે એક જુદું સ્થાનક કીધું છે. તેઓની સંખ્યા થોડી હોવાથી આ સ્થાનક કામચલાઉ સ્થીતીમાં છે. એ કેમ્પનાં 'એ" વીભાગની બીજી ગલીમાં આવેલું છે. આ સ્થાનકનો વહીવટ મુળજી રાઘવજી કરે છે.

તે શિવાય તવાઇમાં શ્રી રામચંદ્રજીનું મંદીર છે અને કેમ્પની દસમી બજારમાં શ્રી માહાદેવજી તથા હનમાનજીનાં મંદીરો છે.

# પ્રકરણ ૧૬ મું.

## એડનના જાણીતા પારસીઓનાં જન્મચરીત્ર તથા એડનના પારસી રહીશોનું લીસ્ટ.

તા૦ ૧૩ મી જુન ૧૮૫૨
રોજ ૨૧, માહ ૯ શેહેનશાહી યઝદજરદી.

* **શેઠ મેહેરવાનજી સોરાબજી ખરેઘાટ**—ઉમર વર્ષ ૩૬. શેઠ સોરાબજી મેહેરવાનજી ખરેઘાટના વડા દીકરા, એવણ ઈ૦ સ૦ ૧૮૩૯ માં અત્રેના કમીસરીઅટ ખાતાં તરફથી એડન ગયા હતા. તે પછી અત્રેવાલા શેઠ ફરામજી નશરવાનજી બાટલીવાલાની સાહયતા હેઠલ તે તરફ અંગ્રેજી અસબાબની એક મોટી દુકાન ઉઘાડી મુંબઇ તથા ઇંગલાંડનો વ્યાપાર કરવા માંડયો હતો. એવણના એક ભાઇ શેઠ રતનજી સોરાબજી ખરેઘાટ એડન મધે મરણ પામવાથી તેમનાં પુનને માટે એવણે ત્યાં એક દોખમુ, દરેમેહેર તથા ધર્મશાલા બંધાવી તા૦ ૨જી એપ્રીલ ૧૮૪૭ને દીને પરહાવી ખુલ્લાં મુકયાં હતાં. એ બાદ થોડી મુદતે અત્રે આવ્યા પછી એમનું મરણ નીપજયું હતું.

એવણ શેઠ પેશતનજી સોરાબજી ખરેઘાટ ઓડીતરના ભાઇ હતા તથા મુંબઇની હાઇ કોર્ટના આસન ઉપર બીરાજેલા પારસી જડજના કાકા હતા. એવણના બાવા શેઠ સોરાબજી મેહેરવાનજી ખરેઘાટ અત્રેના પેહલવેહલા એકાઉન્ટન્ટ જનરલ મી૦ વેડનબર્નની નોકરીમાં હતા અને પેહરવે ઓઢવે ઘણાજ સુરીઆના હોયાથી “ ખરેઘાટ ”ની અટકથી ઓલખાતા હતા. એમના એક ભાઇ શેઠ માણેકજી મેહેરવાનજી ખરેઘાટ કરી હતા તથા તેમના એક દીકરા શેઠ નશરવાનજી (‘બોમબે ગેઝેટ ’વાલા શેઠ નાનાભાઇ નશરવાનજી ખરેઘાટના બાવા) દેશાવરો ખાતે આડતના કામસર જાવઆવ કરતા હતા. શેઠ મેહેરવાનજી ખરેઘાટનાં મરણ બાદ શેઠ મેહેરવાનજી સોરાબજીને નામે ચાલતી પેહડી બંધ થઇ ત્યારબાદ મુંબઇવાલા જાણીતા શેહેરી અને કોરપોરેટર મી૦ દીનશા એદલજી વાછાના બાવા શેઠ **એદલજી ખરશેદજી વાછા** તે મરહુમ શેઠ સોરાબજી ખરેઘાટના જમાઇએ પોતાને એદલજી ખરશેદજીને નામે

* પારસી પ્રકાશ સફે ૫૯૫

એક પેઢી એડનમાં ચાલુ કરી. થોડાંક સાલ બાદ એડનની પેઢીનો વહીવટ બંધ કરી મુંબઇ મધે વેપાર અને આડતનું કામ બજાવી બુઝોરગ વયે શેઠ એદલજી વાછા મુંબઇમાં હક થયા.

## શેઠ મનચેરજી એદલજી સોપારીવાળા.

ઇ૦ સ૦ ૧૮૩૯ માં કેપટન હેન્સની સરદારી હેઠળ પ્રથમ એડન અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું ત્યારે સર્વથી પેહલી પારસી પેઢી ઇ૦ સ૦ ૧૮૪૦ માં શેઠો મનચેરજી એદલજી એન્ડ સન્સ સોપારીવાળાની એડનમાં ઉઘાડી હતી. તેઓ જનરલ મરચન્ટ તથા મીલીટરી કંત્રાકટનુ કામ બોહોળા પાયા ઉપર કરતા હતા. એ પેઢીના મેનેજર તરીકે શેઠ દીનશાહજી હોરમસજી દરજીના ( શેઠ કાવશજી દીનશાહના બાવા )ને દીસાથી બોલાવી સઘળો કારભાર સોંપ્યો હતો. ત્યારબાદ ઇ૦ સ૦ ૧૮૪૫ના એપ્રીલ માસમાં શેઠ દીનશાહજીએ પોતાની નાદરૂસ્ત તબીયતને લીધે પોતાના બેટા (પાછળથી પ્રખ્યાત થયલા) શેઠ કાવશજીને બોલાવી મંગાવ્યા હતા. તે વેળા આગબોટો જેવું કશુંએ મુસાફરીનું સાધણ નહી હતું, જેથી હવા ઉપર સઢના વહાણો લાંબી બીકટ સફર કરી એડન આવી પુગતાં.

ઇ૦ સ૦ ૧૮૫૦ માં શેઠ કાવશજી દીનશાહે પોતાનો સ્વતંત્ર ધંધો અખત્યાર કરવાથી ઉપલી સોપારીવાળાની પેઢીમાં શેઠ માણેકજી રતનજી પટેલ મેનેજર તરીકે નેમાયા. પોતાને મદદ કરવા માટે કેટલાક જવાન ચાલાક છોકરાઓને શેઠ પટેલ મુંબઇથી બોલાવતા. તેઓને એડનની ગવરમેન્ટ સ્કુલમાં રાખી ટુંક અંગ્રેજી કેળવણી આપી કાશી શાપોમાં રાખતા, જેથી વેહવારૂ અંગ્રેજી લખી બોલી જાણવાને તેઓ શકતીવાન થતા તથા પાછળથી સ્વતંત્રપણે પોતાની દાળરોટલી પેદા કરી શેઠ પટેલના આશરા હેઠળ બોહળો વેપાર વણજ કરતા.

ઉપલા આપબળે વધેલા છોકરાઓમાં શેઠ પાલનજી ધનજીભાઇ પટેલ તથા શેઠ એદલજી કુંવરજી પટેલના દાખલાઓ હાલ મોજુદ છે, જેઓ એડનમાં બોહળા પાયા ઉપર વેપાર વણજ કરે છે. શેઠો મનચેરજી એદલજી એન્ડ સન્સ સોપારીવાળાની પેઢી ઇ૦ સ૦ ૧૮૪૦ થી ૧૮૯૦ સુધી એડનમાં નજદીક અરધી સદી સુધી ચાલી હતી.

ઇ૦ સ૦ ૧૮૯૦ માં શેઠ મનચેરજીના ગુજરવા બાદ એવણના દીકરા શેઠ હોરમશજીના છોકરાઓ, ભાઇઓ દીનશાહ અને કાવશજી ઉપલી

પેહડી બંધ કીધા પછી સાથે ધંધો કરવા માંડયો. ત્યારબાદ રાજીખુશીથી છુટા પડી શેઠ કાવશજી હાલ દીનશાહ કાવશજીને નામે જનરલ મરચન્ટ તથા યુરોપ શોપ રાખે છે, અને શેઠ દીનશાહજી હાલ દીનશાહ હોરમસજીના પોતાને નામે યુરોપ શાપ, જનરલ મરચન્ટ અને મોટું હોટેલ ડી યુનીવર્સ ચલાવે છે.

**ખરાસ—**

શેઠ **સોરાબજી કાવશજી ખરાસ**નો જનમ મુંબઇ મધે ગાથા ૪ થો ૧૧૭૦ યઝદેજરદી, તા૦ ૭ મી અકટોબર ૧૮૦૧ ને દીને થયો હતો. ઇ૦ સને ૧૮૩૮–૪૦ માં વેપાર અર્થે એડનમાં આવેલા પહેલા જરથોશતીઓમાં એક હતા. શેઠ પેસતનજી હોરમજી કામા સાથ ભાગમાં એક દુકાન ઉઘાડી હતી, જેમાં મન ગમતો ફાયદો જણાયાથી થોડાંકમાં યુરોપીયન ઉતારૂ માટે એક હોટેલ ઉઘાડયું હતું. શેઠ કામાવાલાઓ સાથ ભાગ છુટો કરી એડનમાં પહેલ વહેલા આવેલા જરથોશતી, કમીસરીએટના હેડ કલાર્ક, શેઠ મેહેરવાનજી સો. ખરેઘાટ સાથ ભાગમાં ધંધો કરવા માડયો હતો.

આરબ સોદાગર અલી અબદલ્લા તથા મોગલ મુલાં જાફર સાથે ભાગમાં "સીટીંગ" નામનું એક વહાણ ખરીદી તેનુ નામ "એડન મરચન્ટ" રાખી નીમક ભરી કલકતા ખાતેથી ચોખા લેવા મોકલ્યું હતું. ઉપલું નવું નામ કાયદાપુરક રેજીસટર્ડ નહી થવાથી કાંઇક વાંધો નીકળવાથી આગળુંજ નામ રહેવા દઇ, શેઠ મેહેરવાનજી ખરેઘાટ મોખા ખાતે એ વહાણ સારે નફે વેચી આવ્યા હતા. પાછળથી શેઠ મેહેરવાનજીનો ભાગ છુટો કરી સોરાબજી કાવશજી અને છોકરાઓ (રૂસતમજી બરજોરજી, જમશેદજી) ને નામે વહીવટ ચલાવા માંડયો.

પોતાને મદદ કરવાને જમાઇઓ મી૦ બેજનજી પે. ખરાસ તથા મી૦ પેશતનજી મ. ઘડીઆળી તેમજ માસીના દીકરા મી૦ ખરશેદજી એદલજી ગાંધી **(ખસરૂકાકા)** ને મુંબઇથી સાથે વહાણમાં તેડી લાવ્યા હતા. પ્રીન્સ ઓફ વેલ્સ હોટેલની દેખરેખ રાખવાનું કામ ખસરૂકાકા હસતક ચાલતું હતું.

એડનનો પહેલો રેસીડન્ટ કપતાન હેન્સ "સોરાબજી શેઠ" માટે સારો વીચાર ધરાવતો હતો તથા અમેરીકાવાલા મી૦ જોન બતરમની પેહડીનું કામ સને ૧૮૫૧ માં હેન્સ સાહેબની ભલામણથી ખરાસવાળાને મળ્યું હતું.

૧૮૭૦ ને સુમારે લકવાના દરદથી પીડાતા હોવાથી પોતાના બે બેટાઓ બરજોરજી તથા જમશેદજીને પોતાનો ધંધો સોંપી મુંબઇ આવી રોજ ગુઆદ માહ મેહર ૧૨૪૪ યજદજરદી, તા૦ ૧૦ મી એપ્રીલ ૧૮૭૩ ને દીને આ ફાની દુન્યા છોડી ગયા હતા. એવણની પછી ભાઇઓ બરજોરજી, જમશેદજી તથા ખસરૂકાકા ભાગમાં ધંધો ચલાવા લાગ્યા પણ નસીબ દેવીએ કશી યારી આપી નહી અને ખસરૂકાકાનું મરણ એડન મધે આવાં મહીનાના પરભને દીને નીપજ્યું જેથી સને ૧૮૭૩-૭૪ ને સુમારે વહીવટ બંધ કરી ભાઇ બરજોરજી ૧૧ વરસે એડનથી મુંબઇ આવી તા૦ ૧૫ મી ડીસેંબર ૧૮૭૫ માં પોતા પાછળ બે દીકરાઓ ભાઇઓ પીરોશાહ તથા નસરવાનજીને મેલી મુંબઇ મધે હક થયા. ભાઇ જમશેદજીનું મરણ ૧ માસના અંતરમાં મુંબઇ આવતાં દરીઆમાં નીપજ્યું હતું. એવણ પોતા પાછલ ભાઇઓ દારબશાહ તથા મીનોચેહર નામના દીકરાઓ મેલી ગયા હતા.

**શેઠ રૂસતમજી સોરાબજી ખરાસ**નો જનમ મુંબઇ મધે રોજ મારેસપંદ માહ ફરવરદીન ૧૧૯૩ યજ. તા૦ ૨ જી નવેમબર ૧૮૨૩ ને દીવાલીને દીને સાંજના થયો હતો.

શેઠ સોરાબજી ખરાસના વડા બેટા હતા. ૧૭ વરસની ઉમર સુધી સોસાયટી સ્કુલમાં કેળવણી લઇ પોતાના પીતા સાથ તા૦ ૧ લી ફેબરવારી ૧૮૪૧ ને દીને વેપાર અર્થે બગલામાં એડન ગયા હતા. જ્યાં ૪૦ થી વધુ વરસ જુદા જુદા વેપારમાં પસાર કીધાં હતાં.

શેઠ સોરાબજી કાવશજી તથા છોકરાઓને નામની ચાલતી પેહડીમાં તેવણ પોતાના બાપ તથા ભાઇઓ સાથ ઉમંગથી કામ કરતા. ૧૮૫૧ માં અમેરીકાના ન્યુ યોરક તથા સેલમ શહેરોની મી૦ આરનલડ હાઇસ તથા જોન બતરમની પેહડીનું આડતનું કામ ચલાવતા. પાછલથી ૧૮૬૩ માં પોતાના બાપ તથા ભાઇઓ સાથ છુટા પડવાથી ઉપલા અમેરીકનવાલાઓએ પોતાનો ધંધો એડનમાં ચલાવવાને એવણની ચાલાકી તથા બાહોશી જોઇ શેઠ રૂસતમજીને સોંપ્યો હતો, જેનું બે તરફનુ કમીશન ૫) ટકા મલતું. અમરૂદીન સરફઅલી નામના એક વોહરાને પોતા તરફથી વહીવત ચલાવવાને અરબસ્તાનના કોસતા ઉપર મોકલતા, તે સાથ લંડન, લીવરપુલ, મારસેલસ, હેમબર્ગ, ત્રીએસ્ટ વગેરે યુરોપના મુલકો સાથ વેપાર માટે આડતો હતી.

૧૮૫૬ માં ઇરાની અંગ્રેજી લડાઇ વખતે ખચર, ઉંટ વગેરે નું કનત્રાકટ લીધું હતું. ઉધારીનો ધંધો એવણ કદીબી નહી કરતા. વેપારની ફતેહની મુખ્ય ચાવી એવણ પાસ "આજે રોકડું કાલે ઉધાર" હતી જેથી ધીરધારમાં અમીર અને ફકીરને એકસરખા ગણતા. ઘર બાંધવાની ઇજનેરી કળામાં એવણ કુશળ હતા. એવણે બાંધેલાં મોટાં મોટાં મકાનો એડન અને મુંબઇમાં લાંબો વખત એવણની યાદગારી તાજી રાખશે. ક્રેસન્તમાં મોટું બે મજલાનું ઘેર તેમજ ગામમાં મ્યુનીસીપલ આફીસનું મોટું મકાન અને મઅલલામાં કસતમહાઉસ આગલનું પોતાનું રહેવાનુ મકાન વગેરે એવણે બાંધયા હતા. મુંબઇમાં " શાટો પીટીટ " હાલ જે સુંદર રોનકદાર મકાન ગણાયછે, તેની શરૂઆત પોતા માટે રહેવાને એવણે કરી હતી, મરણ મુંબઇ મધે રોજ મેહર માહ અસંપદાદ ૧૨૫૫ તા૦ ૨૯ મી આગસ્ટ ૧૮૮૬, ઉમર વરસ ૬૩) પોતા પાછલ બે દીકરાઓ ભાઇઓ મેહરજી તથા જાંહગીર મેલી ગયા હતા.

**શેઠ દોરાબજી દીનશાહ એડનવાલાનો** જનમ રોજ ૨૯ મો માહ ૩ જો યઝદજરદી સને ૧૨૨૮ માં "દીસા" શેહરમાં થયો હતો. જ્યાં એવણના પીતા તે વેલા અંગ્રેજી રીજમીટને જોઇતો સામણ પુરો પાડતા હતા.

મુંબઇમાં અંગ્રેજી કેલવણી લઇ જવાન દોરાબજી **પી. અને ઓ.** આફીસના હેડ કલાર્ક તરીકે સને ૧૮૫૪ માં પ્રથમ એદન આવ્યા હતા. ત્યાર બાદ સને **૧૮૫૫ માં** પોતાના ભાઇ શેઠ કાવસજીની પેહેડીમાં જોડાઇ તેનો બોહલો કારભાર ચલાવવા માંડયો હતો.

ઇ. સ. ૧૮૭૬ માં **પોરતુગલ** અને **સ્પેન** રાજ્યના એડન ખાતેન **કોનસલ** તરીકે એવણની નેમણુક થઇ હતી. ઇ. સ. ૧૮૯૯ માં અમેરીકન લડાઇ જાગી ત્યાં સુધી સ્પેનના કાનસલનો ઓધો એવણે ભોગવ્યો હતો. શેઠ દોરાબજીની ગેરહાજરી દરમ્યાન પોરટુગીસ કાનસલ તરીકે શેઠ હોરમશજીની નેમણુક થતી આવતી હતી. યુરોપ્યન રાજ્યના કાનસલ થવાનું માન એક દેશી તરીકે ખચીતજ અસાધારણ કહેવાય છે. પોતાના ઓધાની રૂએ મનવારોની મુલાકાત દરમ્યાન ૭ તોપોનું માન કાનસલને મળે છે.

મરહુમ શાહજાદા પ્રીન્સ આલબર્ત વીકતર, ડયુક આફ કલેરન્સ અને એવનડેલની હીંદની મુલાકાત વેલા તા૦ ૪ થી નવેમ્બર ૧૮૮૯ ને

દીને એડનની પ્રજા તરફથી આવકાર દેનારૂં **માનપત્ર** શેઠ દોરાબજીએ હાથોહાથ એનાયત કર્યું હતું.

શેઠ દોરાબજીના વડા બેટા તથા શેઠ કાવશજીના વડા જમાઇ શેઠ **રતનજી**નાં કવખતના સને ૧૮૯૦ માં જંગબાર ખાતે નીપજેલાં મરણની યાદગારીમાં શેઠ દોરાબજીએ પોતાને ખરચે **જંગબાર** ખાતે જરથોશતીઓના વપરાસ માટે એક **આતેશકદેહ** બંધાવી, રોજ ૧૩ મો માહ ૯ મો શેહનશાહી યઝદજરદી સને ૧૨૬૪ ને દીને જશનની ક્રીયા કરી ખોલ્લી મુકી હતી, જે વેલા હાજર રહેલા તમામ જરથોશતીઓએ ગરીબ તેમજ તવંગરમાં એક સરખી રીતે લોકપ્રીય થયલા જવાન શેઠ રતનજીની એક અવાજે જાબજા તારીફ કરી મરહુમના અશો રૂહ માટે નેક દુવા ગુજારી હતી. જંગબારની પારસી અનજુમન તરફથી શેઠ દોરાબજી તથા એવણના બીજા બેટા શેઠ મનચેરજીને શીઆલ ઓઢાડી આતશકદેહના **દસતુર** તરીકે ઉદવાદેવાલા મોબેદ **ભીખાજી પાલનજી સીધવાની** નેમણુક કરી હતી, જેવણ ૫૮) વરસની ઉમરે જંગબાર ખાતે મરણ પામયા હતા. શેઠ દોરાબજીના ધણીઆણી બેહશતનશીન બાઇ **ડોસીબાઇ**ના ઉઠમણામાં રૂ ૨૭) હજારની રકમ ભરાઇ હતી, તથા તેમના પુનને અર્થે **"પુના"** શેહરમાં પટેલની દરેમેહેરમાં ખા૦ બ૦ સરદાર દસતુર હોશંગ તથા બમનજી જામાસ્પની દેખરેખ હેઠલ એક **"ફ્રવરદેગાન હાલ"** બંધાવી તા૦ ૧૪ મી આગસ્ટ ૧૯૦૨ ને દીને દરેમેહેરના ત્રસટીઓને પુનાના જરથોશતીઓના વપરાસ માટે સવાધીન કીધો હતો, જેથી ત્રસટી સાહેબોએ એક માનપત્ર ચાંદીના સુંદર કાસકેતમાં મેલી શીઆલ સાથ શેઠ દોરાબજીને એનાયત કીધું હતું. તેનો જવાબ પોતાના પીતા તરફથી શેઠ મનચેરજીએ ઘટતા શબ્દોમાં વાંચ્યો હતો.

શેઠ દોરાબજીએ **લેનોલીમાં** પોતાના વડા ભાઇ મરહુમ શેઠ કાવસજીના પુન અર્થે રોજ ૧૯ મો માહ ૫ મો ય૦ સને ૧૨૭૨ ને દીને દોખમાને લગતી એક **સગડી** બંધાવી પરથાવી હતી તથા ઉપલી સગડીમાં જાવેદાન સુધી ચેરાગ મુકવાનો ખરચ આપવાને કબુલ્યું હતું.

ઇ૦ સ૦ ૧૮૯૨ ના મેહ માસમાં માનવંત પોર્ટુગીસ સરકારે એડન ખાતેના પોતાના કોનસલ તરીકેની સેવાની પીછાણમાં શેઠ દોરાબજીને

Commander of the Royal Military Order of our Lady of Conception ઓફ વીલાવીકોઝાનો મોટો **ખેતાબ** તથા તેને લગતો **ચાંદ** બક્ષયો હતો.

ઇ૦ સ૦ ૧૯૦૪ માં શેઠ કાવશજી દીનશાહ તથા ભાઇઓની પેહડીના મદદનીશો તથા માણસોએ શેઠ દોરાબજીને તા૦ ૧૧ મી માર્ચ ૧૯૦૪ને દીને એડનમાં આવ્યાની ૫૦ વરસની **જુબીલીના પ્રસંગે** એક વફાદાર યાદગારી તરીકે ચાંદીના સુંદર કાસકેટમાં એક **માનપત્ર** ખુશાલીના ભારે ઉભરા વચ્ચે એનાયત કીધું હતું. શેઠ દોરાબજીના ત્રીજા બેટા શેઠ **રૂસતમજી** એવણના વડા ભાઇ મરહુમ શેઠ કાવશજીના જમાઇ થાય છે અને પોતાના પીતા માફક એડન મધેના પોરતુગીસ કોનસલનો ઓદ્ધો ધરાવવાનું માન મેળવ્યું છે, તથા ચોથા બેટા **શેઠ દીનશાહજી** એવણના નાના ભાઇ મરહુમ શેઠ પેસ્તનજીના જમાઇ થાય છે, જેઓ પોતાના બાપ કાકાની પેહડીની જુદી જુદી શાખાના વડા તરીકે શેઠ કા. દી. તથા ભાઇઓની પેહડીનો અતી બોહળો કારભાર ઉમંગથી ચલાવે છે.

શેઠ દોરાબજી દીનશાહ એડનવાલા, "લાનોલી" મધે **૭૪ વરસ**ની ઉમરે, રોજ ૧૧ મો ખોરશેદ, માહ ૮ મો આવાં સને ૧૨૭૬ યઝદેજરદી શહેનશાહી **તા૦ ૨૨ મી એપ્રીલ ૧૯૦૭** ઇસવી ને વાર સોમને દીને **બેહશતનશીન** થયા હતા, તેમના ર્વાનને મુંબઇ લાવી અવલમંજલ પોહચાડયું હતું.

તેવણના ઉઠમણાની ક્રીયા શ્રી એડન તથા મુંબઇ મધે થઇ હતી જે વેળા એવણના પુન માટે **રૂ ૨૪ હજારની** રકમ ધર્મ ખાતે આપવાનુ જાહેર થયું હતું.

શેઠ દોરાબજીના નાના **બેટી બાઇ નવાજબાઇ** ફરામજી બનાજી પોતાના પીતાની ત્રણ દીવસ પાછળ એડન મધે ૪૦) વરસની જવાન વયે હક થયાં હતાં.

ઉપલાં મરહુમ બાપ દીકરી પોતાના ભલા, ભોલા, અને મલતાવડા ખવાસથી પોતા પાછળ મોટું મીત્ર મંડળ મેલી ગયાં છે.

## શેઠ પેસ્તનજી દીનશાહ એદનવાળા:—

શેઠ પેસ્તનજી દીનશાહ એદનવાળાનો જનમ મુંબઈ શેહેરમાં રોજ ખોરશેદ અને માહ ખોરદાદને દીને થયો હતો.

નાની ઉમરે પોતાની જાતી ચાલાકીથી સોસાયટી સ્કુલમાં દાખલ થવાની હરીફાઇની પરીક્ષા ઉપલા નંબરે પસાર કરવાથી જવાન પેસ્તનજીને Free studentship મળી હતી. સ્કુલમાં ટુંક કેળવણી લઈ સને **૧૮૫૫ માં પ્રથમ એદન જઇ** કમીસરીએત ખાતામાં દાખલ થવાની પરીક્ષા પેહેલા નંબરે આપવાથી એક જોખમભર્યા ઓદ્ધા ઉપર એવણની નેમણુક થઇ હતી.

૯. સને ૧૮૫૬ના સાલમાં કમીસરીએટ ખાતું છોડી દઇ પોતાના વડા ભાઇ શેઠ કાવશજી દીનશાહ તથા **ભાઇઓની પેહડીમાં** ભાગ્યા દાખલ જોડાયા, અને જોઇતું જવાન લોહી એ પેહેડીના કામકાજમાં દાખલ કરી તેનો ઓહળો કારોબાર પુરતા ઉમંગ તથા ઉત્સાહથી ચલાવવાને મદદગાર થઇ પડયા હતા.

ઈ. સ. ૧૮૬૭ની **એબીસીન્યાની લડાઇ** વખતે Lord Napier of Magdalla ની સરદારી હેઠળ પોતાના વડા ભાઇ શેઠ કાવશજી સાથે એવણ કુચ કરી ગયા. લશકરને જોઇતો ખોરાક, અસબાબ વગેરે સંતોષકારક રીતે પુરો પાડવાથી લશકરી ઓધેદારોએ સરકારી દસ્તાવેજોમાં શેઠ કા. દી. તથા ભાઇઓની પેહેડીનો ખાસ આભાર માની પોતાનો સંતોષ જાહેર કીધો હતો.

ઈ૦ સ૦ ૧૮૮૨ માં **સુઆકીનની ચઢાઇ** વખતે શેઠ પેશતનજીએ પોતાની પહેડી તરફથી લડાઇના હીંગામ વખતે હાજર થઇ લશકરને જોઇતી ચીજો પુરી પાડવા માંડી, જે વેળા પોતાનાં રક્ષણ માટે Admiral Sir William Hewett એ એક તરવાર અને બંદુક ભેટ આપી જરૂર વખતે કામ પડવે વાપરવાની ખાસ રજા આપી હતી. એક વેળા ગોરા સીપાહીઓને કાયદાથી ઉલટો દારૂ નહી આપવાથી અંધારી રાતની વખતે જે તંબુમાં શેઠ પેશતનજીએ પોતાના નોકરો સહીત આરામ લીધો હતો તે તંબુના દોરડાં તેઓએ કાપી નાખ્યાં જેથી ત્યાં સુતેલા સઘળાઓ **તંબુ તળે કચડાઇ ગયા.** "અલી કપટાન" નામના એક વીશવાસુ **સોમાલી નોકરે** શેઠ પેશતનજીને અરધી બેશુધ હાલતમાં તંબુ તળેથી ખેંચી કાઢયા. એડમીરલને એ વાત ખબર પડતાં એક **નાની લશકરી ટુકડી** જયાં સુધી તે છાવણી ચાલુ રહી ત્યાં સુધી

શેઠ પેશતનજીના જાન માલનું રક્ષણ કરવાને હમેશાં તંબુની આસપાસ ફરતી રાખવાનો હુકમ કીધો.

સુલેહ થવા બાદ જ્યારે પણ એડમીરલ હીવેટની મુલાકાત થતી ત્યારે હમેશાં મીત્રાચારીભરેલી રીતે હસીને ઉપલા બનાવની રમુજ સાથ તે યાદ આપતો.

ઇ૦ સ૦ ૧૮૯૪ માં શેઠ કાવશજી દીનશાહને C. I. E. નો માનવંત ખેતાબ બખશવા માટે ભરાયલી દરબારમાં General Jopp એ એબીસીન્યાની લડાઇમાં અને સુઆકાનની ચઢાઇમાં બજાવેલી ઉપલી સેવાઓની ખાસ યાદ આપી શેઠ કાવસજીની બીજી અનેક જાહેર સેવાઓની પીછાણમાં નામદાર મહારાણી વીકટોરીઆ તરફથી ઉપલો ખેતાબ અને ચાંદ એનાયત કીધો હતો.

ઇ૦ સ૦ ૧૮૮૪ ના સાલમાં શેઠ કા. દી. તથા ભાઇઓએ **જંગબાર** ખાતે પોતાની પહેડીની એક શાખા ખોલી હતી. જ્યારે શેઠ પેશતનજીએ એ શાખાનું સુકાન જાતે હાથમાં લઇ કેટલાંક વરસો સુધી તેનો કારભાર ફતેહમંદી સાથ ચલાવ્યો તથા નામદાર અંગ્રેજ સરકારનો તેમજ જંગબારના સુલતાન "સૈયદ બરગશ" નો ચાહ તથા વીશવાસ મેળવ્યો.

શેઠ પેશતનજી એક ચુસ્ત **ફ્રીમેસન** બીરાદર હતા તથા એડનમાં ફ્રીમેસનોમાં સૌથી ઉંચી ડીગ્રી મેળવવા પામ્યા હતા.

ઇ૦ સ૦ ૧૮૯૩ માં પોતાના ભાઇઓની પેહડીમાંથી પોતાનો ભાગ છુટો કરી મેશરસ પેશતનજી દીનશાહ અને છોકરાને નામે પોતાના **બેટા દારબશાહ** તે પોતાના વડા ભાઇ શેઠ કાવશજીના નાના જમાઇ સાથ જુદો વેપાર કરવા માંડયો. ઇ૦ સ૦ ૧૮૯૫ માં મરણની થોડોક વખત અગાઉ પોતાના ભાઇઓ સાથ સુલેહ કરી, વડા ભાઇ શેઠ કાવશજીની એડનમાં પ્રથમ આવવાની ૫૦ વરસની "જુબીલી" ના શુભ પ્રસંગે ખુશી ખુરમીમાં ભાગ લઇ થોડુંકમાં પોતાના ભાઇના "તવાઇ" ખાતેના મકાનમાં રોજ ૧૦ મો, માહ ૧૦ મો યઝદજરદી સને ૧૨૬૪ ને દીને **એડનમાં** પોતાનો પ્રાણ તે બારે હકતાલાને સવાધીન કીધો. મરનાર પોતાના રમુજી હસમુખા સ્વભાવથી પોતા પાછલ એક બોહલું અંગ્રેજી તેમજ દેશી મીત્ર મંડલ મેલી ગયા છે. ઘણાક જાણીતા નૌકાધીપતીઓ તથા ઓધેદારો એમના અંગત મીત્રો થતા હતા.

શેઠ પેશતનજીનાં મરણ બાદ એવણના **બે બેટાઓ ભાઇઓ હીરજી-ભાઇ તથા દારબશાહે** પોતાનો સ્વતંત્ર ધંધો રોજગાર અખત્યાર કીધો છે.

શેઠ પેશતનજીએ ઇ૦ સ૦ ૧૮૫૫ થી ૧૮૯૫ સુધી ૪૦ વરસ એડનના વેપાર વણજમાં ગુજાર્યા હતાં.

**ખાન બહાદુર રૂસતમજી મનચેરજી ઘોલુ**નો જનમ તા૦ ૨૭ મી અકટોબર ૧૮૪૫ ને દીને થયો હતો.

તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૬૬ ને દીને એડન આરસનલના હેડ કલાર્ક તરીકે એવણ રૂ. ૧૧૦ માસીક પગારે સરકારી નોકરીમાં જોડાયા. ત્યારબાદ ૧૮૬૯ એડનની રેસીડનટની કોર્ટના એકાઉનટંટ તરીકે નેમાયા હતા.

૧૮૭૧ માં એડન મ્યુનીસીપાલીટીના એકાઉનટંટ.
૧૮૭૩ ,, ,, સ્મોલ કોઝ કોર્ટના જડજ.
૧૮૭૪ ,, રૂ ૨૦૦ નો દરમાયો થયો.
૧૮૭૮ ,, સેકન્ડ કલાસ મેજીસ્ટ્રેટ.
૧૮૮૧ ,, રૂ ૩૦૦ નો દરમાયો.
૧૮૮૪ ,, જેલના સુપ્રીનટેનડંટ.
૧૮૮૫ ,, પેહલા વર્ગના મેજીસ્ટ્રેટ.
૧૮૮૮ ,, **ખાનબાહદુરનો** ખેતાબ મલ્યો.
૧૮૮૮ ,, કામચલાઉ ચોથા મદદનીશ રેસીડન્ટ.
૧૮૯૭ ,, C. I. E. કમપેનીઅન ઓફ ઇનડીયન એમપાયર નો ખેતાબ મળ્યો.

ખાનબહાદુર રૂસતમજી મ. ઘોલુ ઉપલી ઝલકતી કારકીરદી સાથ સરકારની વફાદાર નોકરી બજાવવા ઉપરાંત પ્રજા ઉપયોગી કામોમાં પણ ભારે ઊમંગથી મંડતા હતા.

**ફ્રીમેસન** બીરાદરો એડનની લૉડજના મુખી તરીકે વારંવાર એવણને નેમતા હતા.

પારસી અનજુમનના બીનસ્વારથી **ઉમંગી સેક્રેટરી** તરીકે વરસો સુધી પારસી કોમની એડનમાં સારી સેવા બજાવી છે તથા પોતાના ઓધા દરમ્યાન જાહેર પ્રજાને આપસઆપસમાં [સમજુતી ઉપર આવી કોર્ટમાં જઇ વખત તથા ખરચનો ભારે ભોગ આપતાં ઘણીક

વેલા અટકાવ્યા છે, જેનું પરીણામ શંતોષકારક આવ્યું છે. હાલ ખાન બહાદુર રૂસતમજી **મુંબઇ મધે પેનશન ઉપર** સરકારી નોકરીમાંથી ફારેગ થઇ અરબી ભાશાના ચઢતા અભ્યાસ કરવામાં એક મારગી એકાંત જીંદગી ગુજારે છે, તથા મુંબઇના એક J. P. સુલેહના અમલદાર તરીકે સારી સેવા બજાવે છે.

ખાનબહાદુર મનચેરજીની જગાએ મુંબઇની સેક્રેટરીએટ આશી-સવાલા મી૦ કોયાજી નસરવાનજી કોયાજી, બી. એ., એલ. એલ. બી. ની નેમણુક થઇ હતી.

**શેઠ માણેકજી રતનજી પટેલ,** સીગનપોરીઆ.

શેઠ માણેકજી પટેલ સુરત નજદીક આવેલાં સીગનપોર ગામના વતની હતા. પ્રથમ ઇ૦ સ૦ ૧૮૫૦ માં શેઠો મનચેરજી એદલજી અને સન્સ સોપારીવાલાની પેહડી ઉપર શેઠ કાવશજી દીનશાહની જગ્યાએ મેનેજરના ઓધાનો અખત્યાર લઇ એડન મધે આવ્યા હતા, તથા ઉપલી પેહડીનો બોહલો કારભાર ચલાવતા હતા.

તે અરસામાં પોતાનાં વતન સીગનપોરથી પોતાના સગા સ્નેહી-ઓના કેટલાક જવાન છોકરાઓને નાની વયમાં પોતા સાથ એડન લાવી સરકારી સ્કુલમાં તેમજ દુકાન ઉપર વેહવારૂ અંગ્રેજી જ્ઞાન સંપાદન કરાવી પોતાના હાથ હેઠલ રાખી દુન્યાદારી તથા ધંધા રોજગારમાં આગલ પાડયા હતા. ઉપલા છોકરાઓમાં હાલ શેઠ પાલનજી ધનજીભાઇ પટેલ તથા શેઠ એદલજી કુંવરજી પટેલ વગેરે એડન મધે પોતાના સ્વતંત્ર વેપાર વણજ ચલાવે છે. તથા પાંચ પૈસે સુખી હાલતમાં એ અશો મુરબીના રૂહ ઉપર હજારો હજાર દુવા ગુજારે છે. શેઠ મનચેરજી સોપારીવાલા સગપણમાં શેઠ માણેકજી પટેલના ફુવા થતા હતા, તથા પટેલની હુશીઆરી અને બાહોશી જોઇ આયંદે પોતા હસતક ચાલતા કામકાજમાં એવણનો ભાગ રાખતા હતા.

શેઠ માણેકજી પટેલે ઇ૦ સ૦ ૧૮૮૩ ની તા૦ ૭ મી માર્ચને દીને શ્રી એડનના જરથોસ્તી રવાનોને સંજોગવાનું એક **એલાહદું મકાન અનજુમનના વપરાસ માટે** બંધાવી આપ્યું હતું તથા એડનની દરેમેહેરમાં **મોબેદ રાખવાના ફંડ** માટે રૂ. ૮૦૦૦ ની રકમ શ્રી એડનની જરથોસ્તી

**અનજુમનના** ત્રસ્ટીઓને સ્વાધીન કરી તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી ચાલુ એક મોબેદના નીભાવની ગોઠવણ કરી છે.

સીગનપોર ગામ સુરતની ઉત્તરે આશરે અઢી માઇલ દુર તાપતી નદીના કીનારા ઉપર આવ્યું છે.

શેઠ માણેકજી રતનજી સીગણપોરીઆએ બાંધેલી **ધર્મશાલા ઉપરની** તખતી નીચે મુજબ છે:—

"શ્રી દાદાર હોરમઝદની મદદથી આએ ધર્મશાળા જરથોશતીઓને સારે રૂડે વાપરવાને કાજે પારસી માણેકજી રતનજી સીગનપોરીઆએ પોતાના ખરચે બંધાવી છે. રોજ ૧ લો માહ ૧૨ મો સને ૧૨૪૧ યઝદેજરદી, તા૦ ૧૭ મી આગસ્ટ સને ૧૮૭૨ ઇસવી."

ઉપલું મકાન એક મજલાનું પાકી બાંધણીનું બનાવેલું છે અને માળ ઉપર બે કુટુંબ રહી શકે એવી સરવે ગોઠવણ રાખેલી છે. દેશાવરથી આવતાં લોકને ઉતરવાની દરેક સગવડ કરેલી છે, જેવીકે રાંધવાના વાસણ, બીછાના, કોચ વગેરે રાખેલું છે. વળી પાછલી બાજુ તાપતી નદીનો કીનારો આવેલો હોવાથી રહેનારને ચોખી હવા મળી શકે છે. એનો સઘળો વહીવટ મરહુમ શેઠ માણેકજી રતનજી પટેલ (એડનવાલા) જેઓએ વેસુ મધે દરેમેહેર બંધાવી આપી છે તેમના વારસોને હસતક છે.

ઉપલી ધર્મશાલાની પડોશમાં **સ્કુલ માટે** વાપરવાને એક કુશાદે મકાન ઇ૦ સ૦ ૧૮૮૧ માં શેઠ માણેકજીએ બંધાવી આપ્યુ છે.

સીંગણપોરના **"રવાનોને અવલમંજલ પોહોંચાડવાનું ફંડ"** મરહુમ શેઠ માણેકજી રતનજીની આગેવાની હેઠળ એક જનરલ સભા ભરી સ્થાપવામાં આવ્યું હતું. તેમાં શેઠ માણેકજીના જુદે જુદે નામે રૂ. ૧૦૦૦ ભરાયા હતા. એ ફંડમાં હાલ ઠીક વધારો થયો છે, તેમાંથી નસેસાલાર વગેરેનો ખરચ આપવામાં આવે છે.

**ગહંબાર:**—એ ઉપરાંત એક **ગહંબાર** તથા પોતાની દર વરસની **બાજનું** રોજ ૧૨ મો માહ ૯ મો એ આખા સીંગણપોર ગામના જરથોસ્તીઓ માટેનું જમણ કરવા સારૂ મરહુમ શેઠ માણેકજી રતનજી એક જુદું ત્રસ્ટ કરી ગયા છે.

**નિરાશ્રીત ફંડ**—સીગણપોર ગામ મધે **ગરીબ વિધવા બાઇઓ વગેરે હોવાથી તેઓને આશરો આપવા એક ફંડ ઇ૦ સ૦ ૧૮૮૫ માં**

મરહુમ શેઠ માણેકજી રતનજી પટેલનાં પ્રમુખપણા હેઠળ એક સભા ભરી ઉભું કરવામાં આવ્યું હતું, જેમાં મરહુમ શેઠ માણેકજીએ જુદે જુદે નામે રૂ. ૧૧૦૦ ભરી શરૂઆત કરી હતી. એ ફંડ હાલ વધી રૂ. ૯૬૨૧ નું થયું છે. તેના વ્યાજમાંથી લાચારોને રૂ. ૨ થી રૂ. ૪ સુધીની રકમો દર માસે આપતી કીધી છે.

મરહુમ શેઠ માણેકજી રતનજીએ પોતાના પુનને માટે **એક વજીફો** આશરે રૂ. ૪૦૦૦ ની કીમતનો સીગણપોરની અનજુમનના ત્રસ્ટીઓ **હસતક** આપ્યો છે તેની જે ઉપજ આવે તે નિરાશ્રીત ફંડમાં આપવામાં આવે છે.

*શેઠ માણેકજી રતનજી પટેલે સુરતની નજદીક આવેલા **વેસુ ગામમાં** ઇ૦ સ૦ ૧૮૮૯ ના મે માસમાં એક **દરેમેહેર** પરથાવી હતી જે ઉપર નીચે મુજબ તખતી મારી છેઃ—

"આ આતશ આદરાન પરઠેઆ પારસી માણેકજી રતનજી પટેલ શીગણપોરીઆએ **પોતાની ધણીઆણી** બાઇ પીરોજબાઇના પુન સવાબને માટે પોતાના ખરચે, તેના ચાલુ ખરચના મોબેદોને પગાર એ સરવેનું ફંડ અનામત કહાડેલું છે, તેના વ્યાજમાંથી આ ફંડના ત્રસ્ટીઓ શેઠ માણેકજીના છોકરાઓ તથા તેની સાથે ઠરાવેલા ત્રસ્ટીઓ છે, તેઓ વંશપરંપરા ચલાવશે."

આ ત્રસ્ટીઓ તે શેઠ માણેકજીના છોકરા બમનજી તથા હોરમજી અને તેઓના ભાઇ દાદાભાઇ રતનજી વગેરે છે. આ **આદરાનના ચાલુ ખરચ** અને ગામના છોકરાઓને શીખવવાની **નીશાળ સાથેના ખરચ**-ને માટે આસરે રૂ. ૮૦૦૦ નું ફંડ જુદું કહાડી તેનું વ્યાજ વાપરવા ઠરાવ્યું છે.

ઉપલા શુભ અવસરે વેસુ ગામની અનજુમને શેઠ માણેકજીને **કેટલીક શીઆલો હોરાદી હતી.**

**શેઠ માણેકજી પટેલનું મરણ ઇ૦ સ૦ ૧૮૯૦માં નીપજ્યું હતું. મરનારે પોતાની હયાતીમાં શેઠ પાલનજીના બેટા ભાઇ બમનજીને તથા પોતાના ભાઇ દાદાભાઇના બેટા ભાઇ હોરમજીને દત્તક કરી લીધા હતા.**

---

* ખા૦ બા૦ બ૦ બે૦ પટેલની "પારસી ધર્મ સ્થળો" સફે ૩૪૪.

## શેઠ પાલનજી ધનજીભાઇ પટેલ સીગનપોરીઆ.

એડન મધે મોટા પાયા ઉપર શેઠ **પાલનજી દીનશાહને** નામે ચાલતી યુરોપ શોપ, મીલીટરી કંત્રાકટ તથા સંખ્યાબંધ આડતો ચલાવનાર પેહડીના માલેક શેઠ પાલનજીનો જનમ સુરત નજદીક આવેલાં સીગનપોર ગામમાં ઇ૦ સ૦ ૧૮૪૬માં થયો હતો. એવણના પીતા ગામમાં ઉત્તમ ખેતી કરતા હતા. ઇ૦ સ૦ ૧૮૬૪ના જાનેવારી માસમાં જવાન પાલનજીને એવણના બનેવી શેઠ માણેકજી રતનજી પટેલ પોતા સાથ એડન લઇ ગયા હતા તથા શેઠો મનચેરજી એદલજી એન્ડ સન્સ સોપારીવાળાની પેહડી ઉપર પોતાના હાથ તળે રાખ્યા હતા.

ઇ૦ સ૦ ૧૮૭૦ માં **શેઠ પાલનજીએ** સોપારીવાળા શેઠોની પેહડીમાં મેનેજરનો ઓધ્ધો ભોગવ્યો હતો. ઇ૦ સ૦ ૧૮૭૪ માં શેઠ માણેકજી પટેલે પેહડીને નામે તવાઇમાં એક દુકાન ઉઘાડી શેઠ પાલનજીનો ભાગ રાખી એવણને સોંપી હતી.

ઇ૦ સ૦ ૧૮૭૯ માં માણેકજી નસરવાનજીની કું૦ ને નામે શેઠ પાલનજીએ શેઠ માણેકજી પટેલ તથા શેઠ દીનશાહ મનચેરજી સોપારીવાલા સાથે ભાગમાં એક દુકાન ચલાવી હતી. ઇ૦ સ૦ ૧૮૯૦ માં શેઠ માણેકજી પટેલના ગુજરવા બાદ તેવણના વારસોને ઉંચકો આપી પાલનજી દીનશાહની કું. ને આગલેજ નામે શેઠ પાલનજી ધનજીભાઇ પટેલની માલેકી હેઠળ દુકાન ચાલુ રાખી છે.

શેઠ પાલનજી ધનજીભાઇ પટેલની તથા શેઠ બમનજી માણેકજી પટેલની શ્રી સીગણપોરના રૂવાનોને અવલ મંજલ પોંહચાડવાનું ફંડ, ગહંબારોનું ફંડ, તથા ગરીબ વિધવાઓને આશરો આપવાનુ નીરાશ્રીત ફંડના ટ્રસ્ટીઓ તરીકે ઇ૦ સ૦ ૧૮૯૨ માં ગામના રહેવાસીઓની બોલાવેલી સભાએ નેમણુક કરી છે.

શેઠ પાલનજી શ્રી એડનની પારસી અનજુમનના એક ટ્રસ્ટી છે તથા એડનની પ્રીન્સ ઓફ વેલ્સ ડીસ્પેનસરી વગેરે જાહેર ખાતાંના પણ ટ્રસ્ટી છે.

નાદરૂસ્ત તબીયતને સબબે પોતાની પેહડીનો બોહલો કારભાર પોતાના છોકરાઓ ભાઇઓ દોરાબજી, નવરોજી, તથા પીરોશાને સોંપી હાલ પોતાના હમવતન સીગનપોરમાં એકાંત જીંદગી ગુજારે છે.

શેઠ **એદલજી કુંવરજી પટેલ** સીગનપોરીઆ એડન મધે મોટા પાયા ઉપર શેઠ **એદલજી કુંવરજી પટલની** પેહદી જનરલ મરચન્ટ, કોનત્રેકટર, કમીશન એજન્ટ વગેરે પોતાનો વેપાર ચલાવે છે.

ઈ૦ સ૦ ૧૮૭૬ ના મે માસમાં જવાન એદલજી ૧૫ વરસની ઉમરે પોતાના ભાઇ શેઠ પેશતનજી કુંવરજી પટેલ એડનના કમીસરીએટ ઇનસ્પેકટર સાથ પ્રથમ એડનમાં આવ્યા હતા તથા પોતાના મામા મરહુમ શેઠ માણેકજી રતનજી પટેલના આસરા હેઠળ રહ્યા હતા. શેઠ માણેકજી પટેલે આ નવા આવેલા જવાનને તેની ચાલાકી જોઇ અંગ્રેજી કેળવણી સંપાદન કરવાને એડનની ગવરમેન્ટ સ્કુલમાં દોઢ વરસ સુધી રાખ્યા હતા. ત્યાર બાદ સ્કુલ છોડાવી સોલજરોની કાંટી શોપ તથા શેઠ મનચેરજી એદલજી સોપારીવાલાની કાંટી શૉપનો ચાર્જ સોંપયો હતો જેથી વેહવારૂ અંગ્રેજી બોલવાને જવાન એદલજીને ઠીક તક મળી ગઇ હતી.

ત્યાર બાદ મરહુમ શેઠ માણેકજીએ પોતાના આ ભાણેજને પોતાના ફુવા શેઠ સોપારીવાલાની પેહડીમાં હાથ હેઠળ રાખી દુકાનને લગતી તેમજ બહારના કામકાજને લગતી પુખ્ત તાલીમ આપી હતી.

શેઠ માણેકજી પટેલના રીટાયર્ડ થવા બાદ શેઠ એદલજીએ આરટીલરીની એક નાની કાંટી શોપ પોતાને હીસાબે અને જોખમે ચલાવી પોતાના **સ્વતંત્ર ધંધાની** શરૂઆત કરી. ત્યારબાદ પોતાના સગા શેઠ દીનશાહ કાવસજી સોપારીવાલાના આગ્રહથી તેઓની પેહડીમાં જોડાયા.

તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૯૦ ને દીને શુભ મુહુરત કરી પરચુટણ સામાનની એક નાની યુરોપ શોપ ઉઘાડી જનરલ મરચન્ટ તરીકે નાના પાયા ઉપર **વેપારનું મંડાણ** કર્યું.

જાતી મેહનત, ઇમાનદારી અને ખંતથી એવણના વેપારમાં રફતે રફતે પુશકળ બરકત થવા લાગી. એવણના ધંધાની મુખ્ય ખુબી એ હતી કે બીજાઓ માફક શેઠ એદલજી કોઇના પણ ધંધા રોજગારમાં તેમજ કનત્રાકટોમાં નુકસાનકારક **હરીફાઇમાં કદીપણ ઉતરતા હતા નહી.** જોકે એવણે કશીએ ઇજનેરી કેળવણી લીધી ન હતી તે છતાં એડનમાં ઘણીક બીલડીંગો બાંધવાનું કનટ્રાકટ એવણે લીધું છે, તેમજ સોમાલીલેંડ બાઉનડરી કમીશન, પબલીક વર્કસ, સપલાઇ એન્ડ ત્રાનસ્પોર્ટ વગેરેના

પુશકળ સરકારી તેમજ લશકરી કનટ્રાકટો પોતાના વડાઓના સંતોશ વચે સરનજામ ઉતારી શાબાસી મેળવી છે.

ઉપલા સઘળા કામકાજ તથા કનત્રાકટો વખતે **એવણના ભાઇ મી૦ બરજોરજી કુંવરજી પટેલ** જાતી દેખરેખ રાખી શેઠ એદલજીની પેહડીના જમણા હાથ સમાન થઇ પડયા છે તેમજ એવણના ભત્રીજા ભાઇઓ રતનજી તથા હોરમજી પેશતનજી પટેલ પણ શેઠ એદલજીનો કારોબાર ચલાવવાને ઠીક મદદગાર થઇ પડયા છે.

શેઠ એદલજી કુંવરજી પટેલ તરફથી **સીગણપોર** ગામમાં યઝદે-જરદી સને ૧૨૭૫ના સાલથી વરસમાં **બેવાર ગહંબારનાં** જમણો થાય છે. ગામથી થોડે દુર પોતાના પીતાના પુનને માટે એવણે એક **કુવો** બંધાવ્યો છે, તથા ગામ મધે કેટલાક જરૂર જોગા સુધારા કરવાની એક યોજના રચી છે જે થોડોક વખત અમલમાં મુકવાથી ફતેહની આશા આપે છે.

આ પ્રમાણે શેઠ એદલજીએ નાની વયે એડન આવી ટુંક કેળવણી લઇ જાતી અનુભવ મેળવી નાના પાયા ઉપર રોજગાર કરી એડન મધે મેળવેલા પોતાની સકમાઇના પૈસા પોતાના હમવતનમાં સખાવતના કામોમાં ખરચી એડનના જાણીતા થયલા મુરબી મરહુમ "**પટેલ**"ના નામને ઠીક જેબ આપી છે.

———

**ખાનસાહેબ કાવશજી હોરમશજી દાદાચાનજીનો** જનમ નવસારી કસબામાં રોજ ૧૫ મો માહ ૫ મો સંવત ૧૮૯૬ માં થયો હતો. એવણે ૨૩ વરસની જવાન ઉમરે એડનની દરેમેહેરમાં એ૦ એરચજી કાવશજી ગાંડાના એક મદદનીશ તરીકે મોબેદી ધંધો અખત્યાર કીધો, અને ૧૦ વરસ સુધી એડનની દરેમેહેરનું પંથક ચલાવ્યું. તે અરસામાં જરથોશતીઓને લગતાં સામાન્ય વપરાસના **ધર્મના મકાનો જેવાં કે દોખમુ, દરેમેહેર** વગેરે બંધાવામાં ઉમંગથી ભાગ લેવા લાગ્યા. જેથી મોબેદ કાવશદારૂના ફળદ્રુપ ભેજામાં છુપી રહેલી બાંધકામો ને લગતી ઇજનેરી કલાનો થોડોક અભ્યાસ કરવાની ઉત્તમ તક મલી. આ તકનો લાભ લઇ પોતાના હમદીનોને સંતોષ આપી પ્રજા ઉપયોગી જાહેર બાંધકામનું લશકરી કંત્રાકટ લેવા માડયું જે રફતે રફતે આગલ વધારી એડનના મોટા જાણીતા કીલ્લાઓ, બરાકો, સરકારી આફીસો તથા મોટી ખાનગી ધણીઆતી ઇમારતો બાંધી સરકારમાં જાહેર નામના મેલવી **૧૯ વરસ સુધી એડનના એક મોટા કનત્રા-કટર** તરીકે ભારે હરીફાઇ છતાં પોતાની કીરતી જાલવી રાખી તેનાં બદલામાં માનવંત અંગ્રેજ સરકારે એવણને ઇ૦ સ૦ ૧૮૮૮ માં **ખાનસાહેબનો** એલકાબ બખશી નવાજેશ કીધી હતી. ઇ૦ સ૦ ૧૮૯૪ માં એવણે એડન છોડી નવસારીમાં પણ કેટલીક જાહેર ઇમારતો જેવી કે **તાતા સ્કુલ, હાઇ સ્કુલ** વગેરેનું બાંધકામ ઉપલા ખાનસાહેબ ઉપરી-પણા હેઠલ થયું. હાલ ૬૧ વરસની વયે પોતાની જીંદગી દોસ્ત આ-સનાવોના એક ખરા સલાહકાર તરીકે એવણ નવસારીમાં ગુજારે છે.

ખાનસાહેબ કાવસજી હો. દાદાચાનજીના બેટાઓમાં ભાઇ **મેરવાનજી દાદાચાનજી** શેઠ કાવસજી દીનશાહની પેહડીમાં ઇમારતો ઉપર દેખરેખ રાખવા ઉપરાંત ઇટાલીયન ભાષા સરલતાથી બોલતા હોવાથી ઉપલી પેહડીને લગતી આગબોટોનું કામકાજ કરે છે.

બીજા બેટા ભાઇ **દીનશાહ** મોગલ લાઇનની આગબોટના ચીફ ઇજનેર તરીકે તથા ત્રીજા બેટા ભાઇ **રૂસતમ** એનજીન અને પ્રેસના વડા ઇજનેર તરીકે નોકરી બજાવે છે. જેથી મોબેદ કાવસજીમાં સમાયલી ઇજનેરી કલા એમના સઘલા બેટાઓમાં ઉતરી આવી છે.

---

**શેઠ દાદાભાઇ ની કુ.**

એડન મધ્યે પ્રથમ કાફીનો વેપાર કરવાને શેઠ **દાદાભાઇ બેહરામજી** એ પોતાની પેહડી ખોલી. વેલાયત કાફી ચઢાવવાની નાના પાયા ઉપર શરૂઆત કરી હાલ યુરોપ, અમેરીકા, તથા ફ્રેંચ સંસ્થાનમાં સંખ્યા બંધ શાખાઓ વેપાર અર્થે ખોલી છે. ઉપલી પેહડીની સને ૧૮૭૬ માં પ્રથમ લીવરપુલ ખાતે સ્થાપના થઇ. ત્યારબાદ સુએઝ કેનાલ ઉઘડવાથી લંડન સાથ વેપાર માર્ગમાં સવલતા થવાથી સને ૧૮૭૫ માં લીવરપુલ છોડી લંડનમાં પેહડી ઉંધાડી. શેઠ દાદાભાઇની પેહડીમાં એવણના ત્રણ ભાઇઓ કાવસજી, રૂસતમજી તથા પેશતનજી એક પછી એક સામેલ થયા તેમજ એવણના જમાઇ ભાઇ દોરાબજી ફરદુનજી વાછાને પણ સામેલ કર્યા ઉપર જણાવેલી સ્થાપના પછી ૪૨ વરસની મુદતમાં નીચે મુજબ પેહડીની શાખાઓ સ્થાપી છે. ન્યુયૉર્ક, પેરીસ, એડન, હોદેદા, બરબરા, મસોવા, સીશીલસ, મડેગાસગર, મુંબઇ. અરબસ્તાનની મુખ્ય પેદાયશ કાફી, ગુંદર, તથા છીપ, સુતરાઉ કાપડ વગેરે વેપારની મુખ્ય જણસો છે.

અમેરીકામાં ૧૮૮૨ ના સાલમાં પેહડીની સ્થાપના થઇ ત્યારથી એવણના ભાઇ શેઠ રૂસતમજી ત્યાંની પેહડીના વડા છે તથા "અમેરીકન સીટીઝન" નો હક મેળવ્યો છે, જે અગત્યનો હક લેખવામાં આવે છે.

મેડેગાસકરમાં પેહડી સ્થાપી ત્યારે ફ્રેંચ વેપારીઓએ ઉપલી પેહડીને ઘણી રીતે નસાડવાની વેતરણ કરી. જેથી એવણના ભાઇ શેઠ પેશતનજી એ ત્યાનાં ગવરનર જનરલની મુલાકાત લઇ ઘટતો બંદોબસ્ત કીધો જેનાં પરીણામમાં ઉપલી પેહડીને **"યુરોપીયન"**ના વર્ગમાં મુકી. ફ્રેંચ સરકારે ઉપલી પેહડીનો ચઢયા તો દરજ્જો ગણી જે "કેપીટેશન ટેકસ" દરેક માણસ દીઠ આપવો પડે છે તેમાંથી મુકત કર્યા. તથા ફ્રેંચ સરકારી ગેઝેટમા નીચે મુજબ એ પેહડી માટે ઠરાવ બહાર પડયો છે. "દાદાભાઇની કુ." **મેડેગાસકરની કોલોનીમાં હીંદી વેપારીઓમાં સર્વથી સરસ** છે. તેઓએ ત્રણ મથક પકડેલા છેઃ– "આનતેનાનારીઓ," "તામાતાવ" તથા "એનડીવોરેનતો," તેઓની પેહડીમાં ત્રણ યુરોપીયન વડાઓ (ત્રણ પારસીઓ જેઓને યુરોપીયન તરીકે લેખવાનો હક આપ્યો છે તેઓ) ૫ હીંદીઓ, ૩ અમેરીકન, ૩ આરબ અને ૬ મલગાસીઓ છે. એ

પેહડીનો **કાપડનો વેપાર** સઉથી બોહલો છે, તથા જથાબંધ દારૂકામ વેચે છે. તેઓની ખરીદી મોટે ભાગે ફ્રેંચના મુલકમાં થાય છે. મેડેગાસકરની પેદાયશ રબર, મીન વગેરે ખરીદી યુરોપ વેચવા મોકલે છે. ઇંગલાંડમાં "વરધીંગ" નામના દરીઆ કીનારે આવેલા ગામમાં પોતા માટે બાંધેલા મકાનમાં શેઠ દાદાભાઇ એકાંત જીંદગી ગુજારે છે.

**મી૰ પેશતનજી રૂસતમજી તુરકી** પ્રથમ પોતાના ભાઇ કાવશજીની યુરોપ શોપમાંની દુકાનમાં મદદનીશ તરીકે એડનમાં આવ્યા હતા. ત્યાં ત્રણ વરસ રહી પોસ્ટ આફીસમાં રહી સરકારી નોકરી શરૂ કરી અને રફતે રફતે હાર્બર ડીપાર્ટમેન્ટમાં વધી માઅલાની કસ્ટમ આફીસના વડા તરીકે લાંબી સરકારી નોકરી ભોગવી એડનમાં હક થયા.

મરહુમ **કાવશજી રૂસતમજી ટુરકી** પેહેલા અંગ્રેજ સરકારે એડન લીધું ત્યારબાદ ૫ વરસે શેઠ ભાયાની દુકાનમાં મદદ-નીશ તરીકે ગયા હતા, જે દુકાન આયંદે મરહુમ કાવશજીએ ખરીદી પોતા હસ્તક ચલાવવા માંડી. ત્યારબાદ એવણનું મરણ એડનમાં નીપજ્યું હતું. પોતાના નાના ભાઇ મી૰ પેશતનજીને એવણે દત્તક કરી લીધા હતા.

---

## શેઠ એદલજી માણેકજી કોલાબેવાળા.

એડન શેહેરના જાણીતા શેઠયા તથા પારસી કોમના અકાબર શેઠ એદલજી માણેકજી ઈ. સ. ૧૮૪૦ માં અંગ્રેજોએ એડનમાં વસવાટ કર્યા બાદ અવ્વલ એડનમાં વેપાર અર્થે આવેલા પેહેલવહેલા જરથોસ્તીઓમાં એક હતા, અને શેઠો એદલજી માણેકજી એન્ડ સન્સને નામે પેહેડી ખોલી રીજમીટને જોઇતો સામાન પુરો પાડવાને ઓહોળા પાયા ઉપર વેપાર ચલાવવા ઉપરાંત એડનમાં "માઅલ્લા" બંદર ઉપર ખારૂં પાણી પીવા માટે condenser સંચ્ચા વતી મીઠું કરી દર રોજ ૪૦૦૦) ગ્યાલન પાણી દેશી વહાણવટી વગેરેને પુરૂં પાડતા તથા રોજનું એક ટન આઇસ બનાવવાને સંચ્ચો ગોઠવી દેશીઓમાં હુન્નર ઉદ્યોગ દાખલ કીધો હતો.

શેઠ એદલજી માણેકજીનો હોડજફ ઉપર કોલસાનો એક મોટો ધકકો આવ્યો હતો તથા નામદાર ફ્રેંચ સરકારને લગતું એડનમાં કામકાજ સંતોષકારક રીતે ચલાવ્યાથી ઉપલી પેહેડીને **ફ્રેંચ સરકાર તરફથી એક ચાંદની** બખશેશ થઇ હતી, જે એવણના વારસો પાસ હાલ મોજુદ છે.

એડનમાં પહાડ ઉપરનાં દોખમા આગળ રવાનો લઇ જવાનું મુશકેલ માલમ પડવાથી શેઠ એદલજીએ પોતાને ખરચે એક **પાકો રસ્તો તથા સગડી** બંધાવી આપ્યાં હતાં તથા એડનની પારસી અનજુમનની બીનસ્વાથે ઘણીક સારી સેવાઓ બજાવી હતી. હાલ પણ એવણના વારેસોમાંના એક શેઠ, **બેહેરામજી મનચેરજી એદલજી** એડનની પારસી અનજુમનના **આનરરી સેક્રેટરી** તરીકે સર્વને મનમાગતી રીતે પોતાની ફરજો બજાવ્યા જાય છે. એડનના જાણીતા ટાંકાઓમાંના એકમાં શેઠ એદલજી માણેકજીનો ભાગ હતો.

પોતાના ભવીશયના વારેસો માટે મોટી આવક આપી શકે એવી દુરઅંદેશી વાપરી એક ગામમાં તથા એક તવાઇમાં મોટી બજારો (મારકેટ) બંધાવી ગયા હતા, જે હાલ સરકારે વેચાતી લીધી છે.

શેઠ એદલજીના વારેસો દર વરસ એડનમાં ગહંબારનું જશન કીધા સાથ એક જમણ કરે છે જેમાં એડનની કુલે જરથોસ્તી અનજુમનને ઇજન કરે છે.

શેઠ એદલજીના મરણ બાદ ખા૦ બ૦ મનચેરજી રૂ. ઘોલુની આગે-વાની હેઠળ **અનજુમનની એક સભા** મળી હતી, જેમાં **મરહુમની** યાદગારી કાયમ રાખવાને એક ફંડ ઉઘાડી એડનની દરેમેહેરના કમપા-ન્ડમાં એક **મોટો કુવો** બંધાવ્યો હતો, જે ઉપર નીચલો લેખ માલમ પડે છે.

**પાક દાદાર હોરમજદની મદદ.**

"બહેશતનશીન શેઠ એદલજી માણેકજી કોલાએવાલાનાં ધરમને લગતાં સખાવતના કામોની યાદગારી કાયમ રાખવા માટે આ કુવો શ્રી એડનની જરથોશતી અનજુમને બંધાવી આપ્યો છે. સને ૧૨૫૦ યજદે-જરદી, ૧૮૮૧ ઇસવી."

એવણુના દીકરા મી૦ નવરોજી ઘણાંક વરસો સુધી અંગ્રેજ સર-કારની વફાદાર નોકરી બજાવી પેનશન ભોગવે છે. શેઠ નવરોજીની માલેકી ની ગામ મધે મોટી મારકેટ હતી, જે (બજાર) મારકેટ હાલ સરકારે વેચાતી લીધી છે. એવણુના બીજા દીકરા મરહુમ મી૦ દોરાબજીએ એડનના પોસ્ત માસ્તર તરીકે સરકારની લાંબી સેવા બજાવી છે.

એવણુના ત્રીજા બેટા શેઠ **મનચેરજીના બેટાઓ શેઠો નસર-વાનજી, બેહરામજી, જાંહગીર, માણેકજી, કેખસરૂ, પીરોશા** તથા **દીનશાહજી** પોતાનાં વ્હાલાં **માતાજી દીનબાઇ**ની સાહ્યતા હેઠળ શેઠો મનચેરજી એદલજી માણેકજીને નામે પોતાના વડવાઓની પેહેડી ઉમંગથી ચલાવે છે.

આ પેહેડીના વડા (હાલમાં શેઠ **નસરવાનજી**)ને પારસી અનજુ-મનના અકાબરોમાંના એક તરીકે હમેશ ચુંટી કાઢતા આવ્યા છે તથા મેહેરવાન બાગમાં જાણીતા આસામીઓની સબીઓમાં મરહુમ શેઠ એદ-લજીની પણ એક સબી મુકવામાં આવી છે.

ફ્રેંચ, જરમન, રશીયન, આસ્ટ્રીઅન લડાયક બારકસો, Navy તથા રૂબેતીનો, એનકર, કલેન, મેસેજરી, એડન કોલ કું. વગેરે Line of Steamers ના આડત્યા, દુબાશ તરીકે જોઇતી વસ્તુઓ આજ વરસો થયાં ઉપલી પહેડી પુરી પાડતી આવી છે.

———

## શેઠ ભીખાજી કાવશજી મોતીવાલા.

એડનમાં પોતાને નામે ચાલતી પેહડીના સ્થાપક હતા. પેહલાં ૧૨ યા ૧૫ વરસની ઉમરે એડન આવી કેટલાંક વરસ સુધી એવણ **સરકારી નોકરી**માં જોડાયા હતા. ત્યારબાદ બનીન વેપારી સાથ ભાગમાં ધંધો કરવા માંડયો, જેનો ભાગ છુટો કરી પોતાને નામે સ્વતંત્ર ધંધો કરવા લાગ્યા, જેમાં મોટા પાયા ઉપર એવણની **યુરોપ શોપો** મીલીટરી કનત્રાકટ, તથા આડતો હાલ ચાલે છે.

દુરઅંદેશી અને અઠાગ મેહનતથી એવણે પોતાનો રોજગાર આગલ વધારી પોતાના આગલા મેનેજર તથા જમાઈ મી૦ પેશતનજી તથા મી૦ નાનાભાઇને સોંપી પોતા પાછલ ૨ દીકરા તથા ૨ દીકરીઓ મુકી રોજ ૧ લો માહ ૧૧ મો ૧૨૬૮ ને દીને ૫૫ ) વરસની ઉપરે એડન મધે હક થયા હતા. એવણનાં મરણ બાદ પોતાની પુંજી. માંથી રૂ. ૩૦૦૦ ની રકમ પોતાના તથા ખેશીઓના દરૂન બાજ તથા ક્રીયા કાંમ કરવાને એડનની જરથોશતી અનજુમનના ત્રસટીઓને સ્વાધીન કરી ગયા હતા.

એવણ એડનની જરથોશતી અનજુમનના અકબ્બર હતા તથા સામાન્ય લાભના જાહેર કામોમાં ઉલટથી ભાગ લેતા હતા. જેથી શેઠ ભીખાજીની એક **તસવીર મેહેરવાન બાગમાં** એડનનાજાણીતા મરહુમ જરથોશતીઓની તસવીરો સાથ મુકી અનજુમને એ મરહુમની યાદગારી જાલવી રાખી માન આપયું છે.

મરહુમ શેઠ ભીખાજી કાવશજીની. પેહડી તરફથી એડનમાં દર વરસ એક **ગહંબાર** થાય છે, જેમાં એડનની કુલે જરથોશતી અનજુમનને ઇજન થાય છે.

શેઠ **સોરાબજી પેસતનજી મહેતા** મુંબઇ શેહરના રેહુવાસી હતા. એમનો જન્મ મુંબઇ મધે તા૰ ૯ મી જુન ૧૮૩૩ માં થયો હતો, મરહુમનાં પીતા શેઠ પેસતનજી બમનજી મેહુતા આસરે ઇ૰ સ૰ ૧૮૫૦ નાં સાલમાં મુંબઇની હાઇ કોરટના કલાર્ક ઓફ ધી ક્રાઉનની ઓફીસના હેદ કલાર્ક હતા તથા તેજ ઓફીસ મધે શેઠ સોરાબજી નોકરીએ રહ્યા હતા. આપ બળ અને જાતી હુશીઆરીથી વધીને જે વખતે એડન મધે પોલીસ કોરટમાં હેડ કલાર્ક અને એકાઉન્ટન્ટની જગા નીકલી ત્યારે ન્યુસપેપરમાં જાહેર ખબર વાંચી પોતે એ જગ્યા માટે સરકારને અરજ ગુજારી, જેથી અંગ્રેજ સરકારે ૧૮૫૯ નાં સાલમાં તે જગ્યા ઉપર નેમણુક કરી. એવણે નવ વરસ એડનની Police કોરટમાં કાહાડયાં જે વખતે સોરાબજી Police master ને નામે ઓળખાતા હતા, પણ ઇ૰ સને ૧૮૬૮ માં એડનની સરકારી તીજોરી ઓફીસમાં **હેડ એકાઉન્ટન્ટ અને ત્રેઝરરના** ઓહ્દા ઉપર નેમાયા તથા તે જગા સરકારે એવણની આગલી સારી સેવાનાં બદલામાં રૂપીઆ ૨૦૦ થી ૨૫૦ સુધીના ચહડતા પગારે આપી, જે જગ્યા સને ૧૮૮૧ નાં સાલ સુધી ચલાવી. તે ઉપરાંત એઓએ લાઇસનસ ટેક્સ કલેકટર અને થોડાં વરસો સુધી રેજીસ્ત્રાર ઓફ ત્રેડનો ઓધ્ધો ચલાવ્યો હતો. પણ એડન જેવા ગરમ દેશમાં એઓએ ૨૨ વરસ સુધી મહેનત કરી આંખે હેરાન થઇ પડવાથી ૧૮૮૧ નાં સાલમાં રજા ઉપર સીધારયા અને રજા ઉપર મુંબઇમાં ત્રણ વરસ ગુજારી આંખથી હેરાન થવાને લીધે એઓએ ૧૮૮૩ નાં સાલમાં પેનશન ઉપર રીટાયર્ડ થઇ પોતાની જીંદગી મુંબઇમાં એકાંતપણામાં ગુજારી આખરે મુંબઇ મધે તા૰ ૫ મી ૧૮૯૪ ને દીને બેહેસ્તનશીન થયા.

એડન મધે શેઠ સોરાબજી એક **વગવાલા સરકારી ઓધેદાર તેમજ પારસી અકાબર** તરીકે ગણાતા હતા. રાજકારોબારના અધીકારીઓ સાથે પોતપોતાનો વગવસીલો ઘણો વધાર્યો હતો. આ કીમતી સેવાઓની પીછાન કરી નામદાર અંગ્રેજ સરકારે સને ૧૮૭૭ નાં સાલમાં મરહુમ મહારાણી વીકટોર્યાને હીંદુસ્તાનના શહેનશાહબાનુ તરીકે જાહેર કીધાં તે દીને માનની ઇધાની દાખલ Certificate of Honour આપી નવાજેશ કર્યા હતા.

૧૮૮૦ અને ૧૮૮૧ નાં સાલમાં એડનની જરથોસ્તી અનજુમનના **સેક્રેટરી** હતા અને અનજુમનનાં ભલાં માટે પોતાની બનતી દરેક મદદ આપતા હતા.

શેઠ સોરાબજીના વડા બેટા શેઠ **બમનજી સોરાબજી મેહેતા** મુંબઇ મધે તા૦ ૨૯ મી સપટેમબર સને ૧૮૫૫માં જન્મ પામ્યા હતા. તેઓએ એલફીન્સતન હાઇ સ્કુલમાં કેળવણી લઇ ૧૮૭૮ ના સાલમાં મુંબઇ બેંક મધે નોકરીએ રહયા હતા. ત્યાંની ૧૮૮૧નાં સાલમાં જે વખતે એડનની સબરેજીસ્ત્રારની ઓફીસમાં હેડ કલાર્કની નોકરી ખાલી પડી તે જગાપર ખાસ બોલાવવાથી તા૦ ૧૫ મી જુન ૧૮૮૧ ના સાલમાં આવ્યા હતા. જ્યાં ૮ વરસ નોકરી કરી ૧૮૮૯ નાં સાલમાં એડનની મ્યુનીસીપાલ ઓફીસના હેડ એકાઉન્ટન્ટની જગા ઉપર નેમણુક થઇ. તે જગાપર પોતાની બાહોસીથી વધીને આજે એડનની મ્યુનીસીપાલીટી જેને એડનની **સેટલમેંટ ઓફીસ** કહે છે તેનાં Superintendent થવા પામ્યા છે. એઓએ પોતાથી બની શકયા તેટલા પોતાનાં હાથ નીચેનાં ખાતાંમાં પારસીઓનો વધારો કીધો છે અને પોતાનાં ખાતાંના ફકત પારસીઓનેજ નહી, પણ બીજી જાતવાલાઓને પણ સારી જગ્યાએ વધારયા છે. એડન મધે પોતાનાં પીતાની માફક પોતા તરફ સારી લોક લાગણી ખેંચી છે. સરકારની કીમતી સેવા બજાવવા ઉપરાંત એડનની જરથોસ્તી અંનજુમનના ઓનરરી સેક્રેટરી તરીકે લાગત ૧૩ વરસો બીન સ્વાર્થી કીમતી સેવા બજાવી એ ખાતાંનાં ફંડોમાં ઉમંગથી વધારો કરાવી અનજુમનને સ્વાધીન કરી ૧૯૦૨ નાં સાલથી રીટાયર્ડ થયા છે, તોપણ સરકારી કામનાં ઓહ્દા ઉપર હજુર પોતે કામ ચલાવે છે અને ટુંક મુદતમાં રીટાયર થવાની વકી રાખે છે.

એમનાં વડા **બેટા ભાઇ પેસતનજી** એડનની સરકારી તીજોરી ઓફીસનાં Deputy Accountant and Treasurer નો ઓધો આજ ૧૩ વરસ થયાં ભોગવે છે, જે દરમયાન બે વાર એડન સેટલમેન્ટ ઓફીસના હેડ એકાઉન્ટન્ટ તરીકે પોતાનાં પીતાની ગેરહાજરીમાં તથા ત્રણ માસ એડનની તીજોરીનાં વડા એકાઉન્ટન્ટ અને ત્રેઝરર તરીકે કામ બજાવ્યું છે.

**શેઠ બેહરામજી સોરાબજી મેહતાએ** મુંબઇ મધે તા૦ ૧૧ મી જુન ૧૮૫૮ ને દીન જન્મ લીધો હતો. પોતાનો અભ્યાસ પુરો કરી સને ૧૮૭૮નાં ડીસેમબર મહીનાની ૨૯ મી તારીખે એડન આવ્યા હતા, અને પોતાના પીતાના હાથ નીચે ડેપ્યુટી એકાઉન્ટન્ટ તથા ત્રેઝરરની જગયા મેળવી, તે જગ્યા પાંચ વરસ સુધી બાહોશીથી ચલાવી હતી, જેમાંનાં ત્રણ વરસ પોતાના પીતાની ખાલી પડેલી જગ્યાઓ એડનની ત્રીજોરીના હેડ એકાઉન્ટન્ટ તરીકે એખલે હાથે કામ કીધું હતું, આ કામ એઓએ પોતાના બુદ્ધીબળે મન માગતી રીતે ચલાવવાથી એ ખાલી પડેલી Head Accountant ની જગ્યા ૧૮૮૩નાં સાલમાં મેળવી હતી, સરકારી તીજોરી ઓફીસનું તેમજ ઇનકમ ટેકસની ઓફીસનું કામ એવણ આજ વરસો થયાં ચલાવે છે.

પોતાની તીજોરી ઓફીસની જગા સીવાય એક વખત અતરેની રેસીડનસી ઓફીસનાં સુપ્રીનટેનડંટનું કામ ત્રણ મહીના ચલાવ્યું હતું. આ કીમતી સેવાની કદર પીછાની નામદાર સરકારે એવણના દરમાયામાં ૪૦ સને ૧૯૦૦માં વધારો કરી આપ્યો હતો તથા ૧૯૦૫ ના સાલમાં અતરેની લોકપ્રીય અને જાણીતી Prince of Wales' Dispensary Committee ના Hon. Secretary બનાવ્યા હતા, જે ઓધ્ધો એવણ હાલ માન સાથે ચલાવે છે. એવણને **ત્રણ બેટાઓ છે,** જેમાનાં વડા બેટા ડાકટર સાવકશાહે લંડન જઇ ચાલુ સાલમાં ઇંડીયન મેડીકલ સરવીસની પરીક્ષા ફતેહમંદીથી પસાર કરી છે. બીજા બેટા ભાઇ નરીમાન મુંબઇની ગ્રાંટ મેડીકલ કોલેજમાં તબીબી અભ્યાસ કરે છે, જ્યારે ત્રીજા બેટા ભાઇ ગુસ્તાદ વીલસન કોલેજમાં ચહડતો અભ્યાસ કરે છે.

શેઠ કાવસજી સોરાબજી મેહેતાનો જન્મ મુંબઇ મધે રોજ ૮ મો માહા આદર યઝદેઝરદી ૧૨૩૩ તા૦ ૭ મી જુન સને ૧૮૬૪ ને દીને થયો હતો.

શરૂઆતની કેળવણી લેઇ એલફીનસ્ટન હાઇ સ્કુલમાં અભ્યાસ કરી મેત્રીકયુલેશનની પરીક્ષા ફતેહમંદીથી પસાર કરી હતી, જે બાદ મુંબઇ બેંકમાં નોકરી રહયા હતા, અને ૧૮૮૬ માં એડનની તીજોરીનાં મદદનીશ એકાઉન્ટન્ટ તથા ત્રેઝરરની જગ્યા ખાલી પડવાથી તે માટે મરનારે મુંબઇનાં એકાઉન્ટન્ટ જનરલ સાહેબની મારફતે એમને ઉમેદવારી કરી હતી. આ ભલામણથી એમને એ ઓધા ઉપર એડનના રેસીડનટ સાહેબે નેમ્યા હતા.

૧૮૮૭ માં એડનની તીજોરીનાં વડા એકાઉનટન્ટ શેઠ બેહેરામજી સોરાબજી ત્રણ માસની રજા ઉપર મુંબઇ સીધારવાથી તેમની જગ્યાએ મરહુમે પોતાનાં ઉપરીઓના સંતોષ વચ્ચે તે કામ બજાવ્યું હતું. સને ૧૮૮૮ માં શેઠ બેહેરામજીની રેસીડનસી ઓફીસનાં સુપરીનટેનડન્ટ તરીકે ત્રણ માસ નેમણુક થવાથી તેમની ગેરહાજરીમાં એડનની તીજોરીના વડા એનાઉનટન્ટ દાખલ મરહુમે કામ બજાવ્યું હતું. એમની લાયકાત ધ્યાનમાં લઇ તે વેળાનાં એડનનાં રેસીડનટ સાહેબના મદદનીશ કરનલ સ્તેસ સાહેબે પોતાની રેસીડનસી ઓફીસના વડા કલાર્ક તરીકે ૧૮૯૨ માં રૂ. ૨૦૦ ના માસીક પગારે મરહુમની નેમણુક કરી હતી, જે ઓધ્ધો પુરતા વીશ્વાસ સહીત મરહુમે પોતાની જીંદગીનાં અંત સુધી ભોગવ્યો હતો. કામના અત્યંત દબાણથી મરહુમની તબીયત લડડતી ચાલી અને છાતીના રોગનાં ભોગ થઇ પડી મરહુમ આ ફાની જહાન તા૦ ૩૧ મી આગસ્ટ ૧૯૦૬ ને દીને વ્હાલાં મીત્રમંડલ તથા સગા સનેહીઓનાં વીલાપ વચ્ચે સદા છોડી ગયા હતા.

આ પુસતક રચવામાં મરહુમ મી૦ કાવશજીએ ઉલટમંદ ભાગ લઇ કામના અતી રોકાણ છતાં કીમતી સલાહ તથા મદદ આપી હતી.

## દસ્તુર ફરામજી રૂસતમજી કોટવાલ.

નવસારીવાળા સર જમશેદજી જીજીભાઇ મદરેસાના આગલા વિદ્યાર્થી, એડનની શેઠ કાવશજી દીનશાહની દરેમેહેરના તથા એડનની અંજુમનના દસ્તુર. જનમ—નવસારી કસબામાં રોજ ૩૦મો, માહ ૩ જો, ઉમર વરસ ૬૦, ભગર પંથના. આજ ૩૦) વરસની વાત ઉપર પોતાના સાથી મોબેદ ફરદુનજી રતનજી નરીમાનની સાથે મરહુમ દસ્તુર સાહેબ જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆશાનાની મારફતે એડન આવ્યા હતા. તે વખતે મોબેદ ફરામદારૂને નામે ઓળખાતા હતા. ધરમની ભાષાઓનો અભ્યાસ કીધેલો હોવાથી અને જાતે ચંચળ હોવાથી પ્રસંગ મળતાં ધરમની બાબદો ઉપર બોલવા લાગ્યા, જેથી થોડાજ વખતમાં અંજુમનના માનીતા થઇ પડયા, અને અંજુમનના વડા અકાબર શેઠ કાવશજી દીનશાહ માનની લાગણીથી એવણુ તરફ જોવા લાગ્યા તથા ચાર વરસ બાદ શેઠ કાવશજીએ એડનમાં નવી દરેમેહેર બંધાવી ત્યારે સર્વે ક્રીયાકામ એવણુને સોંપ્યું. એવણે મુંબઇથી બીજા મોબેદો લાવી લગભગ ૭ માસ સુધી તે ક્રીયા જેવી કે નવાં "બરશનુમ" અને નવો "આલાત" કરવાનું ક્રીયાકામ કીધું અને કરાવ્યું અને આદરાન સાહેબ તખ્તનશીન કીધા.

જ્યારે રોજ ૨૦મો, બેહેરામ માહ ૧ લો ફરવરદીન સને ૧૨૫૩ યઝદેઝરદીને રોજે જશનનું ક્રીયાકામ ખલાસ થયું ત્યારે શેઠ કાવશજીએ તારીફ અને વખાણથી ભરેલો એક પત્ર વાંચી ફરામદારૂને સ્વાધીન કીધો અને એક કીમતી શ્યાલ આપી તથા પોતાની દરેમેહેરના દસ્તુર તરીકે ફરામદારૂને નેમ્યા અને દસ્તુર તરફના માનની ઇધાણી દાખલ એક હીરાની વીટી તથા છેડા સાથનું સુનાનું ધડીઆલ ભેટ આપ્યું. તે બાદ અંજુમને એક માનપત્ર અને એક શાલ આપી પોતાનાં દસ્તુર તરીકે ફરામદારૂનેજ નેમયા. તે દીવસથી ફરામદારૂ શેઠ કાવેશજીની દરેમેહેર અને એડનની **પારસી અંજુમનનાં દસ્તુર** નેમાયા છે.

દસ્તુર ફરામજી એડનના ધરમખાતાંઓનાં ત્રસ્ટીઓમાંનાં એક ત્રસ્ટી તરીકે ઓધો ભોગવે છે અને થોડો વખત ઓનરરી સેક્રેટરી તરીકે પણ કામ બજાવેલું છે. જશન, ગહમબાર અને નવજોતની મીજલસમાં કોઇ કોઇ વખતે તેને લગતી ખુબીઓ ઉપર સુંદર **વાએજો** આપે છે. તેમજ ધરમને લગતાં અને બીજાં કામોની સંભાલ મનમાગતી રીતે

રાખે છે. તે સાથે એક દીલસોજ લાગણીનાં ગ્રહસ્થ છે. જયારે એકવાર એવણ જંગબાર ગયા હતા તયારે તે વખતના નામદાર સુલતાન સયદ બરગશે એવણુને પોતાની દરબારમાં માનપાન આપી એક કીમતી શાલ ભેટ આપી હતી.

મુંબઇથી આવી **દરેમેહેર ઇજવાનું** ક્રીયાકામ કરનારા મોબેદ **ફરદુનજી** રતનજી નરીમાન, મોબેદ મનચેરજી માણેકજી કુતાર ને મોબેદ સોરાબજી બેજનજી રાનજી હતા.

હાલ જે મોબેદ સાહેબો એડનમાં રહે છે તેઓ **ફરદુનજી રતનજી નરીમાન ૩૦ વરસ** થયાં, **સોરાબજી ખરશેદજી કાંગા ૨૧ વરસ** થયાં તથા **તેહમુરશ ફરામજી કોટવાલ ૧૧ વરસ** થયાં એડનની દરેમેહરમાં કામ કરે છે. આવા લાંબા વસવાત દરમ્યાન અનજુમનને પુરતો સંતોષ આપતા રહ્યા છે.

એડનના આગલા મોબેદ સાહેબો, નવી દરેમેહેર **અગાઉ એડનમાં** રહી ગએલા નીચે મુજબ હતા.

| | વરસ. |
|---|---|
| એરચજી કાવશજી ગારા... ... ... ... | ૧૯ |
| કાવશજી હોરમજી દાદાચાનજી ... ... ... | ૧૦ |
| સોરાબજી કેરશાસ્પજી દાદાચાનજી ... ... | ૮ |
| દાદાભાઇ હોરમજી ઉનવાલા ... ... ... | ૧ |
| બેજનજી ખરશેદજી કાંગા ... ... ... | ૩ |
| દાદાભાઇ સોરાબજી મશાની ... ... ... | ૩ |

## મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાળાની જાહેર કારકીર્દી તથા તેવણે કરેલી સખાવત.

મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાળા વેપારમાં પુરતા પગભર થવા પછી તેવણે પોતાથી બનતી સખાવતો કરવા માંડી હતી. એડન ખાતેની મરહુમ શેઠ મેરવાનજી સોરાબજી ખરેઘાટની દરેમેહેરનું મકાન બીસમાર હાલતમાં આવી પડવાથી મરહુમ શેઠ કાવસજીએ પોતાનાં પેહેલાં ધણીયાણી મરહુમ બાઇ બાઇઆઇના પુણ માટે તે ફરીથી બંધાવીને તા૦ ૨૦ મી સપટેમબર સને ૧૮૫૪ ને દીને પરકાવી આપયું હતું. ૧૮૭૦ ના વરસ તેવણે એડન મધે એક લાયબ્રેરી ઉઘાડી હતી, જેના નીભાવ માટે હજી સુધી એવણની પહુડી તરફથી સારો હીસ્સો મળયો જાય છે. ૧૮૭૧ ના વરસમાં ઇરાનમાં પડેલા દુકાળ વખતે મુંબઇ નાહસી આવેલા ભુખે મરતા ઇરાંનીઓને પણ મરહુમ શેઠ કાવસજીએ સારી મદદ કરી હતી. એજ વરસમાં તેવણ મુંબઇ આવ્યા ત્યારે મુંબઇના પારસીઓ તરફથી તેવણને તા૦ ૩૦ મી નવેમબર ૧૮૭૧ ને દીને પરેલ મધે એક જયાફત આપવામાં આવી હતી. ૧૮૭૫ માં મરહુમ શેઠ કાવસજીએ મુંબઇમાં એક લાયબ્રેરી ઉઘાડી હતી, જેને "કાવસજી દીનશાહ રીડીંગરૂમ એંડ લાયબ્રેરી" નું નામ આપવામાં આવ્યું હતું. એ લાયબ્રેરીના સભાસદોએ સને ૧૮૯૬ ના વરસમાં મરહુમ શેઠ કાવસજીની એક તસવીર પોતાને ખરચે તઇયાર કરાવીને લાયબ્રેરીનાં મકાનમાં તા૦ ૨૦ મી મે ૧૮૯૬ ને દીને ખુલી મેળી હતી. નામદાર પ્રાનસ આવ વેલસ ૧૮૭૫ ના વરસમાં હીંદુસ્તાનની મુલાકાતે આવ્યા તે પ્રસંગે મરહુમ શેઠ કાવસજીએ એડનની પ્રજા તરફથી તેવણને એક માનપત્ર જામા પીછોડીના પારસી ફૂલ ડરેસમાં વાંચી સંભળાવ્યું હતું, જેથી એ નામદાર શાહજાદાને હીંદ સર જમીનપર પગ મુકતાં પેહલી મુબારકબાદી મળી તે એ નેકબખત જરથોશતીને હાથની હતી, જે બનાવ જરથોશતીઓને માટે થોડો ખુશી ઉપજવા જોગ નથી ગણાતો. એને લગતો તે વેળાએ એડનથી જે તારનો સંદેશો અત્રે આવ્યો હતો તેની નોંધ નીચે મુજબ કરી લઇએ છીએ:—

એડન, ૧ લી નવેમ્બર ૧૮૭૫ની સહવારના કલાક ૯॥—"સીરાપીસ" નામની સરકારી સ્ટીમરે અત્રેના બારાંમાં સહવારે કલાક ૬॥ ને અમલે

લંગર કીધું હતું, અને તેજ વખતે કીલ્લાપરથી ટોપો ફોડીને મુબારકબાદી આપવામાં આવી હતી. નામદાર શાહજાદો ૯ા કલાકે કીનારે આવ્યો હતો, અને તે વખતે ફરીને ટોપો ફોડીને માન આપ્યું હતું, અને તેની એસતેકેબાલમાં જેનરલ "શનીડર" અને તેનો દબદબાભરેલો તમામ રેસાલો તથા લશ્કરી અને દરીઆઇ વડા અમલદારો ગયા હતા.

એ વખતે મી૦ કાવસજી દીનશાએ, એડન શહેરના રહેવાસીઓ અને વેપારીઓની તરફથી એક માનપત્ર વાંચી સંભળાવ્યું હતું; અને તે વખતે ખુશાલીનો મોટો જોશો આસપાસ ફેલાયો હતો, તથા દરએક બાજુપર અચરતી ઉપજાવા જોગ સંગાર ગોઠવવામાં આવયો હતો. નામદાર શાહજાદો ઘણીજ સરસ સુખાકારીભરેલો છે, અને જે રીતથી તેને મુબારકબાદી અને માન–મોહબત દેખાડવામાં આવી છે તેથી ઘણોજ મગન થએલો દીસે છે.

શેઠ કાવસજીએ વાંચી સંભળાવેલાં માનપત્રનો ઘણોજ ઘટતો અને નમનતાઇભરેલો જવાબ નામદાર શાહજાદાએ આપ્યો હતો, અને પછી તે શેઠ કાવસજી દીનશાની ચાર ઘોડાવાળી સુંદર ગાડીમાં તેવણની સાથે પોતાના બીજા અમલદારો સાથે બેસીને તે નામદાર એડન શેહેરમાંની જોવા લાયક જગો, ટાંકાંઓ વીગેરે જોવા ગયો હતો, અને તે બાદ રાતની વખતે તે શેહેરની રોશની જોવાને ફરવા નીકળ્યો હતો.

નામદાર પ્રીન્સ ઓફ વેલ્સ હીંદુસ્તાનની મુલાકાત લઇને જ્યારે ઇંગલંડ પાછા ફર્યા ત્યારે તેવણે પોતાની મુસાફરીને લગતું એક પુસ્તક રચ્યું હતું, જે પુસ્તકમાં મરહુમ શેઠ કાવસજીએ તેવણની કરેલી મહેમાનદારી વીશે ઘણો સરસ ઇસારો કરેલો છે. નામદાર પ્રીન્સ આવ વેલ્સે પોતાની મુસાફરીના એ પુસ્તકની એક નકલ પોતાની એક સુંદર તસવીર જોડે મરહુમ શેઠ કાવસજી ઉપર ઇંગલંડથી ભેટ મોકલી હતી.

નામદાર પ્રીન્સ આવ વેલ્સની એડનની પધરામણીની યાદગારીમાં એડન ખાતે "પ્રીન્સ આવ વેલસ ચેરીટેબલ ડીસપેનસરી" નામના ધરમના દવાખાનામાં મરહુમ શેઠ કાવસજીએ સારી રકમ ભરી હતી. સને ૧૮૫૪ માં એડનમાં બંધાવેલી દરેમેહેર જુની થવાથી મરનારે મોટો ખરચ કરીને તે પાછી નવેસરથી બંધાવી આપી હતી,

અને નવા આલાતથી આદરાનનો કબલો પરથાવ્યો હતો. એ કબલો પરથાવાને દીવસે એડનની પારસી અંજુમને મરહુમ શેઠ કાવશજીને એક શીયાલ તથા રૂપાના ફુલદાન સાથે માનપત્ર એનાયત કરયું હતું. એ દરેમેહેરના નીભાવ માટે મરહુમ શેઠ કાવશજીએ ત્રણ મીલકતો અલાહેદી કહાડી છે. એ દરેમેહેરનો પાયો નાંખવાની ક્રીયા મરહુમ શેઠ કાવસજીએ તા૦ ૬ ઠી ફેબરવારી ૧૮૮૩ ને દીને પોતાના મુબારક હાથે કરી હતી, અને એ નવું મકાન તઇયાર થવા પછી તા૦ ૮ મી અકટોબર ૧૮૮૩ ને દીને મોટી ધામધુમ સાથ પરથાવવામાં આવ્યું હતું. વલી તા૦ ૧૫ મી નવેમબર ૧૮૮૩ ને દીને નામદાર માહારાણીજીના ત્રીજા પુત્ર નામદાર ડયુક આવ કોનાટ હીંદુસ્તાન આવતાં પોતાની બાનુ જોડે એડન ખાતે ઉતરયા હતા, તે પ્રસંગે પણ એડનની રઇયત તરફનું માનપત્ર મરહુમ શેઠ કાવશજીએ એ નામદારને વાંચી સંભળાવ્યું હતું. એ રીતે નામદાર શેહેનશાહબાનુનાં બધા શાહજાદાઓની પેહેલી પરોણાગતનું માન એઓ શેઠનેજ હાથ લાગુ હતું. એડન ઉપરાંત જંગબાર ખાતે પણ મરહુમ શેઠ કાવશજીએ કેટલીક સખાવતો કરી છે. ત્યાંની અંજુમનની વાડીમાં તેમણે સને ૧૮૮૯ ના વરસમાં તા૦ ૪ થી મેને દીને એક ધરમનું મકાન બંધાવીને ખુલું મેલ્યું હતું. જંગબાર ખાતેના હીંદીવાનોના બાળકો માટે ઉઘાડવામાં આવેલી નીશાળના ફંડમાં મરહુમ શેઠ કાવશજીએ રૂ. ૨૦૦૦ ની રકમ ભરી હતી. એડન ખાતે પોર્ટ ટ્રસ્ટ આકટ ચાલુ થયા પછી સને ૧૮૮૯ ના વરસમાં મરહુમ શેઠ કાવશજી તેના પેહેલવેહેલા ત્રસ્ટી તરીકે નેમાયા હતા. સને ૧૮૯૩ ના વરસમાં મરહુમ શેઠ કાવશજીએ ઇંગલંડથી એક તરતી ગોદી તઇયાર કરાવી મંગાવી હતી અને તે એડન ખાતે પાણીમાં ઉતારવાની ક્રીયા એડનના રેસીડંટ જનરલ જોપના બાનુને હાથે તા૦ ૧૨ મી જુન ૧૮૯૩ ને દીને કરાવવામાં આવી હતી. એ ગોદીને "દીનશાહ પાનદુન"નું નામ આપવામાં આવ્યું છે, અને તે ૭૫૦ ટનના વજનના બારકસો ઉપાડી શકે છે. સને ૧૮૯૪ ના વરસમાં નામદાર મહારાણીજીની સાલગરેહને દીને મરહુમ શેઠ કાવસજીને નામદાર સરકારે સી૦ આઇ૦ ઇ૦ નો ખેતાબ એનાયત કર્યો હતો. એ વખતે મરહુમ શેઠ કાવસજી ઇંગલંડમાં હોવાથી એડનના જરથોસ્તીઓએ તેવણ ઉપર મુબારકબાદીનો

તારનો સંદેશો એડનથી મોકલ્યો હતો, તથા મુંબઇની " કાવસજી દીનશાહ રીડીંગ રૂમ એંડ લાયબ્રેરી "ના સભાસદોએ તેવણ ઉપર એક એડરેસ મોકલ્યું હતું. એ પછી મરહુમ શેઠ કાવસજી જ્યારે એડન પાછા ફર્યા ત્યારે તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૯૫ ને દીને ત્યાંની સરવે કોમના લોકોએ એડનના "મેરવાન બાગ"માં એક મેળાવડો કરીને મરહુમ શેઠ કાવસજીને એક માનપત્ર એનાયત કર્યું હતું, જેમાં શેઠ કાવસજીની પ્રજા સેવા, સખાવતો, તથા નામદાર સરકાર તરફની વફાદારીની સ્તુતી કરવામાં આવી હતી. એવા વધારા સાથ કે સી૦ આઇ૦ ઇ૦ ના ખેતાબનું માન મેળવનાર તેવણ પેહેલાજ એડનના રહીસ છે. એ સી૦ આઇ૦ ઇ૦ ના ખેતાબનો ચાંદ તથા સનદ મરહુમ શેઠ કાવસજીને એનાયત કરવાની ક્રીયા એડનના પોલીટીકલ રેસીડંટ જનરલ જોપે તા૦ ૨૨ મી ડીસેમબર ૧૮૯૪ ને દીને એક મોટી દરબાર ભરીને કરી હતી.

General Jopp in his speech on the occasion said, "I am sure it must be a matter of great satisfaction and rejoicing to all present that in distributing the birthday honours this year, Her Most Gracious Majesty has not forgotten her loyal subjects residing in Aden, and I feel certain you will all agree with me that a more worthy and fitting representative of Aden could not have been selected for the honour conferred upon him. Mr. Cowasjee Dinshaw has done much for the general benefit of Aden and its community which is so well known to almost all present that it will only be necessary for me to recount a few of his good services and benevolent acts.

"Mr. Cowasjee rendered many and most useful services to Government during the Abyssinian Campaign, for which he received the thanks of Lord Napier of Magdala, Sir William Merewether the Late Admiral *Tryon*, General Sir Edward Russhel and other distinguished officers."

---

" Representative men of the Bombay Presidency by John Houstan page 80.

જનરલ જોપે શરૂઆતમાં મરહુમ શેઠ કાવસજીના ઉમદા ગુણોની સ્તુતી કરનારૂં ભાશણ કર્યું હતું અને તે પછી સી૦ આઇ૦ ઇ૦ ના ખેતાબનો ચાંદ તેવણુની છાતીએ લટકાવ્યો હતો. પોતાને મળેલાં એ માન માટે શેઠ કાવશજીએ નામદાર સરકાર તથા જનરલ જોપનો ઘટતા શબ્દોમાં આભાર માનયા બાદ મેલાવડો પાન ગોલાબ લઇને બરખાસ્ત થયો હતો અને સઘળાઓ એક સરઘસના આકારમાં શેઠ કાવસજીને તેવણુના ઘર સુધી વળાવા ગયા હતા અને તેવણુને ભલી દુવાઓ ચાહી ને છુટા પડયા હતા.

શેઠ કાવસજીએ એડનમાં પહેલવહેલો પગ મેળયો તેને તા૦ ૧૨ મી એપ્રીલ ૧૮૯૫ ને દીને બરાબર ૫૦ વરસ પુરાં થયાં હતાં, જે બનાવની ખુશાલીમાં એ દીને શેઠ કાવસજીની પેહડીના કામદારોએ "જુબીલી ડે" નો તેહેવાર પાળયો હતો, અને મરહુમ શેઠ કાવસજીને રૂપાના વાઝ અને ટીસેટ સાથે એક માનપત્ર એનાયત કર્યું હતું. સને ૧૮૯૫ ના વરસમાં તા૦ ૯ મી જાનેવારીને દીને મરહુમ શેઠ કાવસજીએ પોતાનાં ધણીઆણી બાઇ જરબાઇને નામનું એક ધરમનું દવાખાનું તવાઇ ખાતે બંધાવીને ખુલું મેલ્યું હતું અને તેના નીભાવને માટે રૂ. ૫૦ હજારની રકમ અલાહેદી કાહાડી હતી, તથા દવાખાના માટે જોઇતી સઘળી દવાઓ, હથીયારો તથા ફરનીચર વગેરે પોતાને ખરચે મેળાવયું હતું. લંડનમાં પ્રગટ થતાં "સેંટ જેમસીસ બજેટ" નામનાં જાણીતાં પત્રના તા૦ ૭ મી મે ૧૮૯૫ ના અંકમાં મરહુમ શેઠ કાવસજી-ની જીંદગીનો હેવાલ તેવણુની એક સુંદર તસવીર સાથે આપવામાં આવયો હતો. સને ૧૮૯૭ ના આગસ્ટ માસમાં મરહુમ શેઠ કાવસજીના ધણીઆણી બાઇ જરબાઇ બેહસ્તનશીન થયાં તે વખતે તેવણુના ઉઠમણામાં મરહુમ શેઠ કાવશજીએ રૂ. ૪૧૫૯૬ ની રકમ ધરમ ખાતે આપી હતી. એજ માસમાં મુંબઇની સર જમશેદજી જીજીભાઇ આસપીટાલના પારસી વારડોના ફંડમાં મરહુમ શેઠ કાવશજીએ રૂ. ૧૦૦૦ ની રકમ ભરી હતી. મુંબઇમાં મરકી પહેલવહેલી ફાટી નીકળી તે વખતે મરહુમ ડાકટર કેખશરૂ નશરવાનજી બહાદુરજીના ઉપરીપણા હેઠળ ઉઘાડવામાં આવેલી મરકીની પારસી આસપીટાલના મદદ-નીશ તબીબોના પગાર માટે ૭ માસ સુધી મરહુમ શેઠ કાવ-

સજીએ દર મહીને રૂ. ૨૭૫ ની રકમ આપી હતી. એ ઉપરાંત મરકી દરમ્યાન ગરીબ જરથોસ્તીઓના ઘરો કલોરીન ગેસથી સાફ કરાવવા માટે મરહુમ શેઠ કાવસજીએ રૂ. ૧૦૦૦ ની રકમ મુંબઇની પારસી પંચાયતના ત્રસ્ટીઓને સ્વાધીન કરી હતી. એ ઉપરાંત મરકી દરમ્યાન મુંબઇમાં ઉઘાડેલાં પારસી સંકટ નીવારણ ફંડમાં મરહુમ શેઠ કાવસજીએ બે ત્રણ વાર મોટી રકમો ભરી હતી. ૧૮૯૮ ના આગસ્ટ માસમાં મરહુમ શેઠ કાવસજીએ સુરત જીલ્લાના ભેશાણ ગામમાં રૂ. ૧૮૦૦ ના ખરચે મીઠાં પાણીનો એક કુવો બંધાવી આપ્યો હતો. ૧૮૯૯ માં તેવણે પોતાના મરહુમ ધણીયાણી બાઇ જરબાઇના નામની એક દરેમેહેર ઘણા મોટા ખરચે લાનોલી ખાતે બંધાવીને પરથાવી હતી, અને તેન જાથુકના નીભાવ માટે ઘટતી ગોઠવણ કરી હતી.

એ મુજબ મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાલા ગરીબાઇમાંથી પોતાની **જાતી મેહેનત તથા ઉદ્યોગથી વધીને** તથા પરસેવો ઉતારીને મેળવેલી પોતાની દોલતમાંથી મોટી **સખાવતો કરીને** આ જંજાળીયત ભરી દુનીયામાંથી હંમેશના કુચ કરી ગયા છે, જે બનાવથી પારસી કોમને ખરેજ એક ધરમાતુ ધણીની મોટી ખુટ પડી છે. શેઠ કાવસજી ઘણા **મીલનસાર સ્વભાવના અને ધરમાતુ દીલના હોવાથી** તેવા **આપ બલે** વધેલા **નામોચા નરનાં** મરણનો ગમ થોડો નથી.

## મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાલાનું ઉઠમણું—તેવણનાં પુણ માટે થયલી મોટી સખાવત.

મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાલાના પાછલા પોહોરના ઉઠમણાની ક્રીયા તારદેવ ખાતેના તેવણના બંગલામાં કરવામાં આવી હતી, જેમાં મુંબઇના આગેવાન જરથોસ્તીઓ મોટી સંખ્યામાં હાજર થયા હતા. ઉઠમણાની ક્રીયા દસ્તુર કેખશરૂ જામાસ્પજી જામાસ્પઆશાનાએ કરી હતી. ક્રીયા પુરી થવા બાદ દસ્તુર કેખશરૂએ હાજર રહેલી મીજલસ સનમુખ એવી મતલબની દરખાસ્ત કરી કે મરહુમ શેઠ કાવસજી એડનવાલા જેવા ધરમાતુ અને સખાવતી લાગણીના ગ્રહસ્થનું નામ સઘળી જાહેર ભણતર ક્રીયાઓમાં લેવું. પોતાની એ દરખાસ્તના ટેકામાં દસ્તુર કેખશરૂએ જણાવ્યું કે,:—આજની ગંભીર મીજલસમાં મારે માથે

જે ફરજ આવી પડી છે તે અદા કરવાને તમો મીજલસીઓ મને મદદ આપશો. મારી ખાતરી છે કે હું જે દરખાસ્ત તમો હજુર મેલીશ તેને ટેકો આપવાને તમો સાહેબો વાજબી ધારશો. હું બેહેસતી શેઠ કાવસજીનું ધરમી નામ આપણી જાહેર ધરમની ક્રીયાઓમાં જાળવી રાખવાની આ મીજલસમાં મારા અથોરનાન સાહેબોને ભલામણ કરૂં છું. જાહેર મીજલસોમાં એવા ધરમીઓનાં પવીત્ર નામની યાદ કરવી તે ઉઘરતી જરથોસ્તી ઓલાદના મન ઉપર નેકીનો ઉમદા છાપ મારવા બરાબર છે. મરહુમ શેઠ કાવસજીની સખાવત એટલી તો જાહેર અને જાણીતી છે કે, તે ઉપર બોલીને તમારો કીમતી વખત રોકવા માંગતો નથી. એવણુ સાહેબે ઘણે દુરદરાજ સુધી દરેમેહેર બાંધીને ગોયા જરથોસ્તી ધરમનો નુરમંદ ઝુંડો ઉડતો કરયો છે. આતશકદેહો તે જરથોસ્તી ધરમની એક નુરમંદ, પ્રકાશીત નીશાન છે. એ નીશાનીઓ તે જાણે ખોદાની સાથની મોહોબતનો સંબંધ જોડનારો એક પવીત્ર ગાંઠ છે. એટલા માટે પૈસો-વગ-સતા અને ઉંચી મનશકતી પોતાની કોમનાં હીત તથા ધરમન ફાયદા અરથે જે કોઇ વાપરી જાય તેના બદલામાં કોમે તેનું અહેશાન જાહેર કરવાનો એક ઉપાય એ છે કે તેમનું પ્રતાપી નામ આપણી ધરમ ક્રીયામાં દાખલ કરવું. એ ધોરણે મરહુમ શેઠે કોમની ધરમસંબંધી હાજતો બર લાવી કોમને માથે જે હેશાન કર્યું છે, તેના બદલામાં આપણી ફરજ છે કે **મરહુમ શેઠનું નામ ધરમ સંબંધી ક્રીયા ભણતરમાંજ સાચવી રાખવું.** પણ એ ઉપરાંત ગરીબ અને હાજતમંદ ભાઇબંધોની કદરશનાસીમાં પણ મરહુમ શેઠ ઘણી છુપી સખાવતો કરતા હતા, અને સખાવતને માટે પવીત્ર અવસ્તાવાણી કહે છે કે, " કહમાઇચીત હાતામ. જીજીશામ, વહીસતામ, આદાઉબોઇબયા, અહુ બયા " જેનો ગુજરાતી અરથ એ થાય કે હઇયાતી ભોગવનારાઓ-માંનો કોઇ શખસ બેઉ દુનીયામાં સઉથી ઉતમ જીંદગી ગુજારવાને ચાહતો હોય તો, તેણે સખી થવું. હવે સાહેબો, જે કોઇ ઉતમ જીંદગી ભોગવી ગયો હોય તેની નકલ કરવાને, અને તેની યાદદાસત આપણા મનપર તાજી રાખવાને તેમનું નામ ધરમ ક્રીયામાં દાખલ કરવું, એ સઉથી સરસ ઉપાય છે. પ્રોફેસર જેકસન જે મોટો વીદવાન અને આપણા ધરમનો એક ઉસતાદ જેવો છે અને જેણે જરથોસતી ધરમ

સંબંધી ઘણું કીધું છે તે કહે છે કે પારસીઓ પોતાની પાદશાહી સખાવતથી બીજી કોઇપણ કોમ ઉપર સરસાઇ ભોગવે છે તે માત્ર તેમના ધરમની ખુબીને લીધે છે. આ સઘળો આધાર હું મારી દરખાસ્તના ટેકામાં લઇને એસવાની રજા લઉં છું. દસ્તુર કેખશરૂની ઉપલી દરખાસ્તને એડનના પંથકી એરવદ ફરામજી રૂસ્તમજી કોટવાલે ટેકો આપયા બાદ તે હાજર રહેલી મીજલસે એકમતે પસાર કરી હતી.

મરહુમ શેઠ કાવસજીના પાછલા પોહોરના ઉઠમણાની ક્રીયા મુંબઇ અને એડન ઉપરાંત લાનોલી તથા જંગબાર ખાતે તેમજ ચીખલી અને નવસારી ખાતે પણ થઇ હતી, જે સઘળે ઠેકાણે ઉઠમણાની ક્રીયા પુરી થવા પછી મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાલાના ભલા ગુણો તથા તેવણની મોટી સખાવતોની સ્તુતી ગાવામાં આવી હતી. લાનોલી ખાતે થયલાં ઉઠમણાની ક્રીયા પુરી થવા પછી ત્યાંના દસ્તુરજીની સુચના ઉપરથી લાનોલીની પારસી અંજુમને મરહુમ શેઠ કાવસજીનાં મરણની નોંધ ત્યાંની અંજુમનના દફતરમાં લેવાનો તથા શેઠ કાવસજીના કુટુંબ ઉપર એક દીલાસાપત્ર મોકલવાનો ઠરાવ એકમતે પસાર કર્યો હતો.

મરહુમ શેઠ કાવસજીના પુણ માટે તેવણના પાછલા પોહોરના તથા પાછલી રાતના ઉઠમણામાં મુંબઇમાં ભરાયલી રૂ. ૬૦૬૫૭ ની મોટી રકમ તથા એડનની રૂ. ૧૫૮૬૦ ની અને જંગબારની રૂ. ૧૪૩૭ ની રકમ મળી **જુમલે રૂપીઆ પોણા લાખથી વધુ રકમ** થઇ છે.

મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાળા પોતાની હઇયાતીમાં સ્ત્રી કેળવણીને ઉતેજન આપતા હતા તથા મુંબઇની એલેકઝાંડરા નેટીવ ગરલસ ઇનસ્ટીટયુટને દર વરસ રૂ. ૫૦ નું લવાજમ આપતા હતા, તેની નેક યાદમાં શેઠ ખરશેદજી માણેકજી ખરશેદજીએ રૂ. ૧૦૦ ની રકમ એ ઇનસ્ટીટયુટના ફંડમાં ભરી છે.

## મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાળાના કુટુંબ ઉપર મોકલવામાં આવેલાં દીલાસાપત્રો.

**મરહુમ** શેઠ કાવસજી દીનશાહ એડનવાળાનાં મરણની ખબર લાનોલી ખાતે મળતાંજ ત્યાંની પારસી અંજુમને તેવણના કુટુંબને દીલાસો આપનારો પેગામ તારના સંદેશા મારફતે મોકલી આપ્યો હતોઃ—

"અમો લાનોલીની અંજુમનના જરથોસ્તીઓ અતીશય માનપુર્વક રીતે તમારા મરહુમ મુરબ્બી શેઠ કાવસજી દીનશાહ સી. આઇ. ઇ. નાં મરણથી ગયલી ન પુરાય તેવી મોટી ખોટ માટે અંતઃકરણની દલગીરી દેખાડવાને અમારી ફરજ સમજીયે છીયે, એવું વધારીને કે એ મરણથી અમને અનંત મોટો ખેદ ઉપજ્યો છે, અને તે માટે તમને તથા આખા કુટુંબને અમારી દીલની લાગણીની દીલસોજી માનપુર્વક રીતે રજુ કરવા માગયે છીયે."

પાછળથી લાનોલી ખાતે થયલાં મરહુમ શેઠ કાવસજીનાં પાછલા પોહોરનાં ઉઠમણાની મીજલસમાં થયલા ઠરાવની રૂએ લાનોલીની અંજુમન તરફનો એક દીલાસાપત્ર મરહુમ શેઠ કાવસજીનાં દુખી કુટુંબ ઉપર મોકલવામાં આવ્યો હતો. એવોજ એક દીલાસાપત્ર એડનની પારસી અંજુમન તરફથી મરહુમ શેઠ કાવસજીના ભાઇ શેઠ દોરાબજી દીનશાહ એડનવાળા ઉપર મુંબઇ મોકલવામાં આવ્યો હતો અને એક બીજો દીલાસાપત્ર એડન ખાતે મરહુમ શેઠ કાવસજીના વડા બેટા શેઠ હોરમસજી કાવસજી એડનવાળાને એક ડેપ્યુટેશન મારફતે પુગાડવામાં આવ્યો હતો.

શેઠ કાવસજી દીનશાહ એડનવાળાનાં મરણથી "કાવસજી દીનશાહ લાયબ્રેરી એંડ રીડીંગ રૂમ"ના સભાસદોને ઉપજેલી દલગીરી જાહેર કરવા માટે એ લાયબ્રેરીના સભાસદોનું એક ડેપ્યુટેશન ગઇ તા૦ ૮ મી જુલાઇને દીને શેઠ કાવસજીના તારદેવ ખાતેના બંગલામાં તેવણના કુટુંબીએ સનમુખ ગયું હતું.

ઉપલો દીલાસાપત્ર વંચાઇ રહેવા બાદ મરહુમ શેઠ કાવસજીના બેટા મી૦ **શયાવક્ષ કાવશજી એડનવાળાએ** પોતાના કુટુંબ તરફની ડેપયુટેશનના ગ્રહસ્થોની દીલસોજી માટે તેઓનો આભાર માનતાં જણાવ્યું કે:-"અત્રે સુધી આવી અમને અમારા મરહુમ પીતાજીના અકાળ દુઃખભરયાં મરણ માટે જે દીલસોજી તમો ભાઇઓએ બતાવી છે, તે માટે મારી પોતાની તરફથી તેમજ મારાં ભાઇ બેનો તરફથી હું તમારો મોટો આભાર માનું છું. ભાઇઓ, આપણા સરવેને મોડે યા વેહેલે એક દીવસે તે કીરતારની જનાબમાં જવાનું તો છે. મારવું અને જીવાડવું તે કીરતારના હાથમાંજ છે, છતાં એવા નેક ભલા પીતાનાં મરણથી જે મોટી ખોટ અમને ગઇ છે, તે પુરાવી અતીશય મુશકેલ

અમને લાગે છે અને તેનું ભારે દુ:ખ લાંબો વખત સુધી અમારેથી ભુલાશે નહી. અમારા મરહુમ પીતાજી ગરીબોને ચાહતા હતા, અને જો કે પોતાની પાસ કાંઇ મોટી દોલત ન હતી, છતાં જે કોઇ ગરીબ બેવણનો આશરો લેવા આવતો, તે ખાલી હાથે પાછો ન ફરતાં અમારા મરહુમ પીતાજીને અનેક દુવાઓ દઇનેજ પાછો ફરતો. તેજ મુજબ અમારા મરહુમ પીતાજી અમો બચાંઓ ઉપર સદા મેહેરબાન અને દયાળુ હતા, અને એક બોલે અમારી સઘળી ઉમેદો પાર પાડતા. એવા નેક તથા સાલેસ પીતાના મરણથી દરેક ફરઝંદને મોટું દુ:ખ ઉપજવું જોઇયે. તમો સાહેબોએ અમારી લાઇબ્રેરી માટે જે ઇસારો કરયો છે તે ઉપર અમો સઘળા ભાઇઓનું પુરતું ધ્યાન છે અને એ ખાતાંને કોઇબી રીતે વધુ પગભર બનાવવાને અને અમારા પીતાજીનું નામ સદા યાદગાર રાખવાને અમો અમારૂં બનતું કરવાને ચુકીશું નહીં, એટલુંજ હાલતો હું કહી શકું. તમો સાહેબોએ અત્રે વેર તકલીફ લઇ બતાવેલી દીલસોજી માટે ખરાં દીલથી હું તમારો આભાર માનું છું." વગેરે.

મી૦ શયાવક્ષનો ઉપલો જવાબ સાંભળીને ડેપયુટેશનના ગ્રહસ્થો વીદાય થયા હતા.

**મરહુમ શેઠ કાવસજીનાં મરણ માટે ખેદ બતાવવા થકી એડનની પારસી પંચાયતે બોલાવેલી અંજુમનની જાહેર સભા.**

મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાળાએ એડનને એક ઉપયોગી બારૂં બનાવવામાં જે કીમતી હીસ્સો આપયો હતો, તેમજ ત્યાં જે મોટી સખાવતો કરી હતી, તેની નેક યાદમાં તેવણના મરણ માટે પોતાની દીલગીરી જાહેર કરવા થકી એડનની પારસી પંચાયતે ત્યાંની પારસી અંજુમનની એક જાહેર સભા તા૦ ૩૦ મી જુન ૧૯૦૦ ને દીને એડનના 'મેરવાન બાગમાં' બોલાવી હતી. પ્રથમમાં સેક્રેટરી સાહેબે મરહુમના ઉમદા ગુણોની વખાણ તેમજ મરહુમના દુ:ખદાયક મરણ માટેની દલગીરી જણાવયા બાદ એડનના માજીસ્ત્રેટ મી૦ મનચેરજી મરહુમ શેઠ કાવસજી સાથના પોતાના નીકટ સંબંધથી મરહુમનો જાતી ખવાસ, જાહેર તેમજ છુપી સખાવતો તથા માણસ જાતનાં ભલાં માટે મરહુમ શા શા વીચારો ધરાવતા હતા તે સરવે જાણતા હોવાથી, મરહુમ માટે એ માજીસ્ત્રેટ સાહેબે બહુ અલંકારીક ભાષામાં સરવે ભાઇઓપર સારી

અસર થાય તેવી રીતે વીવેચન કરયું હતું. એ વીવેચન પુરૂં થવા બાદ મી૦ પાલનજી દીનશાજી તથા મરહુમ મી૦ ભીખાજી કાવસજીના જમાઇ મી૦ પેસતનજી તેમજ મી૦ નશરવાનજી મંચેરજી એદલજી માણેકજીએ મરહુમની તારીફનાં ભાષણો કરી હાજર રહેલાઓપર સારો છાપ બેસાડયો હતો.

એ પછી અંજુમન તરફથી સભામાં એવી મતલબનો ઠરાવ રજુ થયો હતો કે, “ મરહુમના એકમારગી તેમજ સાલેસ ભાઇ શેઠ દોરાબજી દીનશા એડનવાલા, કે જેવણ હાલ મુંબઇ ખાતે છે, તેવણપર પંચાયત તરફથી એક દીલાસાપત્ર મુંબઇ ખાતે રવાને કરવો. વલી મરહુમના દીકરાઓ મેશરસ હોરમસજી, કેકોબાદ, સોરાબજી, શાવકશા અને બેટીઓ બાઇઓ કુવરબાઇ, આઇમાએ અને શીરીનબાઇ એઓના નામને એક બીજો દીલાસાપત્ર મોકલવો. ”

ઉપલા ઠરાવો પસાર કરયા બાદ સરનશીનનો આભાર માનીને મીજલસ બરખાસ્ત થઇ હતી.

## મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાલાને માટે કરનલ ફેરીસે આપેલું ઉંચું મત.

શેઠ કાવસજી દીનશાહ એડનવાલાનાં મરણની ખબર મહીકાંઠાન-**પોલીટીકલ રેસીડંટ કરનલ ડબલ્યુ. બી. ફેરીસને** મળતાં તેવણે તુરતજ મરહુમ શેઠ કાવસજીના બેટા શેઠ હોરમસજી ઉપર એક દીલાસાપત્ર ઘણીજ માયાકુલ ભાશામાં લખી મોકલયો હતો. પોતાના એ દીલાસા પત્રમાં કરનલ ફેરીસે મરહુમ શેઠ કાવસજી માટેનો પોતાનો ઉંચો અભીપ્રાય નીચે મુજબ રજુ કરયો છે:—

“ Your father did his share of building up the British Empire in India and so long as Aden is a possession of the Crown, his name will be honourably remembered as one of its first and greatest architects.”

“ હીંદુસ્તાનમાં બ્રીટીશ શેહેનશાહત મુસ્તકીમ પાયા ઉપર સ્થાપવાના સંબંધમાં તમારા પીતાએ પોતાનો ઘટતો હીસો આપયો છે, અને જ્યાં સુધી એડનનું બારૂં બ્રીટીશોના કબજામાં રેહશે તયાં સુધી, એડ-

નને એક અચ્છું બારૂં બનાવનારા સહુથી પહેલા અને સહુથી મોટા 'ઇજનેર' તરીકે તેવણનું નામ માન પુરવક રીતે યાદગાર રહી જશે."

## મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાલાના મરણની નામીચાં વર્તમાનપત્રોએ લીધેલી નોંધ.

શેઠ કાવસજી દીનશાહ એડનવાલા સી. આઇ. ઇ. નાં અકાળ મરણની નોંધ હીંદુસ્થાનના આગેવાન ઇંગ્રેજી તેમજ દેશી વર્તમાનપત્રો તથા ચોપાનીયાંઓમાં લેવાઇ હતી. એ ઉપરાંત દુનીઆમાં વખણાયલાં લંડનના નામીચાં "ટાઇમસ" તથા "ગ્રાફીક" પત્રોએ પણ શેઠ કાવસજીના દુઃખદાયક મરણની નોંધ ઘટતા શબ્દોમાં લીધી હતી, તથા "ગ્રાફીક" પત્રે મરહુમ શેઠ કાવસજીની એક અરધાં કદની સુંદર તસવીર પોતાના પત્રમાં પ્રગટ કરી હતી. **"ગ્રાફીક"** (Graphic) પત્રમાં શેઠ કાવસજીના મરણની નોંધ નીચે મુજબ લેવાઇ છેઃ—

"Mr. Cowasjee Dinshaw, C. I. E., who died of cholera at Bombay on June 23, was a leading resident at Aden for the pass half-century, and the news of his death will be received with much regret by the large number of friends which he possessed in this country, to which he has been a constant visitor. Scarcely any one who has had occasion to visit Aden in an official or business capacity for years past will fail to have come in contact with Mr. Cowasjee Dinshaw; his hospitality was unstinted. Whoever obtained his advice and assistance locally received the benefit of an experienced judgment and a life-long knowledge of Aden and the surrounding countries. Mr. Cowasjee Dinshaw was on all special occasions the chosen leader of the native community at Aden. In this capacity he presented the loyal address

from the Settlement to H. R. H. the Prince of Wales when he landed at Aden on his way to India in 1875, and it fell to him to similarly welcome successive Viceroys of India. He received a well-merited honour in the bestowal of the Companionship of the Order of the Indian Empire upon him in 1894. Mr. Cowasjee Dinshaw was held in high esteem among Parsees, and was distinguished as a most generous supporter of deserving charities. The death of his wife three years ago affected him deeply, and he has been in failing health ever since. He has been obliged of recent years to give up continued residence at Aden. He spend last winter in Europe, only returning to India in March last, and he died at Bombay on Saturday, 23rd inst., from cholera."

" મી૰ કાવસજી દીનશાહ, સી. આઇ. ઇ., જેવણ ગઇ તા૰ ૨૩ મી જુનને દીને મુંબઇમાં કાલેરાથી મરણ પામયા હતા, તેવણ છેલી અરધી સદીના એડનના એક આગેવાન રહીશ હતા. આપણા દેશમાં તેવણ વારંવાર મુલાકાતે આવતા હતા, જેથી તેવણના મરણની ખબરથી અત્રે વસતા તેવણના સંખ્યાબંધ મીત્રોને મોટો ખેદ ઉપજશે. આગલાં વરસોમાં કોઇ પણ આદમી જેને સરકારી યા પોતાના ખાનગી કામ ધંધાસર એડનની મુલાકાત લેવી પડી હશે, તે ભાગયેજ મી૰ કાવશજી દીનશાહના સંબંધમાં આવ્યા વગર રહયો હશે. મરહુમ મી૰ કાવસજીની ઉદારતા બહુ ઓહલી હતી. જે કોઇ આસામી એડનમાં તેવણની સલાહ તથા મદદ મેળવતો, તેને એડન તથા તેની આસપાસના મુલકોના સંબંધમાં એક અનુભવી મગજનો તેમજ આખી જીદંગી રગડીને મેળવેલાં જ્ઞાનનો લાભ મળતો હતો. સઘળાં ખાસ ટાંકણાઓ ઉપર એડનની દેશી કોમ મી૰ કાવસજી દીનશાહને પોતાના આગેવાન રાહબર તરીકે ચુંટી કહાડતી હતી. પોતાને મળેલી એ રાહબરીની

કૃએ, નામદાર પ્રીનસ આવ વેલસ જયારે ૧૮૭૫ માં હીંદુસ્તાનની મુલાકાતે ગયા અને એડન ખાતે ઉતરયા ત્યારે એડનના રહીશો તરફનું વફાદારી દરશાવનારૂં માનપત્ર મી૦ કાવસજીએ નામદાર પ્રીનસ આવ વેલસને એનાયત કરયું હતું. એ વખત પછી હીંદુસતાનના સઘળા વાઇસરાયોને એડનમાં આવકાર દેવાનું કામ પણ તેવણુનેજ બજાવવું પડયું હતું. તેવણુની એ સેવાઓની પીછાણમાં સને ૧૮૯૪ ના વરસમાં સી. આઇ. ઇ. ના ખેતાબનું લાયક માન તેવણુને મળયું હતું. પારસીઓમાં મી૦ કાવસજી દીનશાહ મોટું માન ધરાવતા હતા, અને ઘટતી સખાવતોને ટેકો આપવાની પોતાની ઉદારતા માટે તેવણુ જાણીતા થયલા હતા. ત્રણ વરસની વાત ઉપર તેવણુનાં મોહરદારનું મરણ નીપજવાથી તેવણુને મોટો ગમ લાગયો હતો અને તે વખત પછી તેવણુની તબીયત લડડી ગઇ હતી. આથી છેલ્લાં કેટલાંક વરસ થયાં એડન ખાતેનો પોતાનો વસવાટ બંધ કરવાની તેવણુને ફરજ પડી હતી. ગયો શીંયાળો તેવણે યુરોપમાં ગુજારયો હતો અને ફકત ગયા મારચ માસમાંજ તેવણુ હીંદુસતાન પાછા ફરયા હતા અને મુંબઇમાં શનીવાર તા૦ ૨૩ મી જુનને દીને તેવણુ મરણ પામયા હતા."

દુનીયામાં વખણાયલાં ("The Times") "ધી ટાઇમ્સ" પત્રમાં મરહુમ શેઠ કાવસજીના મરણની નોંધ નીચે મુજબ લેવામાં આવી છે.

Mr. Cowasjee Dinshaw, C. I. E., who died of cholera at Bombay on the 23rd June, was a leading resident at Aden for the past half-century, and the news of his death will be received with sincere regret by the large number of friends he possessed in this country, to which he had been of recent years a constant visitor. Mr. Dinshaw was on all special occasions the chosen leader of the native community at Aden. In this capacity he presented a loyal address from the settlement to the Prince of Wales when he landed at Aden on his way to

India in 1875, and it fell to him similarly to welcome successive Viceroys of India and others occupying high positions under the Government of the Queen-Empress. In 1894 he received a well-merited honour in the Companionship of the Order of the Indian Empire. Mr. Dinshaw was held in high esteem among Parsees, and was distinguished by the exercise of a wide personal charity. Among other philanthropic works started by him may be mentioned the building and endowment of a free dispensary at Aden and the Cowasjee Dinshaw Free Library and Reading Room at Bombay. The death of his wife three years ago affected him deeply, and he had been in failing health ever since. He had been obliged in recent years to give up continued residence at Aden, and he spent last winter in Europe, returning only in March last to India.

“ શેઠ કાવસજી દીનશાહ, સી. આઇ. ઇ. જેઓ ગઇ તા૦ ૨૩ મી જુનને દીને કોલેરાના રોગથી મુંબઇમાં મરણ પામ્યા હતા તેઓ છેલ્લી અરધી સદી દરમયાન એડનમાં બહુ જાણીતા આસામી હતા, અને આ દેશ કે જેની તેઓ છેલ્લાં છેલ્લાં વારે ઘડીએ મુલાકાત લેતા હતા તેમાંનાં તેમનાં બોહોળાં મીત્ર મંડળ વચે તેમનાં મરણની ખબરથી ખરાં જીગરની દલગીરી પેદા થઇ હશે. હમેશાં સઘળા ખાસ પ્રસંગો વેળા શેઠ કાવસજી દીનશાને એડનની દેશી કોમોના મુખી તરીકે ચુંટી કાઢવામાં આવતા હતા. સને ૧૮૭૫ નાં સાલમાં નામદાર પ્રીન્સ ઓવ વેલ્સ પોતાની હિન્દુસતાનની મુસાફરી દરમ્યાન જયારે એડનમાં ઉતર્યા હતા તે વેળા એડનના રહીશો તરફથી મરનારે તેમને વફાદારીનું એક માનપત્ર એનાયત કરયું હતું, અને એજ રીતે હિંદુસતાનના જુદા જુદા વાઇસરોયો તેમજ નામદાર મહારાણીજીની સરકારના મોટા ઓધેદારોને આવકાર દેવાની ફરજ તેઓએ બજાવી

અહેવાલે એડન—રચનાર સો. ખ. ગાંધી (મામા)

| શેઠ | શેઠ | શેઠ |
|---|---|---|
| સોરાબજી | હોરમસજી | દીનશાહ |
| કા. દી. | કા. દી. | દો. દી. |



મરહુમ શેઠ

**દોરાબજી દીનશાહ.**

હતી. ૧૮૯૪ માં તેમને સી. આઇ ઇ. નો માનવંત અને તેમને લાયકનો ખેતાબ મલયો હતો. શેઠ કાવસજી દીનશા પારસીઓમાં ઘણું માન પામતા હતા અને પોતાની ઓહોળી સખાવતથી ઘણા જાણીતા થયા હતા. તેમનાં જુદાં જુદાં સખાવતી કામોમાં એડનનાં ગરીબો માટેના મુફતનાં દવાંખાનાની ઇમારત તેમજ મુંબઇની 'કાવસજી દીનશા ફ્રી લાયબ્રેરી એંડ રીડીંગ રૂમ' મુખ્ય ગણાય છે. ત્રણ વરસ અગાઉ તેમનાં મોહરદારનાં મરણથી તેઓ બહુ દુખી થઇ ગયા હતા અને પાછળથી તેમની દેહ પણ લડડી ગઇ હતી. તેઓને છેલ્લાં છેલ્લાં એડનનો ચાલુ વસવાટ છોડી દેવો પડયો હતો અને ગયો શીઆળો તેઓએ યુરોપમાં કાઢયો હતો, જ્યાંથી છેલ્લા મારચ માસમાંજ તેઓ હિંદુસ્થાન પાછા ફરયા હતા."

## શેઠ કાવસજી દીનશાહના બેટાઓ.

મરહુમ શેઠ કાવશજી દીનશાહ પોતા પાછળ ૪ **બેટા** ભાઇએ હોરમશજી, કેકોબાદ, સોરાબજી **તથા** શાવકશાહને મુકી આ ફાની દુન્યા છોડી ગયા હતા. ઉપલા બેટાઓ શેઠો કાવશજી દીનશાહ તથા ભાઇઓની પેહડીના જોડયા ભાગ્યાઓ છે, જેમાં **શેઠ હોરમશજી વડા બેટા** તથા **ગાદીવારેસ** છે. મરહુમ શેઠ કાવશજીને પોતાની હઇયાતી દરમ્યાન **દીનશાહ** નામનો એલફીનસ્તન કાલેજમાં અભ્યાસ કરતો એક ચાલાક જવાન બેટો તથા જંગબાર ખાતે પોતાની પેહડીનો વહીવટ ચલાવતાં લોકપ્રીય થઇ ગયેલા એક ચંચળ જમાઇ ભત્રીજા **શેઠ રતનજીને** જવાન ઉમરે ખોવાથી ભારે ગમ લાગો હતો. આ જવાનોની અશો યાદમાં એડનની હાલની દરેમેહેર તથા જંગબારની હાલની આતશકદેહ ઉપર એમના પીતાઓએ ભારે ખરચ કરી યાદગારી જાળવી રાખી છે.

## શેઠ હોરમશજી કાવશજી દીનશાહ.

શેઠ હોરમશજીનો જનમ રોજ મોહર માહ મેહેર ઇ. સ. ૧૮૫૭ ના જુન માસમાં મુંબઇ શેહરમાં થયો હતો. પોતાની શરૂઆતની કેળવણી જવાન હોરમશજીએ **એલફીન્સટન હાઇ સ્કુલ**માં લઇ મી૦ માણેકજી બે. કુપરે તુરતની સ્થાપેલી **પ્રોટ હાઇ સ્કુલમાં** જોડાઇ ઇ. સ. ૧૮૭૬ માં **મેત્રીકયુલેશનની** પરીક્ષા ફતેહમંદી સાથે પસાર કરી હતી, જે દરમયાન પોતાની બીજી ભાષા તરીકે **લેટીન** ભાષા પસંદ કરી વધુ અભ્યાસ માટે **એલફીન્સટન કોલેજ**માં દાખલ થયા હતા. ત્યારબાદ ૧૮૭૭ ના સાલમાં શેઠ કાવશજી પોતાના આ વડા દીકરા તથા ભવીશના ગાદીવારેસને દુરઅંદેશી વાપરી વેલાયતના પોતાના આડત્યા મી૦ બારબરની રાહબરી હેઠલ પોતાની પેહડીને લગતા વેપાર વણજ તથા વિદ્યા હુન્નરને લગતી તાલીમ આપવાને પોતા સાથ લનડન લેઇ ગયા હતા, જ્યાં એવણે બે વરસ સુધી વેપાર વણજ તથા આગબોટોને લગતું સામાન્ય જ્ઞાન મેળવ્યું હતું તથા યુરોપ ખંડના જુદા જુદા દેશોમાં રહી ત્યાં બોલાતી ભાશાઓનો જાતે અભ્યાસ કરી પોતાની પેહડીમાં કામ આવે એવો ઠીક અનુભવ મેળવ્યો હતો. તેમાં મુખ્ય કરી ફ્રાન્સની રાજધાની પેરીસમાં રહી **ફ્રેંચ ભાશા**નો પુખ્ત અભ્યાસ કીધો હતો.

યુરોપથી પાછા ફરી, જવાન હોરમશજીએ પોતાના બાપ કાકાની **પેહડીનો બોહલો કારોબાર ઇ. સ. ૧૮૮૧ માં** જોઇતા ઉમંગ તથા ઉતસાહથી ચલાવવાની શરૂઆત કરી.

ઇ. સ. ૧૮૯૨ માં નામદાર પોરટુગીસ સરકારે એવણને The Commander of the Royal Military Order of our Lady of Conception of "વીલાવીકોઝા "નો ખેતાબ બખશયો છે. પોતાના કાકા શેઠ દોરાબજીની ગેરહાજરીમાં હાલ કેટલાંક વરસ થયા શેઠ હોરમસજી એડનમાં **"પોરટુગલ રાજના કોનસલ"** તરીકેનો માનવંત ઓધો ભોગવતા આવ્યા છે. યુરોપ્યન રાજયના કોનસલ થવાનું માન એક **દેશી તરીકે** ખચીતજ **અસાધારણ** કહેવાય છે. કોનસલ તરીકે મનવારોની મુલાકાત દરમ્યાન ૭ તોપોનું માન મળે છે નામદાર શાહજાદા ડયુક ઓફ યોર્કની એડનની મુલાકાત વેળા પ્રજા તર

ફનું **માનપત્ર** શેઠ હોરમસજીએ વાંચી સંભળાવ્યું હતું તથા એ ભલા શાહજાદાએ શેઠ હોરમસજીને ખાસ આમંત્રણથી મનવાર ઉપર ઇજન કરી પોતા સાથ ખાણા ઉપર બેઠક આપી હતી, તથા એ પ્રસંગની ખુશાલીની યાદમાં પોતા સાથ ખુશ ગોફતેગોમાં કેટલોક વખત પસાર કરી પોતાની સહી સાથની સબીઓ એનાયત કરી હતી. Victoria Mary and George. સર્વ સર અવસરે તથા નામીચા પરોણાઓને આવકાર દેવાને એડનના રહીશોની કુલે અનજુમન તરફથી માનપત્રો એનાયત કરવાને શેઠ કાવસજીના મરણ બાદ એવણના વડા બેટા શેઠ હોરમસજીની એક મતે હમેશાં પસંદગી થતી આવી છે. મરહુમ શેઠ કાવશજીની યાદગારી કાયમ રાખવાની એડનના કુલે જરથોશતીઓની મળેલી સભામાં સર્વ અનુમતે એક ઠરાવ પસાર કરી શેઠ હોરમશજીની પારસી અનજુમનના વડા અકાબર તરીકે નેમણુક થઇ છે.

પોતાના નેક પીતાને પગલે ચાલી સંખ્યાબંધ સખાવતના ધર્મખાતાંઓના ત્રસતી તરીકે એવણ લોકપ્રસંસા મેળવતા આવ્યા છે તથા પોતાના ભાઇઓ સાથે મલી પોતાના માતપીતાની અશો યાદમાં નાદર રકમો ધર્મ ખાતે આપતા રહયા છે. હાલના **લેનોલી તથા રાજકોટના દાખમાઓ** ની હસતી તેઓની ઉદારતાને મોટે દરજજે આભારી છે. એડનમાં સ્થાપેલાં લગભગ સઘળાં ધર્મ ખાતાંઓના નીભાવ માટે તેઓની મદદ ચાલુ રહી છે.

મુંબઇ તેમજ દેશાવરોમાં પારસી કોમના સંસારી સુધારા વધારા માટે ઉભાં થતાં ફંડોમાં તેઓ કીમતી મદદ આપતા રહયા છે, એટલુંજ નહી પણ શેઠ કાવશજી દીનશાહ તથા ભાઇઓની પેહડીનો અતી બોહલો કારભાર ચલાવવાને ખસુસ કરી **જરથોશતીઓ**નેજ કામે લગાડતા આવ્યા છે. **એડન, જંગબાર, સોમાલી કોસ્ટ, હોદેદા, ધાલા,** વગેરે ઉપલી પહેડીની શાખાઓમાં **જરથોશતી કામદારોની** સંખ્યા લગભગ ૧૫૦ ની થવા જાય છે, જેમાં ઘણાંકો ૨૫ વરસથી વધુ મુદતની નોકરી બજાવતા આવ્યા છે તથા કેટલાકો લગભગ ૫૦ વરસની મુદતની નોકરી બજાવી હાલ રીટાયર્ડ થયા છે. મુંબઇમાં પારસી એસોસીએશનને બીન રોજગાર જરથોશતીઓને ટુંક રકમ ધીરી વેપારવણજમાં આગલ પાડવા માટે સ્થાપેલાં ફંડમાં દર વરસ રૂ. ૨૦૦૦) ની મદદ કરતા રહ્યા છે.

તેમજ મી૦ બરજોર સો. કુપરના બીનસવારથી આગ્રહથી ડા૦ માસીનાની ઇસપીતાલના નીભાવ માટે પણ સુંદર માસીક મદદ ચાલુ રાખી છે.

એડનના પોર્ટ ત્રસ્ત મ્યુનીસીપાલીતી, Settlement Office, ચેમબર આફ કોમર્સ, ડીસપેનસરી તથા બીજાં અનેક જાહેર ખાતાંઓ-માં દેશી તરીકેની શેઠ હોરમશજીની પેહેલી નેમણુક થતી રહી છે. અસલી દેખાવના પહેરવાસે અતી સાદા જુજ બાકી રહેલા પારસી શેઠયાઓમાં હાલ શેઠ હોરમશજી એક શેઠયા છે.

મુંબઇના ગવરનર Lord Lamington ની એડનની ઇ. સ. ૧૯૦૭ ની મુલાકાત દરમયાન શેઠ હોરમસજીએ એડનની જાહેર પ્રજા તરફથી આવકાર દેનારૂં માનપત્ર એનાયત કીધું હતું.

પોતાના **બે બેટાઓ ભાઇઓ ફરામરોઝ તથા દીનશાહને** ઇંગલંડમાં રાખી, બ્રાઇતનનીં પબલીક સ્કુલમાં સંપુર્ણ કેળવણી આપી પોતા માફક યુરોપ ખંડમાં રાખી, જુદા જુદા દેશોની સ્વભાશાઓને જાતે અભ્યાસ કરાવી, પોતાની પહેડીને લગતાં બોહલાં કામકાજનો અનુભવ આપી, હાલ પોતાના મદદગાર બનાવ્યા છે.



મરહુમ શેઠ કાવશજીના **ત્રીજા બેટા શેઠ કેકોબાદે** પોતાના વડા ભાઇઓ માફક એલફીનસ્ટન કાલેજમાં ઇ. સ. ૧૮૮૮ માં પોતાનો અભ્યાસ કર્યો હતો. અભ્યાસ દરમ્યાન ગણીત શાસ્ત્રનો વીશેષ શોખ ધરાવતા હતા. પોતાના વડા ભાઇની ગેરહાજરી દરમયાન એડનની પોર્ટ ત્રસ્ટ વગેરે જાહેર ખાતાંના ત્રસ્ટી તરીકે એવણની નેમણુક થાય છે. **ચોથા બેટા શેઠ સોરાબજીને** મરહુમ શેઠ કાવશજીએ વેલાયત લઇ જઈ લનડનમાં બ્રીટીશ ઇનડીઆ આગબોટ કું૦ ના એજન્તો મેશરસ ગ્રે ડૅાઝની કું૦ માં તથા બીજી જાણીતી પેહડીઓમાં રાખી વેલાયતમાં ચાલતાં કામકાજનો ઠીક અનુભવ આપ્યો હતો તથા યુરોપ ખંડનાં જુદા જુદા દેશોમાં રાખી ત્યાંની રાહરસમ, ભાશા અને વેપાર વણજનો પણ લાંબો વખત અનુભવ આપ્યો હતો.

મરહુમ શેઠ કાવસજીના **નાના બેટા શેઠ શાવકશાહે** જોઇતો અભ્યાસ પુરો કરી મુંબઇની પેહડીનો લાંબો વખત અખત્યાર ભોગવ્યો હતો, જે દરમ્યાન નરમાસ અને વેપારી કુનેહથી ઘણાકોના વખાણ મેળવ્યાં હતાં. ત્યાર બાદ પોતાના આ નાના બેટાને પણ શેઠ કાવશજીએ વેલાયત લઇ જઇ ત્યાંના કામકાજની સમજણ આપી હતી, જેના પરીણામમાં હાલ આ બેટો ભવીશયની સારી આશા આપનારો જવાન થઇ પડયો છે.

# પ્રકરણ ૧૭ મું.

## શેઠ યુસફઅલી સરફઅલી.

મરહુમ શેઠ યુસુફઅલી સરફઅલીની પેહેડી અરબસ્તાનમાં સઘળે ઠેકાણે રેશમી તથા સુતરાઉ કાપડ વગેરેના બોહોળા વેપાર માટે અતીશય જાણીતી થઇ છે. પ્રથમ ૬૦ વરસની વાત ઉપર મરહુમ શેઠ યુસફઅલી મોખા જવા માટે સુરત છોડી એડન આવ્યા હતા. તે વેળા મોખા શેહેર અરબસ્તાનના મુખ્ય બંદર તરીકે પ્રખ્યાત હતું. મોખા શેહેર પડી ભાંગતાં પોતાની પેહેડીની સ્થાપના હોદેદામાં કરી પોતાના બેટા શેઠ **નુરૂદીનને** તેનો બોહોળો કારોબાર કરવાને સોંપ્યો. ત્યારબાદ એડનની પેહેડીની સ્થાપના કરવાને એવણના બીજા બેટા શેઠ **ઇસમાઇલજીએ** મુખ્ય ભાગ બજાવ્યો તથા થોડુંક ઉપર રંગુનની પેહેડી ખોલી એવણના ત્રીજા બેટા શેઠ **રજબઅલીએ** પણ પોતાની ફરજ અદા કરી. શેઠ યુસફઅલી સરફઅલીની પેહેડીના પ્રતીનીધીઓ એડન અને હોદેદાની દેશી પેહેડીઓમાં આગેવાન જગ્યા લે છે. હોદેદાના કુલે આરબ વતનીમાં "બેત નુરૂદીન"નું નામ તથા એડનના આરબમાં "બેત રજબ"નું નામ ઉપલી પેહેડીના સંબંધમાં વરસો થયાં પ્રખ્યાતી મેળવતું આવ્યું છે. હોદેદામાં વોહરા કોમને લગતાં ધર્મ ખાતાંઓ, મસજીદ વગેરેનો કારોબાર શેઠ યુસફઅલીની પેહેડી હસ્તક ચાલે છે.

ઇ. સ. ૧૮૯૭માં શેઠ યુસફઅલીના ગુજરવા બાદ ઉપલી જાણીતી પેહેડીનો બોહોળો કારભાર એવણના બેટાઓ ભાઇઓ નુરૂદીન, ઇસમાઇલજી તથા રજબઅલી ફતેહમંદી સાથ ચલાવતા આવ્યા છે તથા પોતાના હમવતન સુરત શેહેરમાં આલીશાન મકાનો બંધાવી પોતાની કોમ તેમજ દેશી કોમમાં અતીશય માનમરતબો ધરાવે છે. પેહેડીની શાખાઓ સુરત, એડન, રંગુન, હોદેદા વગેરે ઠેકાણે હસ્તી ભોગવે છે, જેના પ્રતીનીધીઓ તરીકે એમના સાહેબજાદાઓ શેઠ દાઉદભાઇ નુરૂદીન તથા શેઠ અબદુલ કયુમ ઇસમાઇલજી જવાન ઉમરે મનમાગતી રીતે પોતાના મુરબીના નામની પેહેડીનો કારોબાર ચલાવે છે. સુરતમાં બનતું રેશમ અને રેશમી કાપડ તથા સુના રૂપાના (બાદલુ) તાર તેમજ મુંબઇની મીલોમાં બનતું સુતરાઉ કાપડ, સીટીંગ, સુતર, ચારસા વગેરેનો બોહોળો ખપ જગાડી મુગે મોહડે આજ અરધી સદીથી વધુ વખત થયા સ્વદેશી હીલચાલને ઉતેજન આપી પોતાના દેશ તથા કોમના નામને ઉપલી પેહેડીએ મશહુર બનાવ્યું છે.

## એડનનાં દેશી વેપારી દલાલો વગેરેનું લીસ્ટ.

### વેલાયતી સામન વેચનાર ( Europe Goods Merchants)

કાયમઅલી નઝરઅલી.
એચ. આદમલીની કુંપની.
ઇસુફઅલી ગુલામઅલી.
નુરૂદીન મહમદઅલી.
અબદુલ કાદર અબદુલઅલી નાખુદા
અબદુલઅલી મહમદઅલી.
અબદુલહુસેન અબદુલનબી.
હસનભાઇ ઇસાભાઇ.
ફરાજ સાઇદ.
સલેમી ઇસાક કોહેન.
મીશા નસીમ.
એમ. એચ. ભોટની કુંપની.
હેમરાજ હીરાચંદ
એસ. યાકુબઅલી જુમલેશા તથા ભાઇઓ.
ઓમર બસાઅર.
શરીફ. મહમદ હસન.
શેખ મહમદ બારસીનધવા.
અબુબકર આવદ ઓકલા.
મહમદ બીન અહમદ બાદીપ.
શેખ અબદુલ કાદર બશરાહીલ અને શેખ. બકાર.
સઇદ મહમદ અબદુલ.
સઇદ અબદુલલા એદરૂસ.
અબદુલલા અબદુ હમઝા.
મહમદ અબદુલલા હસનઅલી તથા ભાઇઓ.
મહમદ અબદુલ કાદર મકાવી.
સઇદ અબદુલ્લા અલબાર તથા ભાઇઓ.

### ચાંમડાં, કાફી, ગુંદર ( બોર ) એળીઆ વગેરેનાં વપારીઓ.

દાદાભાઇની કું.
સઇદ તાહા સાફી.
સઇદ મોહસેન સાફી.
,, હામીદ સાફી.
,, હુસેન સાફી.
,, આહમદ બીન હુસેન.
શેખ મહમદ ઓમર બાઝરા.
અમાન સાલાહ
અહમદ અબુબકર બાગનેટ.
શેખ મહમદ અહમદ આમુદી.
અલી હાજીબ.
અહમદ બાસુદાંન
માહબુબ ફરહાટ.
શેખ મહમદ બાયશીન.
કાસમ કરબી.
અબદુલા ઓરેજી.
શેખ સાલેહ બાલકસા.

### હુંડીના દલાલ.

*Exchange Broker*

રતનજી કાનજી.
ભગવાનદાસ ધરમસી.
વીરચંદ દોસા.
દેવજી હીરાચંદ.
કપુરચંદ અમરચંદ.
પીતાંબર ધારસી.
ધનજી ધાંરસી.
હીરાચંદ સુંદરજી
કલાનજી ખેતરસી.
રતજી દામજી.

### કાપડના દલાલ.

*Piece Goods Brokers*

દામજી સુંદરજી.
મનોરદાસ મુલજી.
વલભજી અમરચંદ.
નરોતમ દામજી.

નથુ ખુશાલ.
કુસાલચંદ રૂપસી.

### અનાજ વગેરેના દલાલો.

*Grain Brokers*

જીવન ગોકલ.
વાલજી જમનાદાસ.
રણછોડ કાનજી.
લાધા વાલજી.
હરજીવન શામજી.
બેચર પ્રેમજી.
જસરાજ ગોકલ.

### કાફી, ચામડાં, ગુંદર, ઇસસ, મીન, વગેરે એક્સપોર્ટ કરનાર.

*Export Merchants.*

મેકસ કલાર્નિ.
બારદીની કુંપની.
તીઆન અને રીસ.
સોસીએટા કોલોનીઆલી ઇટાલીઆના
લેવરાતો ફ્રીઅર્સ.
કરકનડા ફ્રીઅર્સ.
સી. એથેના સાકો પોલો.
મીનાહેમ મીસા.
મીસા હરોની તથા ભાઇઓ.
જોન પાલીઓલોગો.

### ચામડાં એક્સપોર્ટ કરનારા.

અરેબીઅન ત્રેડીંગ કુંપની.
(*Arabian Trading Coy.*)
પોલ ઇ. સ્લીપ.

### દુબાશ.

શેઠો કાવસજી દીનશા તથા ભાઇઓ.
શેઠો મનચેરજી એદલજી માણેકજી અને છોકરાઓ.

**ડીસપેનસરી**(*Charitable Dispensary.*)

પ્રીંનસ ઓફ વેલ્સ ચેરીતેબલ ડીસપેનસરી.
બાઇ જરબાઇ ચેરીતેબલ ડીસપેનસરી

### કાપડના વેપારીઓ.

*Piece Goods Merchants*

મુલજી જુઠા.
છગન હરીદાસ.
ગલાલચંદ જીના.
દયાલ વીજપાલ.
વલભજી જુઠા.
દેવચંદ વીઠલ.
તારાચંદ કરમચંદ.
ભગવાનદાસ દેવજી.
નારણદાસ હરજીવન.
માનેકચંદ મદનજી.
સોમચંદ સુંદરજી
કુસાલચંદ રૂપસી.
કાનજી માણેકચંદ.
જમનાદાસ નેમચંદ.
કાનજી હરીદાસ
રતનજી જેઠા.
હેમરાજ મુલચંદ.
દેવચંદ મદનજી.
કલાનજી વસનજી.
લાધા સેશકરણ.
દેવચંદ લખમીચંદ.
કપુરચંદ લખમીચંદની કુંપની
ફુલચંદ વીરપાલ.
જીવનદાસ જુઠા.
અમરચંદ ત્રીકમજી.
માનેકચંદ લાલજીની કુંપની.
સાલેહ મહમદ જાફર.
એલીઆસ મીદાવર એન્ડ સન્સ.

## સુતર તથા સુરતી તથા ચીનાઇ રેશમી કાપડના વેપારી.

ગુલામહુસેન શરફઅલી,
દાઉદભાઇ અબદુલ રહીમ.
ઇસુફઅલી શરફઅલીની કુંપની
અબદુલ કાદર હુસેનઅલી વાસી
શરફઅલી તયબજી.
જાફરભાઇ અલીભાઇ બસરાઇ.
અબદુલઅલી મુલાં આહમદઅલી
અબદુલ હુસેન તાહરભાઇ.
ઇબરાહીમ ગુલામ હુસેન
દાઉદભાઇ મહમદઅલી બસરાઇ.
પરભુદાસ પરસોતમ.

## અનાજ કરીયાણું વગેરે આયાત કરનાર.

અબદુલ્લાભાઇ તથા જુમાભાઇ લાલજી.
હાજીભાઇ લાલજીની કુંપની
અબદુલ્લા વલી ચાંપસી.
પીઆરઅલી દોસાલ.
કાસમ નાનજી મીઆની.
હાજી જુસબ ઇસા.
હાજી અયુબ રહેમતુલા.
હાસમ અહમદ.
તૈયબ નુરમહમદ.
અબદુલ લતીફ ઉસમાન.
ખમીશા હાજી જાનમહમદ.
સુલેમાન મુસા.
રેહેમતુલા આમદ.
નુરમહમદ મુસા.
હાસમ ઇસમાયલ રહેમતુલા.
જાફર વીસરામ
ઓમર મહમદ.
ઇસમાઇલ મહમદ બોખીરીઆ.
અલાનાભાઇ મનજીની કુંપની.
મોરાજભાઇ દાતુ.
હાજી મહમદ માવજી.
કરીમભાઇ ગુલામહુસેન ધાલાભાઇની કુંપની.

## કરીઆનું વેચનાર.

આદમજી નુરમહમદ.
મહમદભાઇ વલીભાઇ.
અબદુલકરીમ દોસાનજી
અબદુલકાદર ઓસમાન
મહમદભાઇ ઇશવજી.
અબદુલકાદર હાફેઝજી.
ચતુરભુજ હથીરામ.
મોટાભાઇ મહમદઅલીની કુંપની.
અબદુલરેહેમાન શેખમન.
અબદુલકરીમ શકુરભાઇ.
અબદુલ ગની મહમદભાઇ.
યાકુબ ઇસાક.

## ખાંડ, અમેરીકન કાપડ, વગેરે આયાત કરનાર તથા કાફી, ગુંદર, હાથીદાંત વગેરે વેલાયત ચઢાવનાર.

અબદુલાભાઇ જુમાભાઇ લાલજી.
હાજીભાઇ લાલજીની કુંપની.
અલાના માનજીની કુંપની.
એચ. આદમઅલીની કુંપની.
કાસમ નાનજી મીઆની.
પીઆરઅલી દોસલ.
જે. એસ. સ્મીથ.
દેવીદાસ જેઠા.
આરનલ્ડ ચીનીની કુંપની.

## ટીનની ચીજો વગેરે બનાવનાર.

જીવાભાઇ મુસાભાઇ.
હેપતુલા બક્ષાભાઇ.
અબદુલા જોહર.
હસનઅલી મહમદઅલી.
ફીકાભાઇ નુરદીન.
શેખઅલી હસનઅલી.
અબદુલ કરીમ અબદુલ રહેમાન.

### તમાકુના વેપારી.

*Tobacco Merchants*

જેચંદ ચતુરભુજ.
વલભજી જગજીવન.
બેચર ગોપાલજી.
પોપટ કાનજી.
માવજી બાવા.
ભાનજી નથુ.
મેગજી પરમાનંદ.
માધવજી હીરજી.
જોશી નારાયણ ખીમજી.
હીરજી શંકર.

### તમાકુ તથા અનાજના વેપારી

મુલજી રાઘવજી.
હરીદાસ ચાપસી.
ફુલચંદ કેશવજી.
સુનદરજી હરચંદ.

### શરાફી ધંધો કરનાર

તારાચંદ કરમચંદ.
હરકચંદ કરમચંદ.
મેઘજી ચાપશી

# એડનમાં વસતા જરથોસ્તીઓનાં નામ.*

——:o:——

## એડન કેમ્પ.

એદલજી કાવસજી પટેલ, શેઠ એ. કુ. પટેલની પેઢાના પરચુટણ કામકાજ કરનારા.
એદલજી કુવરજી પટેલ, વેપારી.
એદલજી દાદાભાઈ સીગનપોરીયા, કનત્રાકટર.
એદલજી દોરાબજી વાઘમાર, શેઠ પા. દી. ની કું૦ના કલારક.
એદલજી બમનજી એંટી, નેશનલ બેંક ઓફ ઈનડયાના હેડ કલારક.
એદલજી મનચેરજી મનદરોઈ, શેઠ કા. દી. ની અગયારીનું માણસ.
કાવસજી અરદેશર, એજન્ટ, કેમેસરીયત ખાતાનાં.
કાવસજી પાલનજી, એજન્ટ, કેમેસરીઅત ખાતાના.
કાવસજી સોરાબજી મેહેતા, હેડકલારક, રેસીડેન્સી ઓફીસ. મરહુમ
કાવસજી શાપુરજી મેહેતા, શેઠ એ. કુ. પટેલ ની પેઢીના મેહેતા.
કુવરજી નશરવાનજી આરસકીન, શેઠ કા. દી. ના મેનેજર.
કુવરજી શાપુરજી રાજા, શેઠ કા. દી.ના મેનેજર.
કેખશરૂ સોરાબજી સુબેદાર, શેઠ ભી. કા.ની કેંપની દુકાનમાં કલારક.
ખરશેદજી દોરાબજી વાછા, મી૦ દાદાભાઈ કું૦નીના મેનેજર.
ખરશેદજી ફરામજી ભોત, શેઠ કા. દી. ના કલારક.
જાંહગીરજી નવરોજી સુબેદાર, શેઠ કા. દી. ના કલારક.
ડોસાભાઈ પેસતનજી ઘડીઆલી, શેઠ કા. દી. ના કલારક.
તેહમુરસ ફરામજી કોટવાલ, શેઠ કા. દી. ની દરેમેહેરના મોબેદ.
દસ્તુર સાહેબ ફરામજી રૂસ્તમજી કોટવાલ, શેઠ કા. દી. ની અગીયારીના દસ્તુરજી.
દીનશાહ આદરજી મોતેવાલા, શેઠ કા. દી. ના કલારક.
દીનશાહ હોરમશજી શેઠના, સરકારી સ્કુલના માસતર.
દીનશાહ હોરમજી ભાત, શેઠ પા. દી.ની કું૦ ના એકાઉન્ટન્ટ.
દોરાબજી પેસતનજી કોપર, કલારક, એડન ત્રેઝરી.
દોરાબજી પેસતનજી કોપર, તીજોરી આફીસનાં કલારક.
દોરાબજી ફરદુનજી વાછા, મી૦ દાદાભાઈની કું૦ના ભાગીઆ.
દોરાબજી હોરમજી પટેલ, એજન્ટ, કેમેસરીયેટ ખાતાના.
નશરવાનજી એદલજી ભાહેનાં, શેઠ એ. કુ. પટેલનાં બબરર્ચી.
નવરોજી નાનાભાઈ ઈહલુ, શેઠ પા. દી. ના બબરર્ચી.
નવરોજી પાલનજી પટેલ, શેઠ પા. દી. ની કું૦ ના મેનેજર.
નાનાભાઈ રતનજી મેહેતા, શેઠ ભી. કા. ની કેમપની દુકાનના મેનેજર.
પીરોજશાહ સોરાબજી કોલાહ, એજન્ટ, કેમેસરીયેત ખાતાના.
પીરોજશાહ હોરમજી ભગલ, નેશનલ બેંક ઓફ ઈનડયાના કેશીયર.
પેસતનજી એદલજી દોતીવાલા, શેઠ ભી. કા. ની કેમપની દુકાનમાં બારમેન.
પેસતનજી દાદાભાઈ પટેલ. તીજોરી ઓફીનાં કલારક.
પેશતનજી બમનજી મેહતા, ડેપ્યુટી એકાઉન્ટન્ટ અને ત્રેઝરર સરકારી તીજોરી ઓફીસ.
પેસતનજી મેરવાનજી કોપર, કેમેસરીયેત કોપર.
ફરદુનજી એદલજી મેહેતા, શેઠ ભી. કા. ની કેમપની દુકાનમાં મેહેતાજી.
ફરામજી માણેકજી સીગનપોરીયા, શેઠ કા. દી. ના કલારક.
ફરદુનજી રતનજી નરીમાન, શેઠ કા. દી. ની અગીઆરીના મોબેદ.
બરજોરજી કુવરજી પટેલ, શેઠ એ. કુ. પટેલની પેઢીના મદદનીશ.
બરજોરજી દારબજી સુનાવાલા, શેઠ ભી. કા. ની કેમપની દુકાનમાં કલારક.
બમનજી સોરાબજી મેહેતા, હેડ એકાઉન્ટન્ટ, એડન સેટલમેંટ ઓફીસ.
બરજોરજી શાપુરજી મેહેતા, શેઠ કા. દી. ના કલારક.
બેજનજી નશરવાનજી ભોત, એમ. ભોતની કું૦ ના કલારક.

---

* એડનમાં વસતા જરથોસ્તીઓના નામનું લીસ્ટ ઝોરાસ્ત્રીઅન કેલેનડર યાને પારસી પંચાંગ (યઝદેજરદી સને ૧૨૭૫) માંથી ઉતારી લીધું છે, જે માટે તેના એકમારગી રચનાર મી૦ મનચેરજી હોશંગજી જાગોશનો આભાર માનીએ છીએ.

બેરામજી નવરોજી મીસતરી, મી૦ દાદાભાઈ કું૦ ના કલારક, હોદેદા, સોમાલીલેન્ડ.
બેજનજી દાદાભાઈ દાતીવાલા, શેઠ ભી. કા. ની કેમપની દુકાનના મેનેજર.
બેરામજી સોરાબજી મેહેતા, હેડ એકાઉન્ટન્ટ, અને ટ્રેઝરર સરકારી તીજોરી ઓફીસ.
મનચેરશા નશરવાનજી, એજન્ટ કેમેસરીયેત ખાતાનાં.
મનચેરજી પાલનજી, પંથકી, શેઠ કા. દી. ના કલારક.
માણેકજી કાવસજી ખુરસીભરા, નેશનલ બેંક ઓફ ઈંડીયાના કલારક.
મેરવાનજી ધનજીભાઈ મેહેતા, નેશનલ બેંક ઓફ ઈંડીયાના કલારક.
મેરવાનજી પેશતનજી કોપર, મેશરસ કાવસજી દીનશાહ એન્ડ બ્રધર્સના કોપર.
રતનજી નવરોજી મેહેતા, શેઠ એ. કુ. પટેલની પેઢીના પરચુટણ કામકાજ કરનારા.
રતનજી જમશેદજી કીકા, કલારક, કોરટ ઓફ ધી રેસીડંટ.
રતનજી પેસતનજી પટેલ, શેઠ એ. કુ. પટેલની પેહેડીના મદદનીશ.
રતનજી માણેકજી લોત. શેઠ પા. દી. પટેલની કું૦ ના કલારક.
શીયાવકશા હોરાબજી દારૂવાલા, શેઠ કા. દી. ના કલારક.
સોરાબજી નશરવાનજી લોત, એમ. લોતની કુ૦ ના કલારક.
સોરાબજી પેસતનજી રબારી, શેઠ પા. દી. ની કું૦ ના કલારક.
સોરાબજી હોરમજી સુઈ, શેઠ ભી. કા. ની કેમપની દુકાનના મેહેતાજી.
હોરમશજી નશરવાનજી લોત, એમ. લોતની કુ૦ ના માલેક.
હોરમજી જમશેદજી ભગલ, સુપરવાઈઝર, મી. વ. સરવીસ ઈનચારજ કરેટર અને ઈસથ મસ સબડીવીઝન. બદલી હાલ મુંબઈ.
હોરમજી પેસતનજી પટેલ, શેઠ એ. કુ. પટેલ ની પેઢીના પરચુટણ કામકાજ કરનારા.
હોરમજી સોરાબજી મીસતરી, તીજોરી ઓફીસના કલારક.

## એડન—ટવાઇ—સ્ટિમર પોઇંટ.

ખરશેદજી નવરોજી કાકા, પોલીસ ઈન્સપેકટર.
અરદેસર નસરવાનજી ઝવેરી, શેઠ જ. દા. સીગનપોરીઆની પેહેડીના કલારક.
અરદેસર મેરવાનજી શાગર, શેઠ કા. દી. ના કલારક.
શેઠ કેકોબાદ કાવશજી દીનશાહ, કા. દી. ના ભાગ્યા.
અરદેશર રૂસતમજી મીસતરી, શેઠ કા. દી. ના કલારક.
અરદેશર સોરાબજી ચીચગર, શેઠ કા. દી. ના કલારક.
અરદેશર સોરાબજી મીસતરી, કલારક, સેટલ મેંટ ઓફીસ.
અરદેશર હીરજીભાઈ હારવર, એનજીન ડ્રાઈવર.
એરચશાહ એદલજી મેહેતા, શેઠ કા. દી.ના કલારક.
એદલજી નશરવાનજી કોલાબેવાલા, જનરલ મરચંટ.
કાવસજી નસરવાનજી મોબેદજી, શેઠ કા. દી. ના કલારક.
કાવસજી દીનશાહ ભરૂચા, એદનની પોસ્ટ ઓફીસના કલારક.
કાવસજી હોરાબજી ગનદેવીયા, શેઠ કા. દી. ના કલારક.
કાવસજી રતનજી અવારી, શેઠ ભી. કા. ની કું૦ના મેહેતાજી.
કાવસજી રૂસતમજી ખાન, શેઠ કા. દી. ના કલારક.
કુવરજી કાવસજી લકડી, શેઠ કા. દી. ન-કલારક.
કુવરજી રતનજી કમોદયા, શેઠ કા. દી. ના કેશીયર.
કેખસરૂ અરદેશર પાવરી, શેઠ રૂ. દી. ભરૂચાની પેહેડીના મેનેજર.
કેખશરૂ કુવરજી કમોદીયા, શેઠ કા. દી. ના કેશાયર.
કેખસરૂ નશરવાનજી પંથકી, શેઠ પા. દી. ની કું૦ ના કલારક.
કેખસરૂ પેસતનજી મીસતરી, શેઠ રૂ. દી. ભરૂચાના બબરચી.
કેખસરૂ બેરામજી ચીચગર, શેઠ પા. દી. ની કું૦ના કલારક.
કેખસરૂ મનચેરજી કોલાબેવાલા, જેનરલ મરચંટ.
કેખસરૂ રતનજી હોરાબજી દીનશાહ, શેઠ કા. દી. મુંબઈ.
ખરશેદજી નવરોજી સુરતી શેઠ કા. દી. ના કલારક.
ખરશેદજી ફરદુનજી કાપડીઆ, શેઠ કા. દી. ના કલારક.
ખરશેદજી બરજોરજી સુતરીયા, શેઠ કા. દી. ના કલારક.
ખાનસાહેબ આદરજી જમશેદજી ભાજીવાલા, શેઠ કા. દી. ના કલારક.
ગોદરેજ નવરોજી સોપારીવાલા કલારક રેસીડંસી ઓફીસ.

જમશેદજી નશરવાનજી બનાજી, શેઠ કા. દી. ના કલારક.
જમશેદજી નશરવાનજી કોલાબેવાલા જનરલ મરચંટ.
જહાંગાર નાનાભાઈ પાલ્યા, શેઠ પા. દી. ની કું૦ ના કલારક.
જમશેદજી દાદાભાઈ સીગનપોરીયા, મીલીટરી આઉટફીટર.
જમશેદજી દાદાભાઈ ભાગલયા, શેઠ કા. દી. ના કલારક.
જમશેદજી પેસતનજી કામા, શેઠ કા. દી. ના કલારક.
જમશેદજી બરજોરજી બામ, શેઠ જ. દી. સીગનપોરીઆની પેઢીના કલારક.
જમશેદજી મેરવાનજી, ચીફ કનડેનસીંગ ઈનજીનીઅર.
જહાંગીર એદલજી ગોટલા, શેઠ કા. દા. ના કલારક.
જહાંગીર ગુસ્તાદજી મોદી, શેઠ દી. કા. કું૦ ના કલારક.
જાંગીરજી ડોસાભાઈ દેબુ, શેઠ પા. દી. કું૦ ના કલારક.
જાહાંગીર નવરોજી ઈટાલીઆ, શેઠ કા. દી. ના કલારક.
જાંહગીરજી એદલજી કટેલી, શેઠ કા. દી. ના કલારક.
જાંહગીરજી માણેકજી પેસીકાકા, શેઠ કા. દી ના કલારક.
જાંહગાર માણેકજી ગીસતા, શેઠ કા. દી. ના કલારક.
જાંહગીરજી મેરવાનજી ગજદર, શેઠ કા. દી. ના કલારક.
જાંહગીર શાપુરજી કાટગરા, શેઠ કા. દી. ના કલારક.
જીવનજી મેરવાનજી મીસતરી, બીલડીંગના કનટરાકટર.
જીવનજી નશરવાનજી કોલાબેવાલા, જનરલ મરચન્ટ.
જીવાજી મેરવાનજી બુમલા, શેઠ કા. દી. ના કલારક.
ડોસાભાઈ ખરશેદજી ઈછાપોરીયા, શેઠ મ. એ. મા. કોલાબેવાલાની પેઢીના કલારક.
દાદાભાઈ નવરોજી ભગત, શેઠ કા. દી. ના કલારક.
દાદાભાઈ પેશતનજી પાઘડીવાલા, શેઠ કા. દી. ના કલારક.
દારાશાહ માણેકજી કાલાપેસી, શેઠ કા. દી. ના કલારક.
દારાબશાહા માણેકજી શરાફ, શેઠ ભી. કા. ના કું૦ ના કલારક, કેમપ.
શેઠ દીનશાહ દોરાબજી દીનશાહ, શેઠ કા. દી. મુંબઈ.
દીનશાહ કાવસજી, જનરલ મરચંટ.
દીનશાહ જાહાંગીર કાલાપેસી, એદનની પોસ્ટ ઓફીસના કલારક.
દીનશાહ ધનજીભાઈ બીલીમોરયા, ઈજનેર દા. વીરામેન.
દીનશાહ બેરામજી મેહેતા, શેઠ કા. કા. દી. ના કલારક.
દીનશાહજી મનચેરજી કોલાબાવાલા, જનરલ મરચંટ.
દીનશાહ હોરમજી માવજી. શેઠ કા. દી. ન કલારક.
દીનશા હોરમસજી શેઠના, સરકારી સ્કુલના માસ્તર.
દોરાબજી મેરવાનજી કુદયાનેવાલા, શેઠ કા. દી. ના બબરચી.
દોરાબજી પાલનજી પટેલ, શેઠ પા. દા. ની કુ૦ ના મેનેજર.
ધનજીભાઈ બમનજી બેવડા, શેઠ કા. દી ના કલારક.
નશરવાનજી કાવસજી સરાફ, શેઠ મ. એ. મા. કોલાબેવાલાની કુ૦ ના કલારક.
નશરવાનજી મેરવાનજી પહેલવાન. શેઠ કા. દી. ના કલારક.
નસરવાનજી નવરોજી દારૂ, શેઠ કા. દી. ના કલારક.
નસરવાનજી પેસતનજી ફ્રેકુ, કા. દી. ના કલારક.
નસરવાનજી મનચેરજી કોલાબેવાલા, જનરલ મરચંટ
નવરોજી હોરમજી બીલીમોરીયા, શેઠ મ. એ. મા. કોલાબેવાલાની પેઢીના કલારક.
નાનાભાઈ જમશેદજી સીગનપોરીયા, શેઠ જ. દા. સીગનપોરીઆની પેઢીના કલારક.
શેઠ પાલનજી ધનજીભાઈ પટેલ, મેશરસ પાલનજી દીનશાહની કુ૦ ના માલેક.
પાલનજી માણેકજી કીકા, શેઠ ભી. કા. ની કુ. ના કલારક.
પાલનજી મેરવાનજી સીગનપોરીયા, શેઠ કા. દી. ના કલારક .
પીરોજશાહ દી. વાછા, એડનની પોલીસના ઈનસપેકટર.
પીરોજશાહ એદલજી સદરી, શેઠ પા. દી. ની કુ૦ ના કલારક.
પારોજશાહ માણેકજી રાંદેલીઆ, ઈજનેર દી વીરામેન.
પેસતનજી કાવસજી પદર, શેઠ ભી. કા. ની કુ૦ ના વેપારી, તથા મેનેજીંગ ઓનર.
પેસતનજી નવરોજી મેહતા, શેઠ ભી. કા. ની કુ૦ ના કલારક.

પેસતનજી નવરોજી કકલ્યા, શેઠ પા. દી. ની કું૦ ના એકાઉન્ટન્ટ.
પેસતનજી હોરાબજી ચીખલીયા, શેઠ કા. દી. ના બબરચી.
પેશતનજી રતનજી કાસદ, શેઠ પા. દી. ની કું૦ ના કલારક.
પેશતનજી રૂસતમજી જતરીયા, કમપોઝીટર.
ફરામજી નવરોજી બનાજી, શેઠ કા. દી. ના શીપીંગ કલારક.
ફરદુનજી દી૦ મેહતા, ઈજનેર, શેઠ કા. દી.
ફરામજી હોરાબજી ગનદેવ્યા, શેઠ પા. દી. ની કું૦માં કલારક.
ફરદુનજી ભીખાજી સરકારી, શેઠ મ. એ. મા. કોલાબેવાલાની પેઢીના કલારક.
ફરામજી માણેકજી સીગનપોરીયા, કલારક.
ફરામજી રૂસતમજી મોદી શેઠ કા. દી. ના બબરચી.
ફરામજી રૂસતમજી તમબોલી, શેઠ કા. દી. ના કલારક.
ફીરોજશાહ પાલનજી પટેલ, શેઠ પા. દી. ની કું૦ ના મેનેજર.
ફીરોજશાહ મનચેરજી કોલાબેવાલા, જનરલ મરચંટ.
બરજોરજી બમનજી મેહેતા, કલારક.
બરજોરજી નશરવાનજી નાણાવટી, શેઠ દી. કા. ની કું૦ ના કલારક.
બમનશાહ જાંગીરજી મોદી, શેઠ કા. દી. ની કું૦ ના કલારક.
બમનજી મેરવાનજી મહેતા, શેઠ પા. દી. ની કું૦ ના કલારક.
બમનજી હોરમસજી ભાતપોરીયા એડનની પોસ્ટ ઓફીસના કલારક.
બરજોરજી આદરજી મીસતરી, સરકારી ઓબઝરવેટરીના કલારક.
બરજોરજી કેરશાસ્પજી મજમુદાર, શેઠ દી. કા. ની કું૦ ના મેહેતા.
બરજોરજી બમનજી મેહેતા, શેઠ કા. દી. ના કલારક
બેરામજી મનચેરજી કોલાબેવાલા, જનરલ મરચંટ.
બેરામજી શાપુરજી મેહેતા, કલારક
બેરામજી મીસતરી, પોરટ ટ્રસ્ટ ખાતાના સુથાર.
બેરામજી દાદાભાઈ પટેલ, શેઠ કા. દી. ના કલારક.
બેરામજી પેસતનજી ભરૂચા, શેઠ કા. દી. ના કલારક.
બેરામજી બમનજી પાલખીવાલા, શેઠ કા. દી. ના કલારક.
બેરામજી મનચેરજી મુનશી, શેઠ કા. દી. ના કલારક.
મનચેરજી ગુસતાદજી મોદી, શેઠ દી. કા. ની ના કું૦ ના કલારક.
મનચેરજી પાલનજી પંથકી, મેશરસ કા. દી. કું૦ ના કલારક.
માણેકજી કાવસજી ભેસાનયા, કલારક.
માણેકજી જમશેદજી પાઘડીવાલા શેઠ કા. દી. ના કલારક.
માણેકજી પેશતનજી રાંદેલ્યા, છાપખાનાના પ્રીંટર, શેઠ કા. દી.
માણેકજી બરજોરજી બામ, શેઠ જ. દા. સીંગનપોરીઆની પેઢીના કલારક.
માણેકજી મનચેરજી કોલાબેવાલા, જનરલ મરચંટ
માણેકજી સોરાબજી કુપર શેઠ કા. દી. ના કું૦
માણેકજી હીરજીભાઈ હારવર, એનજીન ડરાઈવર.
માણેકજી મેરવાનજી ચીનાઈ, શેઠ કા. દી. ના કલારક.
માણેકજી સોરાબજી કરાકા, બાઈ જરબાઈ ચેરીતેબલ દીસપેનસરીના ડોકટર.
મેરવાનજી કાવસજી દાદાચાનજી શેઠ કા. દી. ના કલારક.
મેરવાનજી કાવસજી ભેસાનીયા, શેઠ કા. દી. ના કલારક.
મેરવાનજી સોરાબજી ગોટલા, શેઠ કા. દી. ના કલારક.
મેરવાનજી સોરાબજી દમનયા, શેઠ પા. દી. ના બબરચી.
રતનશાહ નવરોજી, કનડેનસીંગ ઈનજીનયર.
રતનજી માણેકજી બીલીમોરયા, કંપોઝીટર.
રૂસતમજી બરજોરજી સુતરયા શેઠ પા. દી. ની કું૦ ના કલારક.
રૂસતમજી એદલજી અવારી, શેઠ કા. દી. ન કલારક.
રૂસતમજી જમશેદજી કરવા, ફીટર.
રૂસતમજી નવરોજી તાંતરા, એડનના ડેપયુતી પોસ્ત માસ્તર.
રૂસતમજી નાનાભાઈ જાંબુરીવાલા, શેઠ ભી. કા. ની કું૦ ના કલારક.
રૂસતમજી તેમુલજી વાંગા, શેઠ કા. દી. ના કલારક.
રૂસતમજી દીનશાહ ભરૂચા, જનરલ મરચંટ
રૂસતમજી ધનજીભાઈ સીગનપોરયા, કલારક.
રૂસતમજી ફરામજી ગાંધી, શેઠ કા. દી ના કલારક.
રૂસતમજી ફરદુનજી દાવર, એડનની પોસ્ત ઓફીસના કલારક.
શેઠ રૂસતમજી હોરાબજી દીનશાહ શેઠ કા. દી. ના ભાગ્યા.

શાપુરજી ખરશેદજી ઉનવાલા, શેઠ કા. દી. ના કલારક.
શેઠ શાવકશાહ કાવસજી દીનશાહ શેઠ કા. દી. ના ભાગ્યા.
શાવકશાહ હેરાબજી દારૂવાલા, કલારક શેઠ કા. દી.
શાવકશાહ પીરોજશાહ શાગર, શેઠ કા. દી. ના કલારક.
સોરાબજી એદલજી ધરમપોરીઆ, શેઠ કા. દી. ના કલારક.
શેઠ સોરાબજી કાવસજી દીનશાહ, શેઠ કા. દી. ના ભાગ્યા.
સોરાબજી નવરોજી વીકાજી, શેઠ કા. દી. ના કલારક.
સોરાબજી દાદાભાઈ પંથકી, શેઠ કા દી. ના કલારક.
સોરાબજી દાદાભાઈ હવાલદાર, શેઠ કા. દી. ના કલારક.
સોરાબજી દીનશાહ પેટીગરા, શેઠ કા. દી. ના કલારક.
સોરાબજી હેરાબજી ચાચા, શેઠ પા. દી. ની કું૦ ના કલારક.
સોરાબજી રતનજી મેહેતા, શેઠ કા. દી. ના ક.
સોરાબજી રૂસતમજી પટેલ, કંપોઝીટર.
સોરાબજી પાલનજી પટેલ, શેઠ પા. દ. ની કું૦ ના મેનેજર.
સેરયારજી ફરામજી ઉનવાલા, શેઠ કા. દી. ના કલારક.
શેઠ હોરમજી કાવસજી દીનશાહ, શેઠ કા. દી. જનરલ મરચંટના વડા ભાગ્યા.
હોરમજી નસરવાનજી કલબવાલા, પી. એંડ ઓ. કા૦ ની ઓફીસના હેડ કલારક.
હોરમજી જમશેદજી ગોટલા, છાપખાનાના પ્રીંટર, શેઠ કા. દી.
હોરમજી ફરામજી મીસ્રી સુથાર.
હોરમજી ડોસાભાઈ લવજી શેઠ કા. દી. ના. સુપરકારગો.
હોરમજી ડોસાભાઈ ઈજનેર શેઠ. કા. દ. ના કલારક.
હોરમજી ધનજીભાઈ એરાવચા, શેઠ કા. દી. ના કલારક.
કાવસજી મેરવાનજી પટેલ કસટમ કલારક.
જમશેદજી નવરોજી ગનદેવચા શેઠ કા. દી. ના મેનેજર એડન.
જમશેદજી બરજોરજી બામ, એજન્ટ જમશેદજી દાદાભાઈની કું૦ ના.
દીનશાહ કુવરજી મશવાલા, એજન્ટ મેકશલ લાઈન.
દેરાબજી દીનશાહ આગા, હેડ કલારક ડેપ્યુટી કમીશનર.

ધનજીભાઈ ફરામજી ગનદેવચા, શેઠ કા. દી. ના કલારક.
પાલનજી મનચેરજી પંથકી શેઠ કા. દી. ના ક.
બમનશાહ જમશેદજી બીલીમોરયા, મીલીટરી સ્ટોર કલારક.
મનચેરશા સોરાબજી ગેમબીઅર, બુકકીપર ત્રેઝરી ઓફીસ બજાર.
માણેકજી નવરોજી તાંતરા ત્રેઝરી કેશીઅર.
મેરવાનજી કાવસજી પટેલ, જરીબા કલારક. બરખરા.
રૂસતમજી રતનજી ભેસાનયા, શેઠ કા. દી. ના ક.
હોરમજી નવરોજી બીલીમોરયા, શેઠ કા. દી. ના કલારક એડન.
ખરશેદજી નવરોજી કાકા, એડન પોલીસ ઈન્સપેકટર–માલલા એડન.
ડોસાભાઈ નસરવાનજી બાટલીવાલા, શેઠ કા. દી. ના મેનેજર એડન જેલર એડન.
કેખસરૂ જમશેદજી ભરૂચા, કનડેનસીંગ ઈન જીનીયર–સીરા.
અરદેસર એદલજી પાતરાવાલા, શેઠ પા. દી. ની. કું૦ ના એસીસ્ટંટ મેનેજર.
નસરવાનજી સચા, શેઠ ભી. કા. કેમ્પની દુકાનના કલારક.
દેરાબજી શાપુરજી ગામદીઆ, શેઠ ભી. કા. ની કેમ્પની કું૦. ના મેનેજર.
રૂસતમજી ધનજીભાઈ સીગનપોરીયા, શેઠ પા દી. ની. કું૦ ના કલારક.
સોરાબજી ખરશેદજી ગાંધી, શેઠ કા. દી. ના ક.
સોરાબજી ફકીરજી ગનદેવીઆ, શેઠ, કા. દી. ક.
જાગીરજી રૂસતમજી ખરાસ, શેઠ કા. દી. ના કલારક–હોદેદા.
દીનશા માણેકજી સાસત્રી, શેઠ કા. દી. ના કલારક–હોદેદા,
દીનશા માણેકજી ભાગલીઆ, શેઠ કી. દી. પા. ના મેનેજર, હોદેદા.
નાનાભાઈ કાવસજી ખંબાતા, હેડ કલારક, ચીફ સપલાઈ એન્ડ ત્રાંસપોસ્ટ ઓફીસ એદન, બ્રીગેડ.
ધનજીશાહ ફરામજી મહેતા, એકાઉન્ટન્ટ, ચીફ સપલાઈ એન્ડ ત્રાંસ પોરટ ઓફીસ એડન બ્રીગેડ.
બમનજી નવરોજી ખંબાતા, હેડ કલારક ચ ફ સપલાઈ એન્ડ ત્રાંસપોસ્ટ ઓફીસ એન્ડ બ્રીગેડ.
મેરવાનજી દાદાભાઈ કરંજયા, કલારક ચીફ સપલાઈ એન્ડ ત્રાંસપોસ્ટ ઓફીસ એડન બ્રીગેડ.
રતનશાહ મેરવાનજી ડાકટર, કલારક, ચીફ સપલાઈ એન્ડ ત્રાંસપોસ્ટ ઓફીસ એડન બ્રીગેડ.

## આ પુસ્તક પ્રગટ થવા બાદ નીચલી નજરચુક મળી આવી છે.

——:૦:——

| સફે. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|
| ૬ | ડી'ધાલા | ધાલા. |
| | હાલ દુકાનો ખોલી છે. | આગળ દુકાનો ખોલી હતી. |
| ૧૫ | માલલા ધવાનો. | માલ લાધવાનો. |
| ૧૮ | "સીર"નો ટાપુ | સીરાનો ટાપુ. |
| ૨૨ | બેરકો | બરાખો. |
| ૨૪ | ૫૦,૦૦૦ તન મીઠું | ૮૦,૦૦૦ ટન મીઠું. |
| ૨૬ | જેનો તફાવત ફકત ૭૦ મૈલ છે | ઘણો છે. |
| ,, | રસતો સપાટ છે | રસતો ચઢાણુવાળો છે. |
| ,, | ૫૦ હજાર ટન | ૮૦ હજાર ટન. |
| ,, | પકવી રવાના કરેછે | પકવી ઘંટીમાં દળી રવાના કરે છે. |
| ૨૭ | ચુનો શેકવાનો | ચુનો પકવવાનો. |
| ,, | તવાઓમાં | અગરમાં. |
| ૨૮ | ૧૮૭૩ ના ૬ ઠા કાયદા મુજબ પૈસા લેવામાં આવેછે | આ ખાતું હાલ પોર્ટ ટ્રસ્ટનો હસ્તક ચાલે છે. |
| | છેલ્લા બે ફકરા કાઢી નાખવા | |
| ૩૧ | કીમત રૂ. ૫૦ થી રૂ. ૫૩ થાય છે | કીમત રૂ. ૬૦ થી રૂ. ૭૦ થાય છે. |
| ૩૩ | અને તરત તે પીંછાં બહાર કાઢે છે. | અને તરત પીંછાં બહાર કાઢી લે છે. |
| ૧૨૩ | 'ડી' ધાલા | ધાલા. |
| ૧૩૦ | ટોપી રાખત નથી | ટોપી રાખતા નથી. |
| ૧૩૧ | પારટી | શીકારીઓની ટોલકી. |
| ૧૩૭ | મોકા | મોખા. |
| ૧૩૮ | એક બકરાનો બાળક નજદીક | બાળક નજદીક એક બકરાનો. |
| ૧૩૯ | માહદી | મેદી. |
| ,, | "મકીલ" અને "સમસ" | મીજલસ. |

| સફે. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- |
| ૧૪૦ | "કાટ" | "કાટ" એટલે એક જાતનો લીલો પાલો જે સવાદમાં તુરો લાગે છે તે જેમ હીંદીઓ પાનસોપારી ખાતા હોય તેમ આરબો ચાવે છે. |
| ૧૪૧ | ગુલબાનથી | ગુલાબથી. |
| ૧૪૩ | મંદીલ | રેસમી રોમાલ. |
| ૧૪૪ | મજબુત | ટાઇટ. |
| ,, | ટોપકુ | લસણનો કડો. |
| ૧૪૫ | તેજ વખતે | સાતમે દહાડે. |
| ,, | છોકરો | છોકરા. |
| ૧૪૯ | શુકરવારની બપોરથી | સુકરવારની સાંજથી. |
| | રવીવારની સવાર સુધી | શનીવારની સાંજ સુધી. |
| ૧૬૭ | જાણીતા શેઠયાઓની સબી-ઓ દેવાલે ટાંગેલી નજરે પડે છે | તેમાં મરહુમ શેઠ ભીખાજી કાવશ-જીની સબી છે. |
| ૧૮૨ | જણાય છે. | જણાઇ છે. |
| ૧૮૫ | ટાંકાંમાં ભરેલું પાણી | હાલ લશકરને આપતા નથી. |
| ૧૮૯ | કરબી મોકાથી | કરબી લાહજથી આવે છે. |
| ,, | મી૦ નવરોજી કોલાબેવાલા | મી૦ નવરોજી એદલજી માણેકજી કોલાબેવાળા. |
| ૧૯૦ | સેબફળો જંગબારથી | સેબફળો ઇટલીથી. |
| | એદન લીલી | ફુલ જોવામાં આવતું નથી. |
| | ઝેરી સાંપો | સાપનું ઝેર નથી. |